# પ્રકરણ ૪ થું.

## સરકારી નોકરી.

ભોળાનાથે સરકારી નોકરીમાં દાખલ થતા પ્હેલાં બે માસ સુધી અમદાવાદમાં દિવાની અદાલતમાં ઉમેદવાર તરીકે કામ કર્યું હતું. તે પછી અમદાવાદમાં કાયદાની પરીક્ષા આપી તેમાં પાસ થયા. પાછળથી મુંબાઈમાં મુનસફની પરીક્ષા આપી હતી, તેમાં પણ પાસ થયા હતા. અમદાવાદ અથવા ધોધા જ્યાં એમને પસંદ હોય ત્યાં જાય એવો ઠરાવ થયાથી, અમદાવાદના મુનસફની જગા સ્વીકારી. ૧૮૪૪ ના ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે આ પ્રથમ નોકરી શરૂ થઈ. પોતાના પિતાને પુષ્કળ સંપત્તિ હોવા છતાં એમણે નોકરી કરવાનું ધાર્યું એ તે સમયના અને હાલના ધનવાન્ લોકથી વિરુદ્ધઆચાર હતો. એમના પિતાએજ એમને નોકરીમાં દાખલ કર્યા તે રાજદરબારી બાબતમાં પ્રવીણતાની પ્રાપ્તિ થાય એ ઉદ્દેશથી. થોડી મુદત સુધી અમદાવાદમાં નોકરી કર્યા પછી એમની બદલી કપડવણજ થઈ અને ત્યાંથી ઉમરેઠના મુનસફની જગા ઉપર ગયા. ઉમરેઠમાં કેટલાક માસ રહ્યા પછી ખેડામાં મુનસફ થયા. ત્યાં સન ૧૮૬૩-૬૪ સુધી રહ્યા તેટલા વખતમાં એમણે સરકારની નોકરી બહુજ ઉત્સાહથી અને એકનિષ્ઠાથી કરી. નોકરીની દરમિયાન મુનસફની પરીક્ષા લેવાને મુંબાઈમાં પરીક્ષક તરીકે એમને એકાદ બે વાર ઠરાવ્યા હતા. તે વખતના અંગ્રેજ અધિકારિયોની એમના પર બહુ મહેરબાની હતી. તેમની પાસેથી ઘણાં સારાં સારાં સર્ટિફિકેટો મેળવ્યાં છે. અંગ્રેજ અધિકારિયો પણ તેમને યોગ્ય માન આપતા, એટલે એક સરકારી નોકર તરીકેજ નહિ પણ સદ્‌ગૃહસ્થ મિત્ર તરીકે ગણતા. તે સમયે તેમને અંગ્રેજ ગૃહસ્થોનો સહવાસ પણ ઘણો હતો એમ એમના રોજ કામ ઉપરથી જણાય છે. થોડા વખત સુધી ભરૂચમાં પણ નોકરી કરી હતી. પણ ભરૂચમાં એમની તબિયત બહુજ નાદુરસ્ત રહેવાથી પાછી ખેડે બદલી થઈ. તે વખતે એમને મુનસફથી ચઢતી સદર અમીનની જગા મળી. ખેડેથી સન ૧૮૬૩-૬૪ માં અમદાવાદ બદલી થઈ. અને સન ૧૮૬૫-૬૬ માં સુરતમાં પ્રિન્સિપલ સદર અમીનની જગા મળી. ત્યાં ચાર વર્ષ રહ્યા તે સમયમાં એમની સ્ત્રીનું મરણ નીપજ્યું. ત્યાર પછી ૧૮૬૯ ના જાન્યુઆરી માસમાં

થાણે બદલી થઈ. ત્યાં મરાઠી ભાષાનો વહીવટ હતો તોપણ એમણે પોતાની હમેશની સરળતાથી ન્યાયનું કામ ચલાવ્યું. કારણકે એ ભાષાનું જ્ઞાન એમને પ્હેલેથીજ હતું. થાણે એમની બદલી થઈ તે સાંભળી ત્યાંના વકીલ કારકુનો વગેરે લોક વિચારમાં પડ્યા કે એ ગુજરાતી ગૃહસ્થ છે તેમને દક્ષિણમાં કેમ ઠીક પડશે. પણ ત્યાં એમણે કામ આરંભ્યા પછી લોકોએ જાણ્યું કે એમને મોડી સુદ્ધાં આવડે છે ત્યારે સર્વને આશ્ચર્યની સાથે સંતોષ થયો. થાણામાં પાંચ મહિના રહ્યા તે સમયમાં બે માસની રજાને પ્રસંગે તેમણે અંબાજી તથા આબુની મુસાફરી કરી અને રજા પૂરી થયે થાણે પાછા ગયા. એવામાં અચાનક એમના બીજા પુત્ર આપારાવનું સત્તાવીસ વર્ષની ઉમરે મૃત્યુ થયું. આ મહાખેદકારક બનાવથી તેમનું ચિત્ત નોકરી ઉપરથી ઊઠી ગયું. પણ બિલકુલ નોકરી છોડી દઈશ તો ચિત્તને વધારે ખેદ થશે એમ ધારીને એમણે નોકરી કરવાનો ઇરાદો કાયમ રાખ્યો, પણ અમદાવાદની પાસેની જગામાં બદલી થાય તો નોકરીમાં રહેવું, નહિં તો પેનશન લેવું, એવો નિશ્ચય કર્યો. અને તેથી સરકાર પાસે ખેડા જિલ્લામાં બદલી માગી. તે સમયના અંગ્રેજ અધિકારિયો મ્હોટા દિલના અને સામા માણસની સ્થિતિ ઉપર યોગ્ય લક્ષ આપીને કામ કરનારા હોવાને લીધે એમની બદલી ખેડે કરી. ત્યાં એમણે સન ૧૮૭૪ના ઓક્ટોબર સુધી નોકરી કરી અને તેજ માસમાં પેનશન લીધું. ભુજની દિવાનગિરી સ્વીકારવા સારું બે ત્રણ વાર રાવ સાહેબ તરફથી માણસો આવી ભોળાનાથને પૂછી ગયાં હતાં; પણ એ વાત એમને અરુચિકર હતી. રાજખટપટની વાતને એમના સ્વચ્છ હૃદયમાં અવકાશ મળ્યો નહિં. કારણ કે પેનશન લેતા પ્હેલાં ઘણા લાંબા સમયથી સરકારી નોકરીમાંથી જેમ બને તેમ જલદી મુક્ત થઈ ફક્ત સાર્વજનિક લાભનાં કાર્યમાં પોતાનો સમય રોકવાની એમને ઇચ્છા થઈ હતી. સરકારી નોકરી છોડ્યા પછી દેશી અમલદારોએ દેશી સંસ્થાનમાં જવાનાં ફાંફાં મારવાં અથવા જવું એ એમના વિચારવિરુદ્ધ હતું. કારણ કે પેનશન લીધા પછી મનુષ્યને જે ફરજો બજાવવાને વધારે સુલભતા થાયછે તે ફરજો તે બરોબર સમઝ્યા હતા; અને તેને અનુસરીને પોતે વર્તન કરી એમની પછીના પેનશનરોને સારું એક અનુકરણીય દૃષ્ટાંત આપ્યું.

જે જે સ્થળે એ નોકરીને સબબે ગયેલા તે તે સ્થળે સરકારી નોકરી શિવાય લોકોપયોગી કામમાં એમણે લક્ષ બહુ આપ્યું હતું. નિશાળ, લાયબ્રેરી, ધર્મશાળા વગેરે સ્થપાવવામાં ભોળાનાથ તન મન અને ધનથી મદદ કરતા. તેમજ ગરીબ લોકોને અન્ન અને વસ્ત્ર આપી તેમનાં દુઃખનું નિવારણ કરતા.

વળી પોતાના નમ્ર અને માયાળુ સ્વભાવને લીધે સર્વ જગ્યાના સરકારી તથા ખાનગી લોકોની એમણે એટલી બધી પ્રીતિ મેળવી હતી કે તેટલી પ્રીતિ મેળવી હોય એવા અધિકારીનો બીજો દાખલો હજી સુધી જોવામાં આવતો નથી. કપડવણજ, ઉમરેઠ અને ભરૂચમાં એમણે બહુ થોડી મુદત નોકરી કરેલી તેમ છતાં ત્યાંના લોકની પણ એમના ઉપર ઘણી ચાહના હતી. થાણા જેવી દૂર જગ્યાના લોકો પણ એમના ટુંકી મુદતના સહવાસથી પ્રસન્ન થઈ ગયા હતા. ખેડામાં એમણે બધું મળીને બાવીસ વર્ષ નોકરી કરી તેથી ત્યાંના લોકોને સહવાસનો સ્નેહ તો હોયજ. પણ તે વર્ષોમાં એમણે લોકોપયોગી કૃત્યો બહુજ કર્યાં હતાં તેથી લોકો તેમને ઘણીજ પ્રીતિથી જોતા હતા. લુચ્ચા, કપટી લોકોને દંડ દીધેલા તે છતાં તે લોકો પણ એમની નિંદા ન કરતાં વખાણ કરતા. એ ઉપરથી જોવાનું છે કે જે યોગ્ય ઇનસાફ આપે, પ્રમાણિકપણે રહે, અને સ્વચ્છ હૃદયથી સર્વને સમાન ગણે, તેને સર્વ લોક ચ્હાયછે. લોકો તરફથી જેટલી પ્રીતિ અને માન મેળવ્યાં તેટલુંજ માન સરકાર તરફથી એમને મળ્યું. અધિકાર છોડ્યા પછી પણ સરકારે દરબાર ભરી રાવબાહાદુરનો ખિતાબ તથા તેજ વખતે એક દુશાલાના ખિલતની બક્ષીસ કરી હતી. દરબારમાં કલેક્ટર મી. ઓરોડેલ અને જજ્જ મી. ન્યૂનહમે જે ભાપણો કર્યાં હતાં તે ઉપરથી સાફ સમઝાય છે કે અંગ્રેજ સરકાર એમના પ્રમાણિકપણાથી, ન્યાયથી, અને કાબેલિયતથી ખરેખર સંતુષ્ટ થયા હતા. તે પછી પણ એમને દક્ષિણના બીજા વર્ગના સરદારમાં દાખલ કરવામાં આવ્યા હતા. ગુજરાતમાં આવા સરદારોના વર્ગ છેજ નહિં, અને દક્ષિણના સરદારના વર્ગમાં સરકારે એમના શિવાય બીજા કોઇ ગુજરાતી ગૃહસ્થને હજી સુધી દાખલ કર્યો નથી. જ્યારે નામદાર 'પ્રિન્સ ઑફ વેલ્સ' હિંદુસ્થાનમાં આવ્યા ત્યારે સરકાર તરફથી એમને મુંબાઈ જવાનું ખાસ ઇજન હતું. સન ૧૮૭૭ માં મહારાણીએ કૈસરે હિંદનો ખિતાબ ધારણ કર્યો તે વખતે એમનાથી દિલ્લી જવાનું ન બન્યાથી એમને અમદાવાદના દરબારમાં નામદાર વાઈસરૉય તરફથી એક સર્ટિફિકેટ આપવામાં આવ્યું હતું. ત્યાર પછી સને ૧૮૮૨ માં અમદાવાદની મ્યુનિસિપાલિટીમાં સરકાર તરફના મેમ્બર હતા. પણ એ કામ એમના ધર્મવ્યવસાયમાં ખલેલ કરશે એમ ધારી એક વર્ષ પછી રાજીનામું આપ્યું. કેળવણીખાતાની ગુજરાતી બુક કમિટીના મેમ્બર એમને સરકારે સન ૧૮૮૦ માં નીમ્યા હતા, તે મરણપર્યંત રહ્યા. અમદાવાદ ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડના પણ મેમ્બર (ઇનામદાર તરફથી નિમાયલા) હતા તે મરણપર્યંત રહ્યા. આ કામ મ્યુ-

નિસિપાલિટી જેટલો વખત રોકે એવું ન્હોતું. સરકારી નોકરી છોડ્યા પછી, આ તરેહના સંબંધ શિવાય પણ સરકાર સાથે એમને ઘણો સંબંધ હતો. મ્હોટા મ્હોટા સાંસારિક અથવા સ્થાનિક સ્વરાજ્ય વિષયો સંબંધી પ્રશ્ન સરકાર તરફથી એમને પૂછવામાં આવતા.

આ સર્વ માન એમને સરકારી નોકરીમાં મળ્યું, પરંતુ સરકારી નોકરી-થીજ યશ મેળવવાનો લઘુ હેતુ એમના ઉદાર મનમાં કદિ નહોતો. નિરંતર વિદ્યાવલોકન કરી તથા ધર્મપરાયણ વૃત્તિ રાખી લોકોપયોગી કાર્યમાંજ પોતાનું જીવનસમર્પણ કરવું, આજ એમનો ઉદાર હેતુ હતો. વાસ્તવિક રીતે આજ કારણથી એમને ખ્યાતિ મળી. મ્હોટી પદવીની નોકરી તો ઘણાક કરેછે, પણ તેજ કારણથી તેમને સુજ્ઞ લોક કીર્તિપાત્ર ગણતા નથી, તેનાં અનેક દૃષ્ટાન્ત છે. ખરી મહત્તાનું સત્ય સ્વરૂપ તે કાંઇ અંગ્રેજી અથવા દેશી નોકરીના ઊંચા દર-જ્જા નથી, પણ નિઃસ્વાર્થ ઉદારતા, સ્વભાવનમ્રતા, ધાર્મિકવૃત્તિ, તથા લઘુ-દૃષ્ટિવાળા અજ્ઞલોક તરફની નિંદાથી અસંકુચિત સામાજિક ઉન્નતિનો સોત્સાહ યત્ન,—એજ છે. તાત્કાલિક લોકપ્રીતિથી લોભાઈને જેઓ ઉન્નતિના માર્ગમાં વિઘ્ન કરેછે, અને પોતાનાં આડંબરયુક્ત કૃત્યોથી સંતુષ્ટ થઈ આશ્રિતવર્ગની ભાટાઈથી પ્રફુલ્લ થઈ જન્મનું સાર્થક્ય તો અમેજ કર્યું એમ માનેછે, તેઓથી સુકીર્તિ તો સો ગાઊ દૂર નાસશે એટલુંજ નહિં પરંતુ તેઓ ભવિષ્યની વિચા-રશીલ પ્રજાના તિરસ્કારને પાત્ર થશે.

# પ્રકરણ ૫ મું.

## સ્વભાવમુદ્રા તથા જાણવાલાયક બિના.

ભોળાનાથના શરીરનો બાંધો મજબૂત અને પુરુષને છાજે એવો હતો. તનદુરસ્તી પણ હમેશ ઘણું કરીને સ્વસ્થ રહેતી. નિત્ય સ્હવારે ચાર* વાગ્યે ઊઠીને બે ત્રણ માઇલ સુધી પગે ચાલીને ફરવા જવાનો મ્હાવરો હતો. આખરના મંદવાડના દિવસ સુધી પણ પગે ચાલીને ફર્યા હતા. વાંચવા લખવાનું બધું કામ પ્હરોડિયે તથા સ્હવારમાં કરતા. બપોરે કચેરીનું કામ કરવામાં વખત ગાળતા. રાત્રે જલદી સુવાની ટેવ હતી, પણ સ્હવારમાં ઊઠવાનું જલદી થતું. અને એકંદર પણ નિદ્રા બહુ થોડી આવતી. ઈશ્વર ઉપર ખરા અંતઃકરણની શ્રદ્ધા હતી. પૂર્વે જ્યારે મૂર્તિપૂજા કરતા ત્યારે તે પણ ખરી શ્રદ્ધાથી કરતા, અને જ્યારે વ્હેમનો પડદો ખસીને મૂર્તિ ઉપરથી આસ્થા જતી રહી ત્યારે પણ નિરાકાર ઈશ્વર ઉપર શ્રદ્ધા અને પ્રેમ રહ્યાં અને તે વિશેષ દૃઢ થયાં. મૂર્તિપૂજા કરતા તે પણ નિયમસર કરતા, અને ઈશ્વરની માનસિક ભક્તિ કરતા તે પણ અંતઃકરણથી નિયમપ્રમાણે દરરોજ કરતા. એમનામાં જેવો ભક્તિભાવ હતો તેવો હાલ બીજા થોડામાં જોવામાં આવેછે. પિતૃભક્તિ પણ વખાણવા લાયક હતી. પિતાની આજ્ઞા પાળવાને હમેશ ઉત્સુક રહેતા. તેમજ સંતાન પ્રતિ પ્રેમ પણ અનુકરણીય હતો. જેટલો પોતાનાં પુત્ર પુત્રી ઉપર પ્રેમ તેટલોજ પૌત્ર પૌત્રી ઉપર, અને તેટલોજ તેનાં પણ સંતાન ઉપર રાખતા; બલ્કે જે તેમના સહવાસમાં આવે તેના ઉપર પોતે ખરા દિલથી સ્નેહભાવ રાખતા; અને એમનામાં કાંઇ એવી સ્નેહાળ વૃત્તિ હતી કે તેને લીધે સામા માણસમાં પણ તેમના પ્રત્યે સ્નેહ તથા પૂજ્યભાવ ઉત્પન્ન થતો. પોતે ઘણા મ્હોટા દરજ્જાનું માન સરકાર તરફથી તથા લોકમાં પણ મેળવ્યું હતું, તેમ છતાં ગર્વનો બિલકુલ અંશ એમનામાં ન્હોતો. પ્હેરવેશ ઘણો સાદો રાખતા, અને વૃત્તિ તથા રીતભાત પણ એક સાધારણ સદ્ગૃહસ્થ જેવાં હતાં. એમની નિરભિમાન સાદી વૃત્તિકૃતિને લીધે ઘણા રમૂજી તથા બોધદાયક પ્રસંગો કદી કદી આવતા હતા. "આપણાથી કાંઇ ચાલતા જવાય?" એવું માનનારા જવાન શેઠિયા હાલ પણ

* પૂર્વે કોઇવાર સાઢાચાર અથવા પાંચ વાગ્યે ઉઠેલા ત્યારે 'આજ મોડું ઉઠાયું' એમ રોજનિશીમાં લખેલું જણાયછે.

હશે. ગર્ભશ્રીમંત એકજ પુત્ર હોવા છતાં આવા શેઠિયાથી તદન ઉલટી રી-
તિના ભોળાનાથ હતા, અને તેપ્રમાણે નિત્ય પગે ચાલવાની કસરત જિંદગી-
નો ઘણો ભાગ રાખી રહ્યા હતા. અમદાવાદમાં કેટલાક દિવસ આ પ્રમાણે
શિયાળાના સ્હવારમાં રોજ પગે ચાલી સાધારણ દૂધવાળાને ત્યાંથી ધારોષ્ણ દૂધ
પીવાનું પેનશન લીધા પછી રાખ્યું હતું. એક વખતે દૂધ આપતાં આપતાં દૂધ-
વાળી ડોશીએ આ સાદા પોશાકના, નોકર વગેરેના આડંબર વિનાના, પદગા-
મીને પૂછ્યું "ડોહા! બંધાણ બંધાણ રાખોછો કે? રોજ દૂધ પીવા આવોછો?"
આ રમૂજી પ્રસંગ પોતાની આસપાસનાને કહીને ભોળાનાથને ખૂબ આનંદ
થતો. તે દિવસ પછી તે ઠેકાણેથી દૂધ પીવું છોડી દીધું. ગરીબ તથા તવંગર,
વૃદ્ધ તથા બાળક સર્વની સાથે સમાન રીતે બોલતા. વળી દયાનો ગુણ, જે
સર્વ મહાન્ પુરુષોમાં હોવો જોઇયે તે એમનામાં સંપૂર્ણ રીતે વ્યાપ્ત હતો.
એમના દિલની મ્હોટાઈ સ્તુત્ય હતી. પૈસો આપવામાં અને બીજાના વિશે કાંઇ
પણ વિચાર કરવામાં ઉદારતા ઘણી વાપરતા. રા. મહીપતરામના ઇંગ્લાંડના
પ્રવાસને સંબંધે નાત્યમાં તકરાર ચાલતી હતી તેવામાં સામા પક્ષમાંના એક પુરુ-
ષને નોકરી અપાવવાની અથવા તેમાં વૃદ્ધિ કરવાની ભલામણનો પત્ર એમણે
કોઈ અધિકારી ઉપર લખી આપ્યાનું દૃષ્ટાંત એમની ઉદાર બુદ્ધિને પ્રકાશમાં
આણવાને અપર્યાપ્ત નથી. કોઇ આદમી જુઠું બોલેછે એવું એમના મનમાં
પણ ક્વચિતજ આવતું, અને પરનિંદાનો એમણે બિલકુલ ત્યાગ કર્યો હતો.
એટલે હમેશ ઉદાર વૃત્તિથી હરેક વાત સારા રૂપમાંજ એમની નજર આગળ
આવતી. પોતાના પુત્રાદિકને અનેકવાર વાતચીતમાંજ ઉપદેશ કરતા. અને તે
સમે બોધદાયક ફારસી શેરો અથવા સંસ્કૃત શ્લોક બોલીને તથા દૃષ્ટાંતરૂપ
ટૂંકી વાતો કરીને પોતાના ઉપદેશ બલવત્તર કરતા.

લોકનિર્ભીરુતા (Moral Courage) એમનામાં પુષ્કળ હતી. નાત્યની
કેટલીક નિરર્થક રીતભાત ફેરવવામાં એમણે એ હિમ્મત વાપરેલી જણાય છે.
ઉપર કહેલા સર્વ ગુણ-ભક્તિ પ્રેમ, દયા, ઉદારતા, અને હિંમતનાં કેટલાંક
દૃષ્ટાંત નીચેની હકીકતો ઉપરથી જણાશે. આ સર્વ મહાન્ ગુણોને લીધેજ
એ મહાપુરૂષની પંક્તિમાં ગણાયા, અને સર્વ લોકોની પ્રીતિ મેળવી તથા વિ-
શાળ ખ્યાતિ પામ્યા.

મૂર્તિપૂજા ઉપર જે કાળમાં એમને શ્રદ્ધા હતી તે કાળમાં તેના નિયમ
સંપૂર્ણ રીતે પાળતા. તે કાળમાં જે તરેહની ભક્તિ એ કરતા તે યથાર્થ માનીને
કરતા. બ્રાહ્મણોને દાન પણ બહોળે હાથે કરેલાં. ત્યાર પછી બુદ્ધિ સંસ્કાર પામ્યાને

લીધે વ્હેમ અને બીજી અજ્ઞાન ભરેલી ક્રિયા ઉપરથી શ્રદ્ધા જઈને સત્ય નિરાકાર ઈશ્વર ઉપર શ્રદ્ધા બેઠી, તેની સાથે એમના મનને એવું પણ ઉદ્‌બોધન થયું કે આ દેશના લોકની ધાર્મિક સ્થિતિ સુધરવી જોઇયે; અને એ ઇચ્છા પૂર્ણ કરવાને એમણે સન ૧૮૭૧ ના ડિસેંબર માસની ૧૭ મી તારીખે રા. બા. મહીપતરામ રૂપરામ વગેરે સન્મિત્રોની મદદથી પ્રાર્થનાસમાજ નામની મંડળી પ્રિન્સ ઑફ્ વેલ્સ ભારે માંદગીમાંથી બચ્યાની ખબર આવી તે દિવસે સ્થાપી. પેનશન લીધા પછી જિંદગીનો ઘણો ભાગ એ સમાજની વૃદ્ધિ કરવામાં એમણે ગાળ્યો હતો. એ ઉપરથી સહજ જણાય છે કે એમનામાં ઇશ્વિર ઉપર ભક્તિભાવ અગાધ અને સંપૂર્ણ હતો. એમનામાં દયાનો ગુણ પણ વ્યાપ્ત હતો તે એમણે જે જે ન્હાનાં મ્હોટાં પરોપકારનાં કાર્ય કર્યાં છે તે ઉપરથી જણાય છે. કેટલાક ગરીબ છોકરાઓને નિશાળમાં ભણવાને પૈસાની તથા પુસ્તકની મદદ કરતા. તેમજ અનેક અપંગ માણસોએ એમની દયાનો લાભ લીધો હતો. ખેડામાં જ્યારે નોકરી ઉપર હતા ત્યારે એક વખત ખેડેથી મેહમદાવાદ બળદની ગાડીમાં આવતા હતા. તેમની સાથે એક ન્હાનો રજપૂતનો છોકરો જે આશરે ૧૮ વર્ષની ઉમરનો હતો તે કચેરીમાં પટામાં નોકર હોવાને લીધે એમની સાથે તે દિવસે આવ્યો હતો પણ છ સાત માઇલ ગાડીની સાથે નહિં ચાલીસકે એમ ધારીને એમણે દયાભાવથી એ સિપાઈને પોતાની સાથે ગાડીમાં બેસાડયો. આ નિરભિમાનવૃત્તિના જ્વલંત દૃષ્ટાન્ત ઉપરથી માલૂમ પડશે કે દયા આવે તે વખતે એમના મનમાં બીજો કોઇ પણ ભાવ રહી સકતો નહિં, કે જે દયાનું કૃત્ય કરતાં એમને અટકાવે.

સન ૧૮૬૬ ના માર્ચ માસની તા૦ ૭ મીએ એમની સ્ત્રીનું આશરે ૪૩ વર્ષની ઉમરે મરણ થયું. આ સમયે એમને પાંચ પુત્ર અને બે પુત્રીઓ હતાં, તેથી પોતે ધૈર્યથી ચિત્તનું સમાધાન કરી પોતાને ઉદ્યોગે લાગ્યા. હિંદુલોકના રિવાજપ્રમાણે સારો હોદ્દેદાર અથવા પૈસાદાર પુરુષ આવે પ્રસંગે ગમે તેટલી ઉમરે પણ પરણેછે તેપ્રમાણે ભોળાનાથને બીજી વારનું લગ્ન કરવાને એમના મિત્રોમાંથી જે ડાહ્યા સમઝુ પુરુષોમાં ગણાતા હશે તેમણે પણ સારી પેઠે આગ્રહ કર્યો હતો. પણ એ આગ્રહને બિલકુલ ન ગણકારતાં એમણે દૃઢ નિશ્ચયથી એ વાતનો અનાદર કર્યો. અને ઈશ્વરકૃપાથી એ નિશ્ચય એમના મરણપર્યંત કાયમ રહ્યો અને સુખી થયા. વૃદ્ધાવસ્થામાં અથવા બીજી રીતે પ્રતિકૂળ સ્થિતિમાં એટલે એકાદ બે કરતાં વધારે સંતાન હોવા છતાં પુરુષ ફરીથી લગ્ન કરે એ નિંદ્ય છે એમ એમનો મત હતો. હિંદુઓએ હાલના સમયમાં ચાળીસ

વર્ષની ઉમર પછી ફરીથી લગ્ન ના કરવું જોઇયે એવો અભિપ્રાય એમણે બાંધ્યો હતો. વૃદ્ધ પુરુષો લગ્ન કરેછે તે કેવળ મૂર્ખાઈ કરેછે, એમ માનતા, અને તે વિશે એવા દાખલા થયા હશે તે વખતે એ રિવાજના નુકસાન વિશે કહેતા, તથા તેની નોંધ પણ રાખી છે.

એક સ્થળે નીચે પ્રમાણે લખ્યું છે.

"Another injurious custom is that an old man of fifty or sixty marries a girl of eight or ten. This is shocking and pernicious in the extreme. These people are no doubt committing the sin of casting the poor girls into deep pits of permanent misery."

પોતાની પત્નીના મરણ પ્હેલાંનાં પાંચ સાત વર્ષો એમણે બહુજ આનંદમાં ગાળ્યાં હતાં. ખેડામાં નોકરી હોવાને લીધે હર રવિવારે અમદાવાદ આવી પોતાના કુટુંબનાં સર્વ માણસોને મળતા. એમના પિતાની પાસેથી એમણે ગાયનનો શૉક લીધો હતો. અને પોતાના પુત્રોમાં પણ એ રસિક વિદ્યાનો શૉક સારીપેઠે હોવાને લીધે, ગાયનથી જે બેહદ આનંદ થાય છે એનો તેમણે સંપૂર્ણ અનુભવ કર્યો હતો. પૂર્વે દર અઠવાડીએ અમદાવાદમાં આવીને ગાયન સાંભળતા, અને જે સ્થળે પોતે નોકરી નિમિત્તે રહેતા, ત્યાં પણ પોતાની ગાનકળાની કદર થશે એમ સમઝી અનેક ગવૈયા એમની પાસે ઘણે પ્રસંગે જતા. તેમનું ગાયન સાંભળી તેમની કળાનું તોલન કરી તેમને યથોચિત સંતોષ આપતા. અને સારા ગાનથી ખરું શ્રુતિસુખ અનુભવતા. ગાયનનો એટલો બધો શૉક હોવા છતાં એમણે આશરે ત્રીસ વર્ષથી વેશ્યાનો નાચ જોવો છોડી દીધો હતો. અને બનતાસુધી નાચની મિજલસમાં શામિલ થતા નહિં. કોઇ વાર રાજદરબાર જેવી જગાએ સપડાઈ ગયાને લીધે બેસવું પડે તો તે પણ બહુજ લાચારીથી તથા નાખુશીથી બેસતા, પણ નાચમાં ના બેસવું એવો નિશ્ચય કર્યા પછી એવું બે ત્રણ વારજ બન્યું હશે; કારણ કે એમના સર્વ મિત્રો જાણતા કે વેશ્યાના નાચની મિજલસમાં એ નહિં આવે તેથી એમને કોઇ આગ્રહ કરતાજ નહિં; અને જેમને ઘેર લગ્ન વગેરે પ્રસંગે ભોળાનાથ જતા તેમને ત્યાં નાચ શરૂ થતા પ્હેલાં જઈ આવતા.

એમની પત્નીના મરણ પછી થોડી મુદતમાં એમને લોકનિર્ભીરુતા બતાવવાનો પ્રસંગ આવ્યો. સન ૧૮૬૦ માં રા. બા. મહીપતરામ રૂપરામ ઇંગ્લાંડ ગયા હતા ત્યાંથી પાછા આવ્યા પછી અમદાવાદમાં રહ્યા. ત્યારપછી બે ત્રણ વર્ષે નાતમાં એ વિશે તકરાર પડી. વિલાયત જવાથી વટલાય અને

શાસ્ત્રનો એ માટે પ્રતિબંધ છે વગેરે લૌકિક વાતો સર્વ જાણે છે અને એ વાતથી નાતમાં એ વિશે ચર્ચા થવા લાગી. તેમ છતાં એમને ઉઘાડી રીતે નાતબ્હાર મૂકેલા નહિં પણ નાતના લોકોને એમને નાતબ્હાર મૂકવાની ઇચ્છા ખરી. આ સમયે **ભો**ળાનાથ **સુ**રતમાં નોકરીને સબબે રહેતા હતા. રા. બા. **મ**હીપતરામ પણ **સુ**રતના રઈસ; તેથી એમણે રા. બા. **નં**દશંકર તુળજાશંકર વગેરે ત્યાંના કેટલાક મિત્રોની મદદથી રા. **મ**હીપતરામને પોતાની અને બીજા મિત્રોની સાથે જમાડ્યા. આ બનાવથી એમને સર્વેને નાતબ્હાર મૂક્યા. એટલે **અ**મદાવાદની નાતે પણ તેમને નાતબ્હાર કર્યા. આ વખતે **ભો**ળાનાથે શાસ્ત્રીઓની સભાઓ કરી શાસ્ત્રાર્થ કઢાવ્યા. તેમજ શાસ્ત્રાર્થ સમ-ઝાવવાને સ્વબુદ્ધિબળથી સત્યનિરૂપણ, સત્યવિવેક અને નાગરમિત્ર નામના ઘણા જાજવલ્યમાન અને સબળ નિબંધ લખી તેમાં બહુજ તારીફલાયક ન્યાય-નિયમથી પોતાનો પક્ષ સ્થાપવા દલીલો બતાવી. પણ ભિક્ષુક બ્રાહ્મણોએ લોભ અને અજ્ઞાનને લીધે તથા નાગર ગૃહસ્થોએ બહુધા ઈર્ષ્યા અને મમતને લીધે સત્યાસત્ય ન તપાસતાં શાસ્ત્રાર્થ સ્વીકાર્યો નહિં. આથી બિલકુલ ન ગભરાતાં **ભો**ળાનાથે પોતાની હિમ્મતથી આખો સત્ય પક્ષ ટકાવી રાખ્યો. આ સંબંધે એમણે પૈસાનો ખર્ચ પણ પુષ્કળ કર્યો હતો. એ તકરાર સાત વર્ષ સુધી રહી, અને આખરે સન ૧૮૭૨ ના ડિસેંબર માસમાં **ભો**ળાનાથનું ઘર અને એમની સાથે રહેલાં બીજાં ઘર સર્વ નાતમાં શામિલ થયાં. **સુ**રતવાળા તો **સુ**રતની ના-તમાં તેપ્હેલાંજ શામિલ થયા હતા. તોપણ **સુ**રત અને **અ**મદાવાદની **ના**ગરની નાતો વચ્ચે વ્યવહાર જારી થયો નહિં. આ વ્યવહાર પણ **ભો**ળાનાથનીજ હિ-મ્મતથી આખર સન ૧૮૮૧ માં જ્યારે એમના કનિષ્ઠ પુત્રનું **સુ**રતમાં લગ્ન થયું ત્યારે **સુ**રતમાં અને ત્યાર પછી તુરત **અ**મદાવાદમાં ચાલુ થયો. આ સમયે એ-મના પુત્રોની પણ હિમ્મતની એમને સારી મદદ હતી. **હિં**દુસ્થાનમાં નાતનું બંધારણ કેવું છે, નાતનું જોર કેવું છે, અને નાતબ્હાર રહ્યાથી કેટલાં અને કેવાં કષ્ટ સહન કરવાં પડેછે, તે જે લોકો જાણતા નથી તેઓને એટલે અંગ્રેજ, પારસી, મુસલમાન વગેરે લોકોને આ કામમાં કેટલી બધી હિમ્મત તથા ધૈર્યનો ખપ છે તેનો વિચાર આપવો મુશ્કેલ છે. પણ નાતના બંધથી જે સંપૂર્ણ રીતે વાકફ છે તેને એમ લાગ્યા વિના નહિં રહે કે સાત વર્ષ સુધી નાતબ્હાર રહીને આખરે તેરે વર્ષે પણ **મ**હીપતરામના કુટુંબને નાતમાં દાખલ કરાવ્યું એ કાંઇ થોડી હિમ્મતનું કામ નહોતું. એ વર્ષોમાં એમને ત્યાં મરણ પણ થયાં અને લગ્ન પણ થયાં, ત્યારે એટલુંજ જોવું કે એ પ્રસંગોએ એમણે

કેવી રીતે પોતાનાં કાર્ય સિદ્ધ કર્યાં હશે. ઈશ્વરકૃપાથી એમનો ટેક છેક સુધી કાયમ રહ્યો.

એ તકરાર ચાલુ હતી તેવામાં સન ૧૮૬૯ ના જૂન મહિનાની છઠ્ઠી તારીખે સાયંકાળે એમના બીજા પુત્ર આપારાવનું આશરે સત્તાવીસ વર્ષની ઉમરે યુવાવસ્થામાં એકદમ મંદવાડ આવવાથી એક દિવસમાં મૃત્યુ થયું. આ વખતે ભોળાનાથ થાણે નોકરી ઉપર હતા. પોતાના પુત્રને એકદમ મુઝારો થઈ આવ્યાની ખબર એમને તારથી મળી, અને તે ઉપરથી અમદાવાદ આવવાને તુરત થાણેથી નીકળી મુંબાઈ આવ્યા; પણ આગગાડીનો વખત ના હોવાથી પોતાના પુત્રના મુખદર્શનાર્થે આવવાને સ્પેશિયલ ટ્રેન સારું એમણે ઘણી મહેનત કરી અને હજારો રૂપિયા આપવાના કબૂલ કર્યા, પણ ચોવીસ કલાક પ્હેલી ખબર આપવી જોઇયે એવો ધારો હોવાને લીધે તે દહાડો મુંબાઈમાં અથાગ શોકમાં અને ચિંતામાં ગાળવો પડ્યો. બીજે દિવસે રાત્રે અમદાવાદ આવ્યા, પણ પુત્ર ક્યાં? એ સમયે એમને જે નિરાશામિશ્રિત શોક થયો હશે એનું કોણ માપ કરી સકે? તારથી મંદવાડની ખબર મળી એટલે પુત્ર જીવવાની ઉમેદ તો છોડીજ હતી, પરંતુ એનું છેલ્લીવાર મુખ પણ જોઈ સકીશ એ આશાએ મુંબાઈથી અમદાવાદ સુધીનો રસ્તો કાપ્યો. ચિંતાને લીધે અશ્રુપૂર્ણ આંખ્યે આખો રસ્તો કાઢ્યો હતો, તોપણ મેઘાચ્છાદિત આકાશમાં ક્વચિત્ ક્ષણમાત્ર સૂર્યનું ન્હાનું કિરણ પ્રગટ થાય તેમ એમના ચિંતાગ્રસ્ત હૃદયમાં પુત્રમુખ જોવાની સહજ આશાનું સ્ફુરણ થઈ કાંઇક ચિત્તને સમાધાન કરતું હતું; પણ ઘેર આવીને તે આશા ભંગ પામી; કારણ જે પુત્રનું મુખ જોવાને એક ક્ષણમાં હજારો રૂપિયા ખર્ચવાનું કબૂલ્યું હતું તે પુત્રરત્ન તો એમની પાસેથી ઈશ્વરે કયારનું એ પોતાની પાસે બોલાવી લીધું હતું. આવી હૃદયવેધક વેદના કોણ ખમી સકે? અને આવું દારુણ દુઃખ જોઈ કિયું વજ્રમય હૃદય પીગળ્યા વિના રહે? દૃઢ મમતે ચઢેલા નાતના વિરુદ્ધ પક્ષવાળા આવેળા વિરોધ ભૂલી ગયા, અને આવા મહા દુઃખના દર્શનથી ઉત્પન્ન થતી સમભાવના તથા ઉદારતાથી પ્રેરિત થઈ, સ્મશાનમાં ગયા એટલુંજ નહિં, પણ શબવહનમાં મદદ કરી, અને ભોળાનાથના ગોરે અગ્નિદાહ દીધો. સ્વાભાવિક રીતે દુઃખ થાય° તે થયું પણ ભોળાનાથે મૂર્ખ અજ્ઞાન લોકની પેઠે ક્લેશ કર્યો નહિં, અને એમના કુટુંબની સ્ત્રીઓએ પણ એમની આજ્ઞા પાળી ઘણે દરજ્જે કૂટવાનો રિવાજ ઓછો કર્યો. એ પુત્રને કાંઇ સંતાન ના હોવાથી અને પાછળ બાળવિધવા મૂક્યાથી ભોળાનાથના દુઃખમાં વધારો થયો. પ્રથમ સ્ત્રીનું મરણ

અને ત્યાર પછી ત્રણજ વર્ષમાં પુત્રનું મૃત્યુ—આ બે બનાવથી એમના ચિત્તને બેહદ દિલગીરી થઈ. પણ ઇશ્વર ઉપર શ્રદ્ધા હોવાને લીધે એમણે આશ્ચર્યકારક ધૈર્યથી પોતાના ચિત્તનું બહુ ટૂંકી મુદતમાં સમાધાન કર્યું. મરણ પાછળ બ્રાહ્મણભોજન વગેરેમાં નકામો ખર્ચ ન કરતાં ભોળાનાથે પોતાના પુત્રના સ્મરણાર્થે, એમના મિત્રોએ એક ભંડોળ ઊભું કર્યું હતું, તેમાં રૂ.૧૦,૦૦૦ની રકમ આપી. આ બનાવ પછી એમણે કુટુંબની પાસે રહી સરકારી નોકરી થઈ સકે તો કરવી, અને નહિં તો પેનશન લેવું, એવો ઇરાદો કર્યો. આ ઇરાદો થવાનું કારણ એજ કે એ આપારાવને મરણ પ્હેલાં જોઈ ન સક્યા કેમકે દૂર દેશ પોતે રહેતા હતા. તે પ્રમાણે એમણે ખેડે અથવા સુરત બદલી કરવાની અરજ કર્યાથી સરકારે એમની બદલી ખેડે કરી.

ત્યાર પછી બે વર્ષે એમના કુટુંબમાં ત્રણ લગ્ન થયાં; આ વખતે નાત્યની તકરાર ચાલુ હતી; પણ ઈશ્વર કૃપાથી સર્વ કાર્ય નિર્વિઘ્ન પાર પડયું. નાત્યની તકરાર છતાં ત્રણ કન્યાઓનો લગ્નસમારંભ સંપૂર્ણ થયો. વીસનગરા અને બીજા બ્રાહ્મણોએ વિધિ કરાવ્યો વગેરે સર્વ યથાસ્થિત નિર્વિઘ્ન પાર પડયું તે કારણને લીધે એમણે તે પ્રસંગે નીચેનું ધૉળ જોડી વરરાજાના વરઘોડામાં તથા લગ્નની સમાપ્તિ વખતે ગવડાવ્યું હતું. તે વખતે મૂર્તિપૂજા ઉપરથી શ્રદ્ધા જવાનો આરંભ થઈ ચૂક્યો હતો પરંતુ તે મત પ્રસિદ્ધપણે બ્હાર જણાવવાની હિંમત નહિં ચાલી હોય અથવા તો કોઈ બીજા કારણસર દેવીને સંબોધન એ ધૉળમાં છેઃ—

## ધોળ.

કીરપા કીધી અંબે મારી માવડી, પુર્યા મનના મનોરથ સર્વ,<br>
ઉતર્યો રિપુગર્વ—થયો જય સત્યનો. ૧

માજી અવસરે આવી ઊભાં રહ્યાં, ઉપકાર કીધો છે મહાન,<br>
રહ્યું અભિમાન—થયો જય સત્યનો. ૨

વડા નાગર સાગર બુદ્ધિના, નવ રહે કદી પરતંત્ર,<br>
વાહાલો છે સ્વતંત્ર—થયો જય સત્યનો. ૩

માજી સઊને રૂડી મતી આપજો, છોડાવો પરતંત્રનો પાશ,<br>
પુરો તેની આસ—થયો જય સત્યનો. ૪

જય થયો સ્વતંત્ર પક્ષનો, * * * *<br>
* * * —થયો જય સત્યનો. ૫

શત્રુ થર થર થર થર કંપીયા, માજી એ સઉ તમારા પ્રતાપ,
કૃપા છે અમાપ—થયો જય સત્યનો. ૬

અંબા આપકૃપાથી કારજ સીધ્યાં, ફરક્યાં ફરક્યાં સત્યનાં નિશાન,
શું સમઝે નાદાન—થયો જય સત્યનો. ૭

શક્તિ સરવસ્થળે સત્ય સ્થાપીયુ, એવો અચળ નિયમ ફરે કેમ,
ચળે ન ધ્રુ જેમ—થયો જય સત્યનો. ૮

જેણે જૂઠાં બંધન તોડીયાં, મૂળ પુરૂષ એ મહીપતરામ,
રૂડાં કીધાં કામ—થયો જય સત્યનો. ૯

વાજે વરઘોડે વાજાંજ રંગનાં, એતો સત્યતણા ડંકા સર્વ,
ઉતર્યો રિપુગર્વ—થયો જય સત્યનો. ૧૦

હવે લગ્નસમારંભ થાયછે, ચાલી ચાલી રંગની રેલ,
* * * —થયો જય સત્યનો. ૧૧

વરરાજા બીરાજ્યા આ મંડપે, થાઓ નિત્ય કુશલ કલ્યાણ,
ઉગ્યો જયભાણ—થયો જય સત્યનો. ૧૨

આશા પુરી આશાપુરી માજીયે, ઝળકાવ્યાં સત્યનાં નિશાન,
દીધાં વરદાન—થયો જય સત્યનો. ૧૩

આ ધોળમાં જે કેટલાક એમના સ્વભાવવિરુદ્ધ કટુશબ્દ છે તેનું મૂળ તે સમયે એ તકરારનો જુસ્સો બહુ વધી ગયો હતો તે છે.

પુત્રના મરણ પછી ભોળાનાથનું મન ઈશ્વર તરફ વધારે ખેંચાવા લાગ્યું, અને ભજન જોડવામાં ફુરસદનો વખત ગાળવા માંડયો. સન ૧૮૭૧ ના ડિસેંબર માસમાં અમદાવાદપ્રાર્થનાસમાજ સ્થાપન થઈ. એ વિશે પ્રથમ લખી ગયા છિયે અને આગળ પણ કહેવામાં આવશે. ત્યારપછી સન ૧૮૭૪ ના ઑક્ટોબરમાં એમણે પેનશન લીધું. ત્યાં સુધી વિશેષ જાણવા લાયક બિના બની નથી. એ પછી એમણે નિશ્ચિંત થઈ પોતાનો સર્વ કાળ પ્રાર્થનાસમાજના અને બીજા ધર્મના અને પરોપકારના કાર્યમાં કાઢ્યો. એમને મુસાફરીનો શૉક ઘણો હતો. નોકરીના સબબથી મુસાફરી કરતા જ, પરંતુ મૂર્તિપૂજા ઉપર શ્રદ્ધા હતી ત્યારે યાત્રાનિમિત્ત અને ત્યાર પછી દેશ જોવાની ખાતર વર્ષમાં એકવાર મુસાફરી કરતા. યાત્રાનિમિત્તે પૂર્વે યુવાવસ્થામાં અંબાજી ગયા હતા. ત્યારપછી ફરી અંબાજી, આબુ, વઉઠા, બહુચરાજી, નાસિક, પૂના, મુંબઈ, ડુમસ, ઊંટડીયા મહાદેવ, સોલાપૂર, મહાબલેશ્વર વગેરે અનેક

સ્થળે ફક્ત જોવાની ખાતર કેટલીક વાર કુટુંબનાં સર્વે માણસો સાથે અને કેટલીક વાર થોડાં માણસો સાથે ગયા હતા. સન ૧૮૭૭ માં ઉત્તર હિંદુસ્થાન અને બંગાળાની મુસાફરી કરી હતી. દક્ષિણની મુસાફરી કરવાની એમને ઘણી ઇચ્છા હતી પણ ઈશ્વરે એ સુયોગ આણ્યો નહિં. ઉપર કહેલી મુસાફરીઓ વખતે જ્યાં જ્યાં યાત્રાનાં ધામ હતાં ત્યાં એકે ઠેકાણે એમણે માહાત્મ્યવાળા કુંડ અથવા નદીમાં સ્નાન નથી કર્યું તેમ બ્રાહ્મણને નિરર્થક દાન કર્યું નથી. પૂર્વે જ્યારે વ્હેમી હતા ત્યારે તો સર્વ કર્યું હતું. રાધનપુરના રાજ્યમાં એમનું ઇનામી ગામ હોવાને લીધે એમને ત્યાંના નવાબ સાહેબ સાથે ગાઢો સંબંધ હતો અને રાજ્યના એક મિત્ર તરીકે ગણાતા. તેથી એમને રાધનપુર જવાનું પણ ત્રણેક વખત થયું. ત્યાંના નવાબસાહેબ મ્હોટાં કામો એમની સલાહથી કરતા. મહાબળેશ્વરની મુસાફરી એમની સોબતમાં કરી હતી. નવાબસાહેબનું રાજ્ય રેલવેથી અને એજન્સીથી બહુ દૂર હોવાને લીધે સુધારામાં બહુ પાછળ છે, એમ એમને લાગતું અને નવાબસાહેબ પણ એ વાત સમઝતા. તેથી એમણે નવાબસાહેબને અનેકવાર અરજ કરેલી કે તમે સારા ભણેલા નવા વિચારના કારભારી રાખશો તો તમારું રાજ્ય સુધરશે. એવું ઘણી વાર કહેવાથી આખરે ( ૧૮૮૬ માં ) એમણે સારો દિવાન રાખ્યો. તેવખત ભોળાનાથ તો ગુજરી ગયા હતા. પણ તે પ્હેલાં નવાબ સાહેબે એમની સલાહ લીધી હતી.

સન ૧૮૭૯-૮૦-૮૧ અને ૮૪ માં એમના પુત્ર, પૌત્રીઓ અને પૌત્રનાં લગ્ન થયાં અને પુત્રવધૂઓને સીમંતપ્રસંગ આવ્યા. તે વખતે લૌકિક રિવાજમાં ઘણા ફેરફાર કર્યા; તેમાં મ્હોટો ફેરફાર એ કર્યો કે સન ૧૮૮૪ માં બે સહુથી ન્હાના પુત્રોની વહુઓને અને સન ૧૮૮૫ માં પૌત્રની વહુને સીમંત આવ્યું તે વખતે સીમંતનિમિત્ત કાંઇં પણ જમણવાર કર્યો નહિં, તેમજ સીમંતનો અશ્લીલ વિધિ પણ કર્યો નહિં. એ સુધારો એમની ન્યાતમાં અમદાવાદ તથા ચરોતરમાં પ્રથમજ થયો. એમને આ નિર્લજ્જ વિધિ ઉપર પુષ્કળ ધિક્કાર હતો, પણ પૂર્વે સમય અનુકૂળ ન હોવાને લીધે તેમજ બીજાં અનેક કારણોને લીધે તે કરવો પડતો. પણ આ પ્રસંગે ખરેખરી હિમ્મત વાપરીને એ રિવાજ બિલકુલ બંધ કર્યો. તે વખતે બ્રાહ્મણો વગેરે લોકોએ સહજ ચર્ચા કરી; પણ વખત એટલો બદલાયો છે કે એવા બીજા દાખલા થવા માંડ્યા છે.

પછી સન ૧૮૮૩ ના ડિસેંબર માસમાં એમના તૃતીય ( ચતુર્થ ) પુત્રને

સ્ટેટ્યુટરી સિવિલ સર્વિસમાં દાખલ કરવાનો ઠરાવ હિંદુસ્તાન સરકાર તરફથી થયો. પુત્રને આવું માન મળ્યાથી પિતાને સંતોષ થાય એ સ્વાભાવિક છે. અને તેમાં વળી ભોળાનાથ જેવા પુત્રવત્સલ પિતાને અગાધ સંતોષ અને આનંદ થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. એ પુત્રને ખેડામાં પ્રથમ કામ કરવાને રાખ્યાથી એમના હર્ષમાં વધારો થયો.

અત્યાર સુધી એમના દિવસ સુખમાં ગયા. આપારાવના મરણ પૂર્વે જે સુખ હતું તેવું તો નહિંજ, પરંતુ તેનું થોડું ઘણું વિસ્મરણ થયા પછી સ્વાભાવિક રીતે મનના ધર્મ પ્રમાણે સુખ મળતું તેમાં (એમનો સ્વભાવ હમેશ આનંદી અને સુખી થવાનો હતો તેપ્રમાણે) દિવસનું નિર્ગમન કર્યું; પરંતુ

कस्यात्यन्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा ।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

એમના થોડા સુખમાં પણ એકાએક પાછો ભંગ થયો. ૧૮૮૪ ના ડિસેંબર માસની તા૦ ૧૫ મીને સાયંકાળે, ત્રણ માસ માંદગી ભોગવી, એમના જ્યેષ્ઠ પુત્ર બાબારાવે આશરે પિસ્તાળીસ વર્ષની ઉમરે દેહત્યાગ કર્યો. આ બીજો ઘા લાગવાથી ભોળાનાથના ચિત્તને બેહદ ખેદ થયો. પરંતુ સંતોષ એટલો હતો કે એમણે (બાબારાવે) પાછળ પુત્ર, પુત્રી, પૌત્રી વગેરે કુટુંબવિસ્તાર મૂક્યો હતો. પણ પ્રથમના ઘા વખત કરતાં આ વખતે એમની અવસ્થા વૃદ્ધ તેથી શોકની અસર વધારે થઈ; તેમજ વળી પ્રથમ કરતાં આ વખતે ધર્મજ્ઞાનની વૃદ્ધિ વધારે થઈ હતી અને ઈશ્વરસહવાસ વધારે થયેલો હતો તેથી ચિત્તનું સમાધાન ઝટ કરી સક્યા. પુત્રમરણથી સ્વાભાવિક રીતે શોક થયો, પરંતુ સજ્જ્ઞાનથી તથા ઈશ્વરસહવાસથી હૃદયમાં ગંભીરતા આવી હતી તે કારણથી એ શોક અલક્ષ્ય રહ્યો. આમ થવાથી કોઇ અનુદાર લોક, જે પુત્રવત્સલતા તથા હૃદયગાંભીર્યથી અજ્ઞાન હશે, તેમને એમ પણ લાગ્યું હશે કે ભોળાનાથના ચિત્તને પુત્રમરણનું દુઃખ લાગ્યું નથી. પરંતુ—

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को नु विज्ञातुमर्हति ॥

આ પછી એમણે મંડળીમાં બહુ શામિલ થવું મૂકી દીધું. પ્રાર્થનીસમાજ અને બીજાં પરોપકારી કામની મંડળી શિવાય બીજી સભામાં જવાનું બંધ કર્યું. ગૃહસંસારમાં જે થોડુંક ધ્યાન આપતા તે પણ મૂકી દઈ કેવળ ઈશ્વરપરાયણ વૃત્તિ કરી. એમને રાજકીય વિષય વિશે બહુ લક્ષ પણ નહોતું, કેમકે એ ખરેખરા રાજભક્ત હતા. એમના જે સર્વે સદ્ગુણ ઉપર વર્ણવ્યા

તેમાં એક મુખ્ય ગુણ વિશે કહેવું રહી ગયું છે; તે એ કે–અતિથિસત્કાર. આ ગુણ એમનામાં બહુજ હતો. પોતાને ઘેર પ્હરોણો આવ્યાથી ઘણા ખુશી થતા અને એનો ખરા અંતઃકરણથી અને ઉદારતાથી સત્કાર કરવાને લીધે અતિથિજન પણ ખુશી થઈને વિદાય થતો. આ એમના પ્રશંસનીય સદ્‌ગુણને લીધે એમનું ઘર મહેમાન વિના ખાલી રહેતું નહિં. સરાસરી મહિનામાં એકાદ બે પ્હરોણા ખરા ને ખરા. આ ભાવ એમનામાં એટલો વ્યાપ્ત હતો કે મરણના ત્રણ દિવસ પ્હેલાં જ્યારે અર્ધી બેશુદ્ધ અવસ્થા હતી ત્યારે પણ મને કહ્યું કે "મહેમાન આવ્યા છે તેની સાથે જમવા બેસો." ખરું જોતાં કોઇ મહેમાન નહોતો પરંતુ અતિથિસત્કારનો અભ્યાસ હોવાને લીધે તે વખતે એમ બોલાઈ જવાયું. ટૂંકામાં એટલું જ કે એમનામાં ભક્તિ, પ્રેમ, દયા, ઉદારતા, લોકનિર્ભીરુતા અને અતિથિસત્કાર–આ સર્વે સદ્‌ગુણ સંપૂર્ણ રૂપમાં હતા, અને તેની સાથે આનંદી સ્વભાવ અને ઉદ્યોગી વર્તનને લીધે લોકોપયોગી કામ પુષ્કળ કરી સક્યા અને લોકપ્રિય થયા.

શારીરિક શ્રમ લેવામાં પણ એમનો અસાધારણ અભ્યાસ હતો. એમના શરીરનો બાંધો તેને યોગ્ય હતો. તો પણ એવા ઘણાં દૃષ્ટાંત જોવામાં આવેછે કે જેમાં મનુષ્યો શરીરે પુષ્ટ હોવા છતાં તેને બિલકુલ તસદી આપતા નથી. પણ ભોળાનાથનું એથી વિરુદ્ધજ દૃષ્ટાંત છે. એમના શારીરિક શ્રમની કેટલીક વાર તો કેવી પરાકાષ્ઠા થતી તે આ એક દૃષ્ટાંતથી જણાશે. જ્યારે પ્હેલી ખેડામાં નોકરી હતી ત્યારે એમના કુટુંબમાં કોઇના લગ્નનો પ્રસંગ આવ્યો; તે વખતે રજા ન મળવાને લીધે ખેડેથી બપોરે એક વાગે નીકળીને સાંઝરે સાત વાગે અમદાવાદ આવ્યા; (તે વખતમાં રેલવે નહોતી). આખી રાત્ર લગ્નના સમારંભમાં શામિલ રહી પાછલી રાત્રે બે વાગે ખેડે જવા નીકળ્યા; ત્યાં સાત વાગે પ્હોચી કોર્ટના કામથી ફારક થઈ પાછા બપોરે એક વાગે નીકળીને સાંઝરે અમદાવાદ આવ્યા. એમની સહન-શક્તિ સાબીત કરવાને આ એક દૃષ્ટાંત બસ છે. આવા અનેક શ્રમ લીધેલા માલૂમ પડે છે. તે વખતમાં એમની યુવાવસ્થા હતી એટલે શ્રમ લઈ સકે એમ કોઇ કહેશે. પરંતુ તેને સવાલ એટલોજ છે કે યુવાવસ્થામાં પણ આવો શ્રમ લેનાર કેટલા વિરલા છે? આવો ઉદ્યોગ અને ઉત્સાહ કેટલા થોડા પુરુષોમાં જણાય છે? અને આ ઉદાહરણ તો સામાન્ય કામને માટે કરેલા શ્રમકષ્ટનું છે, પરંતુ એવો શ્રમવ્યય એમણે અનેક લોકહિતનાં કામ માટે અનેકવાર

કરેલો. કોઇ પણ સાર્વજનિક કામ અથવા પરોપકારનું કામ આવ્યું કે તે વખત તાપ તડકો કે એવાં દેહદુ:ખનાં કારણ ઉપર લક્ષ ન આપતાં તે કાર્યમાંજ એ પ્રવૃત્ત થતા. વૃદ્ધાવસ્થામાં પણ એ પોતાના ગજા ઉપરાંત શ્રમ લેતા. અને એ અતિશ્રમના પરિણામમાં એમને હૃદયરોગ ( Heart-disease ) થયો હતો. એ જેટલો શ્રમ-હદની અંદર અથવા ઉપર-લેતા તે નિરર્થક અને નિરુપયોગી કામ સારું લેતા નાહિં. અને તેથીજ કરીને એમની ઉદ્યોગી અને ઉત્સાહી વૃત્તિ શ્લાઘ્ય છે.

ઉપર વર્ણવેલા એમના ઉત્તમ માનસિક ગુણની ગણતરીમાં એકાદ બે રહી ગયા છે. એમના જેવા સ્પષ્ટવક્તા બહુ થોડા જણાય છે. સ્પષ્ટવક્તાના ગુણની સાથે નિષ્પક્ષપાત એટલો એમનામાં હતો કે પોતાના સંબંધીઓની ભૂલ તુરત બતાવતા, તે એટલે લગી કે એમના પુત્રના દોષ પણ તે પૂરી રીતે સમઝી સકતા. પોતાનાજ સંતાનનો વાંક વસવો એ કેટલાક મહાકઠિણ વાત ગણે છે; અને સારી કેળવણી ના મળી હોય તેને તો કઠિણ ખરુંજ. પણ જે સર્વ સત્યાસત્ય સમઝી સકે છે તેને પોતાના દોષ પણ સમઝાવા મુશ્કલ નથી. પોતાના પુત્રોના બાળકપણના જે કાંઇ દોષ હશે, અને જે દોષ તેઓ દૂર નહિ કરે તો તેમને ભવિષ્યમાં બહુ હાનિ થશે એમ એમને લાગેલું,તેવા દોષને માટે એમણે તેમને યોગ્ય ઠપકો આપીને સુધરવાની સૂચના કર્યાનાં પ્રમાણ, તથા તે શિવાય અનેક ન્હાની ચૂકો દૂર કરવાને કરેલી સૂચનાઓનાં અનેક પ્રમાણ એમના રોજકામમાં જણાય છે. આના દૃષ્ટાંતમાં એક વાત લખવા યોગ્ય છે. એમના જ્યેષ્ઠ પુત્રને સ્કૂલમાં શિક્ષકે સોટી મારી તેથી તે રીસાઈને ઘેર આવ્યા, અને પિતાને આવવાનું કારણ કહ્યું, તે ઉપરથી પોતે ગુસ્સે થઈને પુત્રને ઠપકો આપ્યો અને પાછા નિશાળમાં મોકલી માસ્તરની માફ મંગાવી. વળી હું જ્યારે અમદાવાદ ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં અભ્યાસ કરતો હતો તેવામાં એક વાર્ષિક પ-રીક્ષા વખતે મારા શિક્ષકે મને બીજાની લખેલી કૉપીબુક મારી તરીકે બતાવવા આપી. આ વાત પરીક્ષક મી॰ બ્યૂલરને ખબર પડી ને તેણે મારી સાક્ષી લીધી; પણ હું નિર્દોષ હતો તો પણ એ સર્વ હકીકત ભોળાનાથે જાણી કે તુરત મને મી॰ બ્યૂલરની ક્ષમા માગવા મોકલ્યો. તેમજ ન્યાયાસન ઉપર બેશી ન્યાય આપતી વખતે પક્ષપાત બિલકુલ રાખતા નહિં. તેના દૃષ્ટાંતમાં એક વાત આ સ્થળે લખવી યોગ્ય છે. જ્યારે ભોળાનાથ સુરતમાં પ્રિન્સિપાલ સદર અમીન હતા ત્યારે પાછળ સૂચવેલી એમની નાત્યની તકરાર ચાલતી હતી. તે અરસામ

દુર્ગારામ મ્હેતાજીએ શાસ્ત્રી દિનમણિશંકર ઉપર નુકસાનીની ફરિયાદી માંડી. એ કામ ભોળાનાથની પાસે આવતાં, તેમણે જિલ્લાજજ્જ તરફ મોકલ્યું—એમ કહીને કે હું આ કામમાં નાતની તકરારને સંબન્ધે કાંઇક સંબન્ધી ગણાઉં તેથી આ કામ બીજી કોર્ટમાં ચાલવું જોઇયે. પરંતુ જજ્જે તે તકરાર ન સ્વીકારતાં ભોળાનાથ કનેજ એ કામ પાછું મોકલી એમના ઉપરનો દૃઢ વિશ્વાસ બતાવ્યો. કામ ભોળાનાથને ચલાવવું પડ્યું. દુર્ગારામ ભોળાનાથના પક્ષમાં હતા અને દિનમણિશંકર વિરુદ્ધ પક્ષમાં હતા. ફરિયાદ પણ નાતની તકરાર સંબંધીજ હતી સર્વ લોકોને એમ લાગ્યું કે ભોળાનાથ દુર્ગારામની તરફજ ચુકાદો કરશે. પરંતુ એમની ન્યાયદૃષ્ટિ અસ્ખલિત હતી તેથી એમણે દુર્ગારામનો પક્ષ ન પકડતાં શાસ્ત્રી દિનમણીશંકરના લાભમાં ચુકાદો કરી પોતાની ન્યાયપરાયણ વૃત્તિનું દૃષ્ટાંત આપ્યું. આ ગુણની સાથે બીજો એક મ્હોટો ગુણ એમનામાં હતો તે જૂના જમાનાના લોકમાંથી અને નવી કેળવણી પામેલામાંથી પણ ઘણા થોડામાં જોવામાં આવેછે. એ મહાગુણને લીધે સર્વ મનુષ્ય પોત પોતાનું હિત સાચવી સકેછે. એ ગુણ વિનાના મનુષ્યને સન્માર્ગે ચાલી સકવાનો થોડોજ સંભવ હોયછે. પોતે પોતાના દોષ સમઝી તે દૂર કરવાનો પ્રયત્ન—આ એ મહાગુણ છે. આ ગુણને આટલું મહત્ત્વ આપવાનું કેટલાક વાજબી નહિં ધારે; પણ મારા માનવા પ્રમાણે મનુષ્યની આખી વર્તણૂકનો આ ગુણ ઉપરજ ઘણે દરજ્જે આધાર છે. એ ગુણ જેનામાં છે તે સદાચારી થાયછે, અને એ ગુણના અભાવે કરીને મનુષ્યનામાં અનેક દુર્ગુણ આવેછે. એ મહાગુણ ભોળાનાથના હૃદયમાં સંપૂર્ણ રીતે વ્યાપ્ત હતો તેનું પ્રમાણ એ છે કે એમના રોજકામમાં સ્થળે સ્થળે પોતાના કેટલાક દોષ કબૂલેલા જોવામાં આવેછે, અને તેની સાથે તે દોષથી મુક્ત થવાની ઈશ્વર પાસે અનેકવાર પ્રાર્થના કરેલી તેજ રોજકામમાં જોવામાં આવેછે; તેમજ એમનાં રચેલાં પ્રાર્થનાપુસ્તકોમાં પણ એનાં પ્રમાણ છે. અને એ ગુણનું પ્રત્યક્ષ પરિણામ એમના સદાચાર અને સદ્વર્તનમાં જણાતું. આ અને ઉપર વર્ણવેલા બીજા એમના મહાન્ ગુણને લીધે એમની આખી જિંદગી સદ્વર્તનથી ભરપૂર હતી. આવા સદ્ગુણવાળા પુરુષ મહાપુરુષની ગણનામાં આવે અને એમનાં સત્કાર્ય તથા સદ્વર્તન અનુકરણીય થાય એ નિર્વિવાદ છે.

---

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## પ્રવાસવર્ણન.

મનુષ્યના જીવનને ધર્માત્માઓએ મુસાફરીનું રૂપ આપ્યુંછે અને મનુષ્યને એક મુસાફર કલ્પ્યોછે. પૃથ્વી ઉપર મુસાફરી કરનાર મનુષ્યનો દેહ એક શહેરથી બીજે શહેર જાયછે તેમ મનુષ્યનો આત્મા સંસારયાત્રા કરવામાં પૃથ્વી છોડી અન્ય લોકમાં વાસ કરેછે. પૃથ્વી ઉપરની મુસાફરીનાં મુકામ થોડા થોડા દિવસના હોય પણ સંસારયાત્રાનો મુકામ કેટલાંક વર્ષનો છે. એ મ્હોટી યાત્રાના અંગમાં મનુષ્ય અનેકવાર પૃથ્વી ઉપર ન્હાની ન્હાની મુસાફરીઓ કરેછે.

હિંદુ લોકમાં ઘણા લાંબા કાળથી મુસાફરી કરવાનો રિવાજ છે; પણ તે રિવાજ ધર્મશાસ્ત્રની આજ્ઞાને લીધે પડયોછે એટલે તેને અનુસરીને યાત્રા કરનાર લોક બહુધા તીર્થનાં ધામમાં જઈ ત્યાં શાસ્ત્રાનુસાર કેટલીક ક્રિયાઓ કરી સંતુષ્ટ થઈ પાછા ફરેછે. એ તીર્થનાં ધામ ઘણાં ખરાં દેશના રમણીય તથા મનોહર ભાગમાં આવેલાં છે; તોપણ તીર્થયાત્રા કરનાર લોક ઘણું કરીને તે જગાના સૃષ્ટિસૌન્દર્યની ખૂબી સમઝતા નથી તેમજ મુસાફરીથી થતા લાભ લઈ સકતા નથી; કારણ કે તીર્થ કરનારામાંથી ઘણા ખરા ધર્માંધ હોઈને તેમને બીજા પ્રકારની કેળવણી ન મળ્યાથી એમના બીજા માનસી ભાવ ઉન્નતાવસ્થામાં આવેલા હોતા નથી. પરંતુ **ભોળા**નાથે જે યાત્રાઓ તથા મુસાફરીઓ કરી હતી, તે આ જાતની યાત્રા કરતાં જુદા અને ઊંચા પ્રકારની હતી. જે સમયમાં એમને વ્હેમી આચાર ઉપર ભાવ હતો અને તેને અનુસરીને ચાલતા તે સમયમાં યાત્રા કરેલી તે વખત તો બહુધા તીર્થમાં ક્રિયાઓ કરી સંતુષ્ટ થયા હતા; પણ પાછળથી જ્યારે સત્યધર્મ સમઝાઈ તીર્થગમનાદિ અનાચારની નિરુપયોગતા લક્ષમાં આવી ત્યાર પછી દેશ જોવાની ખાતરજ જે મુસાફરીઓ કરી હતી તે પ્રસંગે તો એમણે મુસાફરીથી થતા લાભનો ખરો અનુભવ કર્યો હતો. એમણે બાસઠ વર્ષની વય સુધીમાં અનેક મુસાફરીઓ કરી છે. નોકરીના સબબથી ગ્રામાંતર જવું પડતું; પરંતુ તે શિવાય પણ જેવામાં રેલવે ન્હોતી તેવામાં પણ મુંબાઈ સુધી જઈ આવ્યા હતા, અને રેલવે થયા પછી તો એક પણ વર્ષ આખું એક જગાએ નથીજ રહ્યા; પરંતુ બે ત્રણ મ-

હિના થાય એટલે કોઇ પણ કારણથી સ્થલાંતર કરવાનું ધારીને બ્હાર જતા. એમની મુખ્ય મુસાફરિયોના પ્રસંગની કેટલીક હકીકત એમના સાંસારિક તથા ધાર્મિક વિચાર વિશે બોલતાં કહેવી પડશે તો પણ મુસાફરી વખતે જે જગાએ ગયા ત્યાંના લોકની અવસ્થા વિશે માહીતી મેળવવાની જે એમને ટેવ હતી— જે ટેવ હાલ નવી કેળવણી લીધેલા લોક ગ્રામાંતર જતા હશે તેમનામાંથી પણ થોડાને હશે—તે, તથા ત્યાંની રીતભાત વિશે વાકફ થઈ તેમાંના સદંશનું ગ્રહણ કરવું ઇત્યાદિ મુસાફરની ખરી ફરજો એમણે બજાવી છે, તે સર્વેનું યથાર્થ ભાન થવા એમણે કરેલી મુસાફરિયોમાંથી કેટલીક જાણવા લાયક વિશે વર્ણન કરિયે.

આ પ્રકરણમાં **ભોળાનાથે** કરેલી મુસાફરિયોનું ટૂંકું વર્ણન કર્યું છે. તે કોઇકને નિરર્થક અથવા નીરસ લાગશે; પરંતુ તે સજ્જનોને એટલી વિનંતિ છે કે રેલવે, પોસ્ટઑફિસ, તારયંત્ર આદિ અનેક દેશવૃદ્ધિનાં ઉપકરણથી પરિવર્તન પામેલા આ જમાનાના વાતાવરણમાંથી ક્ષણભર મનને મુક્ત કરી સંચલનહીન ભૂતકાળમાં મુસાફરી કરાવો; તીર્થયાત્રાના નિમિત્તે વિરલ પ્રસંગે થતી—પણ ઊંચા પ્રકારના માનસિક તથા અધ્યાત્મિક લાભના હૃદયવિસ્તારક અંશથી હીન—નામની મુસાફરિયો બાદ કરતાં બાકી અંધકારમય, સ્તબ્ધ, નિશ્ચલ, જનસ્થિતિનો કાળ મનની દૃષ્ટિ આગળ કલ્પનાલેખનીથી આલેખો; અને પછી જુઓ કે એવા ભૂતકાળ અને આવા વર્તમાનકાળની વચ્ચે ભવ્યમૂર્તિયે સેતુરૂપ ઊભા રહી એ બેને સંયુક્ત કરનાર **ભોળાનાથના** જીવનને સંબન્ધે દેશાટન કેવું જુદું રૂપ ધારણ કરેછે.

**ભોળાનાથની** મુસાફરિયોમાં કેટલીક દેશ જોવાના ઉત્સાહથીજ આરંભાઈ હતી તથા કેટલીક અમુક ન્હાના મ્હોટા કાર્યપરત્વે પણ થઈ હતી. તથાપિ દેશ જોવાના કુતૂહલથી પ્રેરિત થએલી મુસાફરિયોમાં પણ પ્રસંગવશાત્, વિદ્યા, ઇતિહાસ, જનસમાજનો અભ્યુદય, ઇત્યાદિ વિષયને સંબંધે પણ કાંઇ કાંઇ કાર્ય કરેલાં જણાય છે. દેશાટનનો લાભ એકલા જાતેજ ન ભોગવતાં, હમેશાં મિત્ર, કુટુંબવર્ગને પણ એ આનંદના ભાગી કર્યા વિના એમને સંતોષ થતો ન્હોતો.

• ઈ. સ. ૧૮૫૫ ની પૂર્વે **ભોળાનાથે** જે યાત્રાઓ કરી હતી તેનો કાંઇ દાખલો જણાતો નથી. ગુજરાતમાં ધોળકા પાસે વૌઠા કરીને ગામડું છે ત્યાં દર કાર્તિકી પૂર્ણિમાની રાત્રિયે મેળો ભરાય છે. એ જગા બે નદીના સંગમ ઉપર છે, ત્યાં પૂર્ણ ચંદ્રની જ્યોત્સ્નામાં મેળો ભરાય છે તેથી એ સ્થળ તે સમયે રમણીયતાનું મૂર્તિમાન્ સ્વરૂપ થઈને રહેછે. એ રમ્યતાનો અનુભવ કરવાની ઇચ્છાથી

**ભોળાનાથ** ૧૮૫૫ થી ૧૮૭૧ સુધીમાં પાંચ વખત સકુટુંબ **વઉઠે** ગયા હતા તે પ્રસંગની એમની નોંધમાં "આજ કુટુંબસહિત વઉઠાંમાં રહી ઘણો આનંદ કર્યો" એ શિવાય બીજું કાંઇ જણાતું નથી.

**પેટલાદ** પાસે **આશાપુરીનું** યાત્રાનું ધામ છે તે સ્થળનો દેખાવ તથા દેહરું સુંદર છે. **ભોળાનાથ** બે વખત તે જગાએ ગયા હતા. એક વાર ૧૮૬૩ માં; તે વખતે પોતાને શ્રદ્ધા નહિંજ જેવી હતી પરંતુ જ્યેષ્ઠ પુત્રની વહુએ પોતાની પુત્રીને સારું બાધા રાખી હતી તેથી તેમની સાથે જવું પડયું હતું. તેની પૂર્વે ૧૮૫૮ માં **ભોળાનાથે આશાપુરીની** યાત્રા કરી હતી; પણ તે શ્રદ્ધાથી કરી હતી કે નહિં તે જણાતું નથી. તે યાત્રા વિશે એમણે નીચે પ્રમાણે લખ્યું હતું:—

"19 October 1858 Tuesday.

I intend going to Ashapoori after going to Court. I left this at 7½ and reached Ashapoori at 1 o'clock. The Temple is very nice; the Brahmans are great rascals."

આ શિવાય બીજું કાંઇ લખ્યું નથી તેથી કાંઇ નિશ્ચય થતો નથી.

રેલવેમાં પ્રથમ મુસાફરી એમણે કરી તે વખતે હરેક ઝીણી વાતની પણ નોંધ કેવી રીતે લીધી છે તથા તેનો ટૂંકો પણ હેવાલ જાણવા લાયક છે તેથી નીચે ઉતારિયે છિયે:—

"5 June 1861 Wednesday.

સવારે પાંચ વાગે **વાસદ** પોચા તાંહાં વડ તળે રસોઈ કરીને જમા **વાસદ** આગળ રેલવેની ગાડીનું Engine જોઉં તા. રેલ જોઈ. મહેં આજ પ્રથમ જોઉં. નવ વાગતાં **વાસદથી** નીકલ્યા તે **ડોલીએ** અગીયાર વાગે પોચા. બાર ઊપર એક વાગે ગાડી **વડોદરેથી** નીકલાની ખબર તારમાં આવી. પુણા બે વાગે ગાડી **ડોલીએ** આવી. બે કલાક ને સાત મીનીટે **ડોલીએથી** ગાડી ચાલીને તેવીસ મીનીટમાં **વડોદરે** પોચી. **વડોદરેથી** ત્રણ વાગે ઊપડી તે **ઈટોલે** પોચા તાંથી ત્રણ કલાક ને ૩૫ મીનીટે ઊપાડી તે **કરજણ** ચાર કલાકમાં પાંચ મીનીટ ઓછે પોચી ત્યાંથી ચાર વાગે ઊપાડી તે **પાલજ** ચાર કલાક ને ૧૮ મીનીટે પોચા; સાડા ચાર વાગે તાંથી ચલાવી તે પાંચ કલાકમાં દશ મીનીટ ઓછે **ચમારગામ** પોચા, સવાપાંચ વાગે **ભરૂચ** પોચા. **નર્મદા** નદી ઉતાર (?) **ભરૂચનો** પુલ જોઓ ઘણોજ ઉત્કૃષ્ટ છે. **ભરૂચથી** છ કલાક ને વીસ મીનીટે ગાડી ચલાવી તે **અંકલેશ્વર** પુણાસાત વાગે પોચા પછે જરા ઊંઘ આવી તેથી

બીજા સ્ટેશનની બરાબર યાદ રહી નથી. સુરત રાતરે આઠકલાક ને દસ મીનીટે ઊતરા."

નિત્યના પરિચયથી આગગાડી હાલ તો સાધારણ વાત થઈ ગઈ છે. તેથી હાલના સમયમાં આ ઝીણી ઝીણી નોંધ નિરર્થક અથવા તુચ્છ જેવી લાગશે. પરંતુ આરંભમાં આ મનુષ્યબુદ્ધિના અદ્ભુત રચનાચાતુર્યના ફળનું પ્રથમ દર્શન થતાં કોઈ પણ મનુષ્યના મનમાં કૌતુક, આશ્ચર્ય, આનંદ, ઇત્યાદિ અલૌકિક ભાવ ઉત્પન્ન થઈ બાલકવત્ સરલતા જણાવનારાં વચનનો ઉદ્ગાર સહજ થઈ આવે એ વિચાર કરવાથી ભોળાનાથના આ લેખની ઉપપત્તિ જણાશે.

વડોદરા ભોળાનાથની જન્મભૂમિ હતી, તથા પ્રથમનાં આઠ વર્ષ ત્યાંજ ગાળ્યાં હતાં, તેમજ ત્યાં મિત્રો પણ હતા, તેથી વડોદરા તરફ એમને ઘણું આકર્ષણ થતું અને ત્યાં ગયાથી એમનું ચિત્ત પ્રસન્ન રહેતું. રેલવે થયા પછી સરાસરી વર્ષમાં એક વાર ઘણું કરીને વડોદરે જતા; કોઇ વાર કામપ્રસંગે, કોઇ વાર મિત્રોને મળવા અને કોઇ વાર તમાશા વગેરે જોવાને. શ્રીમંત ખંડેરાવ મહારાજે વડોદરા શહેરમાં એકાદ બે વખત બહુ સારી રોશની કરી હતી; તે જોવાને ભોળાનાથ સકુટુંબ ગયા હતા. દસેરાની સવારી જોવાને પણ અનેક વખત ગયેલા; તેમાં સન ૧૮૭૭ માં બાબૂ સત્યેન્દ્રનાથ ટાગોરની સોબતમાં ગયા હતા. તે શિવાય હાલના શ્રીમંત સયાજીરાવ મહારાજાનું પ્રથમ લગ્ન થયું તે વખતે તથા એમણે રાજ્યનો કારભાર સ્વહસ્તક લીધો ત્યારે ભોળાનાથ, વડોદરે જઈ એ ઉત્સવોમાં શામિલ થવાનું નિમંત્રણ આવ્યાથી, ત્યાં ગયા હતા. મહારાજાના પ્રથમ લગ્નને પ્રસંગે અનેક જાતના તમાશા થયા હતા તેમાં એક વખત ગાયકવાડે પોતાના મહેમાનોને સારું 'ચિત્તાહંટ' કરાવ્યો હતો; તે જોવાને ભોળાનાથ ગયા નહિં, તે વિશે નીચે પ્રમાણે લખી રાખ્યું છેઃ—

"4 January 1880.

આજ મકરપરે ચીતાહંટીંગ જોવાનો તમાશો નેટીવ ગ્રહસ્થોને માટે હતો. ત્યાં જવાનું આમંત્રણ આવ્યું હતું પણ મને એ ઘાતકી કૃત્ય જોવા જવાનું નાપસંદ લાગ્યું તેથી હું ગયો નથી. ભીમભાઈ વગેરે ગયા છે."

ભૂતદયાના મૃદુત્વથીજ જેનું હૃદય બનેલું એવા ભોળાનાથના ભાવને અનુરૂપજ આ કૃતિ તથા ટીકા છે.

સન ૧૮૮૧ માં જ્યારે શ્રીમંત સયાજીરાવને રાજ્યસત્તા સ્વાધીન કર-

વામાં આવી તે વખતે પણ તેમના નિમંત્રણથી ભોળાનાથ વડોદરે ગયા હતા. તે વખતનો હેવાલ જાણવા લાયક છે. તેનો સારાંશ એમના રોજકામમાં નીચે પ્રમાણે છે:—

"25 Dec. 1881 Sunday.

આજ પાસેંજર ટ્રેનમાં વડોદરે ગયા. રણછોડભાઈ, મહીપતરામ તથા મોતીલાલ સાથે છે. *** ભીમભાઈના ઘર પાસે શાપુરજીના બંગલાના મેડા ઉપર અમારે સુવા બેસવાનું રાખ્યું છે. રસોઈને વાસ્તે પાસેજ બીજું મોટું મકાન છે. સાંજરે બાબુ પ્રતાપચંદ્ર અમારે ઉતારે આવ્યા પ્રાર્થના કરી. * * *

28 Dec. 1881 Wednesday.

મહારાજાને ગુજરાતના લોકોએ માન પત્ર આપવાનો મુસવીદો રણછોડભાઇયે કરેલો તે ઉપરથી ઝવેરીલાલે તથા મોતીલાલે સુધારીને નવો તૈયાર કર્યો. કીનખાબ શેહેરમાંથી રાત્રે મંગાવ્યો. વામનરાવે સુનેરી કાગળ ઉપર એ માનપત્ર સાફ કર્યું. આ બધું કરવામાં રાત્રે ઉજાગરો તથા તાકીદ કરાવવામાં મારો વખત ગયો.

29 Dec. 1881 Thursday.

* * * પછી ગુજરાતના લોકોનુ address માનપત્ર રા. રણછોડલાલ છોટાલાલે વાંચ્યું. તેનો જવાબ મહારાજાની તરફથી રા. બા. મણીભાઈએ વાંચ્યો. આ બધું ઘણુંજ સંતોષકારક થયું. ગુજરાતના લોકોએ માનપત્ર આપવું જરૂર હતુ. આ વાત હું ગયા માસમાં વડોદરે હતો ત્યારે મને સુઝી હતી. તે મણીભાઈને કહી હતી અને તેમને વિચાર ઘણો પસંદ પડયો હતો. * * * *"

મરાઠી રાજા છતાં ગુર્જર દેશમાંજ રાજ્ય કરનાર ગાયકવાડનો ગુર્જર પ્રજા જોડેજ મુખ્ય સંબંધ હોવાથી આ માનપત્ર આપવાની કલ્પના ભોળાનાથને સૂઝી હતી.

"30 Dec. 1881 Friday.

રાત્રે નાટક જોવા ગયા. સત્યભામાનુ રૂસણું હતું તથા શકુંતલાનો ચોથો અંક હતો. તે સારો હતો. બાકી સત્યભામાનું રૂસણું તો સારૂ નોતુ. ઈશ્વરને નામે એવુ થવુ ન જોઇયે."

આ પૂર્વે ભોળાનાથે ઘણીવાર નાટક ભજવાયલાં જોયાં હતાં. નાટકની જનસમાજમાં યોગ્યતા અને આવશ્યકતા વિશે ખાસ મત કાંઇ એ લખી

ગયેલા જણાતા નથી. પરંતુ ઊંચા પ્રકારનાં નાટકોનો શોક **એમને** હતો એ નિઃસંદેહ છે. **શા**કુન્તલ નાટકનું ભાષાન્તર કરવાનો પ્રયત્ન **એમણે** આરંભ્યો હતો. **અ**મદાવાદમાં ઘણાં વર્ષ ઉપર **મા**ધવરાવ પેશવાના મરાઠી નાટકના અભિનયથી એમનું હૃદય વિશેષ દ્રવીભૂત થયું હતું. એમના ધર્મ તથા નીતિ વિશેના મતને અનુસરીને આ પ્રસંગે એમના હૃદયમાં આ બે ભિન્ન ભિન્ન વિષયનાં નાટકની ભિન્ન ભિન્ન અસર થઈ. સર્વોત્તમ નાટક **શા**કુન્તલના સર્વોત્તમ અંકને એમના સત્પાત્ર હૃદયમાં ઉચિત આશ્રય મળ્યો. અને ઈશ્વરને નામે અનાચારને ધર્મની છાપ આપનાર નાટકવિષયે આ ધર્મસ્વરૂપ હૃદયમાં પ્રવેશ કર્યો નહિં.

"31 Dec. 1881 Saturday.

આજરાત્રે પાસેંજર ટ્રેનમાં **અ**મદાવાદ જવાની તૈયારી (?) સામાન બાંધ્યો પણ **મ**ણીભાઇયે તથા **મો**તીલાલે વિચાર બંધ રાખ્યો, કહ્યું કે આજ એકદમ જવા કરતાં કાલે પાસેંજરમાં જવું સારૂં છે. રણછોડભાઇને જરા ગમ્યું નહી. પણ પછી બધાની મરજી દીઠી એટલે રહેવાનુ ઠરાવ્યુ. પછી બાબુ **પ્ર**તાપચંદ્રની તા. **શં**કર **પાં**ડુરંગની ચીઠીયો આવી કે બાબુનુ લેકચર કાલે ઠર્યુંછે એટલે તો રહેવુ નક્કી ઠર્યુ.

1 st January 1882 Sunday.

સાંજરે માંડવામાં બાબુ **પ્ર**તાપચંદ્રનુ લેક્ચર સાંભલવા ગયા. ઘણુ સારૂ હતુ. **મ**હારાજા તથા દિવાન સાહેબ આવ્યા હતા. પછી **મ**હારાજાની ખાનગી મુલાકાત અમે વગેરેયે કરી. * * * * કાલે **અ**મદાવાદ ન જતાં **વ**ડોદરે રહ્યા તે સારૂ થયું. **પ્ર**તાપચંદ્રનુ લેક્ચર સંભલાયું તા. **મ**હારાજાની મુલાકાત થઈ."

આ પ્રસંગોની પૂર્વે તથા ત્યાર પછી અનેક વખતે **ભો**ળાનાથ **વ**ડોદરે ગયા હતા; તેમાં ૧૮૬૯ ના ડિસેંબર માસમાં રાવબહાદુર **ગો**પાળરાવ **હ**રિ **દે**શમુખ સાથે ગયા હતા. શ્રીમંત **ખં**ડેરાવ ગાયકવાડની સહાયતાથી, વિધવાવિવાહ સશાસ્ત્ર છે, બાલોદ્વાહ શાસ્ત્રસંમત નથી, તથા સમુદ્રમાં જવાથી પતિત થવાતું નથી, એ ત્રણ મ્હોટા વિષયોના સિદ્ધાંત **વ**ડોદરાના શાસ્ત્રીઓ પાસે કરાવવાનો એમનો પ્રયત્ન હતો.

"2 nd Dec. 1869.

દશ વાગ્યા પછે, **મ**કરપુરે ગયા. **ખં**ડેરાવ **ગા**યકવાડને મળ્યા. **મ**હારાજે **ગો**પાળરાવને કહ્યું કે શાસ્ત્રીયોએ જવાબ તૈયાર કર્યોછે પણ પૂર્વપક્ષીયે કબૂલત આપવી જોઇયે કે પુનરલગ્ન અશાસ્ત્ર ઠરે તો તેઓએ પ્રાયશ્ચિત્ત કરવુ. **ગો**-

પાળરાવે કહ્યુ કે વિષ્ણુશાસ્ત્રી કાગળમાં તે સરત કબૂલ કરશે. પણ તેમની સરતમાં સામા પક્ષવાળાયે સહી કરવી. બનેની શરતમાં એક બીજાયે સહી કરવી તે નાતાલની રજામાં વાદ થાય તે પહેલાં કરીને વાદવિવાદનો આરંભ કરવો. ગોપાળરાવને તથા મને પ્રતિજ્ઞા આપી મધ્યસ્થ રહેવાનું મહારાજે કહ્યુ તે કબૂલ કર્યું. * * * *"

એજ મહાકૃત્યને માટે એ બે મહાપુરુષોએ વડોદરે જઈને શાસ્ત્રીઓને પૂછવાના પ્રશ્ન કઢાવી તે સાલની નાતાલની રજામાં સભા કરી વિવાદ કરાવવાનો વિચાર રાખ્યો હતો; પણ તેનું પરિણામ શું થયું તે એમના રોજકામ ઉપરથી જણાતું નથી.

સન ૧૮૫૬ માં પોતાના કુટુંબના પુરુષવર્ગને તથા કેટલાક મિત્રોને લઈને સુરતથી ભરૂચ જઈ ત્યાંથી શુક્લતીર્થનું રમ્યસ્થાન તથા કબીરવડ નામનું ભવ્ય વટવૃક્ષ જોઈ આવ્યા હતા. ત્યાર પછી અનેકવાર ભરૂચ ગયા હતા, પરંતુ તેમાં બે પ્રસંગ મુખ્ય છે. એક, ભરૂચનું પ્રદર્શન ઊઘડયું તે વખત, અને બીજો સન ૧૮૭૯ માં ભરૂચની પ્રાર્થનાસમાજનો વાર્ષિકોત્સવ હતો તે પ્રસંગ. ભરૂચ પ્રદર્શનના પ્રસંગે ભોળાનાથ ત્યાં ગયા હતા તેનો ટૂંકો હેવાલ નીચેની નોંધ ઉપરથી માલુમ પડશેઃ—

"23 Dec. 1868.

આજ ભરૂચ પ્રદર્શન ઊઘડયુ. એ સમારંભમાં લોકોને ઘણી અડચણ પડી. પોલીસની ગેરવર્તણુકથી લોકો ઘણા નારાજી થયા. પ્રદર્શનના અંદર બેસવાની બરોબર ગોઠવણ નોતી. રાજા લોકોની પણ યોગ્ય સરભરા નહિ થવાથી નારાજ થયા.

"24 Dec. 1868.

આજ પ્રદર્શન જોઉ. ગોઠવણ સારી હતી. વડોદરાનો સામાન સારો હતો જોવા લાયક પારીસનો એક આયનો હતો. સાંજરે દરબારમાં ગયા. રાજાઓ બધા આવ્યા પછે ગાયકવાડ આવ્યા અને તે પછે ગવરનર સાહેબ પોતાના તંબુમાંથી આવ્યા એટલે ગાયકવાડ સુધાં સર્વેએ ઊઠીને ગવરનરને માન આપ્યું. આ વાત ગાયકવાડને વાસ્તે મેં પેહેલીજ જોઈ. * * *"

બીજે પ્રસંગે ભોળાનાથ ભરૂચ ગયા તે વખતે ત્યાંની પ્રાર્થનાસમાજનો વાર્ષિકોત્સવ હતો. તેની હકીકત જાણવાને નીચે એમના રોજકામની નોંધ ઉતારિયે છિયેઃ—

“30 June 1879 Monday

આજ **ભરૂચ** પ્રાર્થનામંડળીનો તીજો વાર્ષિક ઉત્સવ છે. રાત્રે ગયો. મેં વ્યાખ્યાન કર્યું. અહીંની મંડળી **અમદાવાદ**ની પ્રાર્થનાસમાજના સિદ્ધાંતને મળતી કહી સકાતી નથી. પારસી તથા મુસલમાનને આવવા દેતા નથી એ મોટી ખામી છે. અહીંના **મનમોહનદાસ** પ્રમુખ છે તેમનુ મત વેદાંતનું છે. વળી વેદને મુખ્ય માનવો એમ અહીંના કેટલાક સભાસદોનો મત છે. આવી સ્થીતી અહીંની મંડળીની છતાં મારો જે ઉત્સાહ હતો તે ભંગ થયો.”

પ્રાર્થનાસમાજના સિદ્ધાન્તમાંના ભ્રાતૃભાવના સિદ્ધાન્તનું ઉદાર સ્વરૂપ આ ઉપરથી સહજ જણાશે.

સન ૧૮૬૯ના માર્ચ મહિનામાં **થાણા**ના સબોર્ડિનેટ જજ્જ **ભોળાનાથ** હતા ત્યારે ત્યાંથી ‘વિહાર વૉટર વર્ક્સ તથા કેનેરી કેવ્સ’ જોવા ગયા હતા તે વિશે લખ્યું છે કેઃ—

“14 March 1869.

આજ સવારમાં વીહાર વૉટર જોવા ગયા ત્યાંથી કાનેરી કેવ્સ જોઈ આવ્યા. સાંજરે **થાણે** આવ્યા. **ભાં**ડૂપના સ્ટેશનથી **થાણે** આવ્યા. વીહાર તળાવ મોટું છે. કાનેરી કેવ્સો ઘણી જુની જણાય છે. ત્યાં કોઈ વસ્તી નથી ને જગા સાફ નહી તેથી જુની જગા જોઈ એ સીવાય કાંઈ વધારે પસંદ કરવા લાયક જગ્યા મને તો લાગી નહીં.”

ઈ. સ. ૧૮૬૯માં **અં**બાજી તથા **આ**બુનો મ્હોટો પ્રવાસ પગરસ્તે ઘણા મિત્રો તથા કુટુંબના પુરુષવર્ગ સાથે **ભો**ળાનાથે કર્યો હતો. એ લાંબી મુસાફરીમાં અનેક જાણવા જોગ હકીકત બની હશે, પરંતુ દુર્દૈવે તે પ્રસંગની રોજનિશી મળી સકતી નથી તેથી એ પ્રવાસ વિશે કાંઇ લખવાનું સાધન નથી.

પછી સન ૧૮૭૨ ના ડિસેંબર માસમાં પોતાના કુટુંબનાં સર્વ માણસોને લેઈને **બ**હુચરાજી ગયા. તે વખતે એમણે શું શું કર્યું તે જાણવાને નીચેની નોંધોનો ઉતારો કર્યો છેઃ—

“27 December 1872.

આજ સવારમાં સર્વ છોકરાં સહીત **વીર**મગામ ટ્રેનમાં આવ્યા. શુકલ **હ**રનારાયણ **ઊ**દેરામ **વીર**મગામના વાસી બ્રાહ્મણ સાક્ષર છે તેની પાસે ઉદીચ્યપ્રકાશ છે તે લખાવી મોકલવાનું તેને કહ્યું.

* * * *

29 December 1872.

આજ બાર વાગે **બહેચરાજી** માતામાં આવ્યા. **બહેચરાજી** આ નામ પ્રાકૃત તા. આધુનિક છે. મૂર્ખ લોક **બેચરાજીને** માતા માની તેની માનતા કરેછે. ભોલા લોકો સંસારી સુખ એ માતા આપેછે એવું માની ભટ્ટોના કહેવા ઉપર છેતરાયછે. **બેચરાજીની** ઉતપતી રાસમાળામાં લખેલી છે. તે ઉપરથી કોઈ નાડોદી ચોર સાથે લઢાઈ કરીને તે ત્યાં મરણ પામી છે. જેમ શૂરવીર પુરૂષોને મૂર્ખ અજ્ઞાન લોકો માન આપેછે તેમજ સ્ત્રીએ કોઈ અસાધારણ પરાક્રમ કર્યું હોય તેની અજ્ઞાની દેવીશક્તિ માની તેને દેવ કે દેવી માનેછે. વિચારવાન તથા ખરા ભક્તિમાન, મનુષ્યને પરમેશ્વર માનવામાં ઈશ્વરનું અપમાન થાયછે, એમ ગણેછે. જડ વસ્તુ ઈશ્વર નથી. અજ્ઞાન લોકો એમ માને તેમાં કાંઈ નવાઈ નહી પણ કેળવણી પામેલા વેહેમી ક્રિયાઓ કરે તે જોઈ વધારે ખેદ થાયછે. **બેચરાજી** (?) ડેરામાં ગોખ છે તેને આંગી ચડાવેછે. મેહે એ ગોખને દેવી કે દેવ માન્યો નથી ને તેને મારા મનથી કાંઇ પણ માન આપ્યું નથી ને નમસ્કાર પણ કર્યો નથી. કારણ કે એને ઇશ્વિર કે ઇશ્વિરી માનવુ એમાં જગકર્ત્તા પરમાત્માનું અપમાન થાયછે એમ મારા મનમાં આવેછે. **બેહેચરાજી** યાત્રાર્થે આવ્યા નથી. પણ મારૂ ગામ **ધનોરા** છે ત્યાં જવાનું હતું તે રસ્તામાં **બેહેચરાજી** છે માટે ત્યાં મુકામ રાખ્યુ હતું. અમારી સાથેન લોકોમાં કેટલાક વેહેમી છે તેમની ચેષ્ટા જોઈ ઘણું હસવું આવેછે. પરમ કૃપાલુ ઈશ્વર લોકોને સન્માર્ગે ચડાવી એના ખરા સ્વરૂપનો બોધ કરો."

ત્યાંથી **ધનોરે** ગયા, ત્યાંની બધી હકીકત વસ્તી વગેરે લખી લીધું. ત્યાં એક દિવસ રહી પાછા ફર્યા અને ફરીથી **બ્હેચરાજી**માં મુકામ કર્યો તે વખતે ફરીથી **બ્હેચરાજી** વિશે નીચેની નોંધ એમણે લીધી:—

" 31 st December 1872.

આજ **ધનોરે**થી નીકળ્યા. બેચરાજીમાં બાહારની ધર્મશાળામાં મુકામ કર્યો. **બેચરાજીના** મંદિરની જમણી પાસની ધર્મશાળામાં ભીત ઉપર પથર ઉપરનો લેખ છે તેમાં લખ્યુ છે કે **બેચરાજીનું** મંદિર **માનાજી ગાયકવાડે** સંવત્ ૧૮૩૯ માં બનાવ્યું. એ લેખની નકલ **ભીમભાઈની** નોટબુકમાં છે. **હ**રગોવન ચમરવાળો મારો ઓલખીતો છે. તે કહેછે કે માતાજીને પ્રથમ તો મદ્ય ખુલી રીતે ધરાવાતું હવે તો માતાજી ભોળાં થયાં છે માટે ગુપ્ત રીતે મદ્ય ને નાસીંગવીરને તો ઊઘાડી રીતે દારૂ દરરોજ ચડાવે છે. ને બકરૂ પણ કાપેછે ને કાલી ચૌદશે માતાની ચાચરમાં ખંભાલીયા પાડો મારેછે. આવાં કર્મ

થાય તે સ્થલને લોકો પુણ્ય તીર્થ ગણેછે એ જોઈ મનને ઘણે ખેદ થાયછે. ઈશ્વર માણુસની બુદ્ધિ સુધારે. ઘણા લોકો અજ્ઞાન તથા મૂર્ખછે એમ કહ્યા વિના ચાલતુ નથી. માનસરોવર પણ માનાજી ગાયકવાડે બંધાવ્યુ છે. માનસરોવરનુ પાણી એવુ તો મેલું ને ગંદુ છે કે તેમાં નાહાવાનું તો શું પણ તેના સામુ જોવાનુ પણ મન થતુ નથી. આવા ગંદા તથા શડેલા પાણીને લોકો તીર્થ માની તેમાં ડુબકાં મારેછે. અમારી મંડલીમાંથી નોકરો સિવાય પુરૂષોમાં કોઇ નાહ્યુ નથી. જાણ્યામાં * * નાહ્યો હશે. બઇરાંમાં * * * * * નાહ્યાં. બઇરાંનું મૂર્ખપણું વિદ્યા શીખે ત્યારેજ જાય."

પછી ૧૮૭૩ ના માર્ચ માસમાં હુતાશનીની રજાને લગતી બીજી થોડીક રજા લઈને કુટુંબસહિત નાસિક તથા પૂના જોવાને ભોળાનાથ ગયા. તેનો હેવાલ નીચેની નોંધો જોવાથી જણાશે.

"10 March 1873 Monday.

મુંબાઈનાં તાબૂત જોયાં; ઘણાં સારાં નોતાં.

"11 March 1873 Tuesday.

Exhibition ( સંગ્રહસ્થાન ) જોયું. ઘણું જોવા લાયક છે.

12 March 1873 Wednesday.

આજ નાસીક ગયા. પાંચ વાગે ડીઓલાલી સ્ટેશન પોચ્યા ત્યાંથી ઘોડાની ગાડી ટાંગામાં બેસીને નાસીક ગયા. પંચવટીમાં ઊતર્યા. મુંબાઈથી નાસીક જતાં થળઘાટ જોવાલાયક છે. રાત્રે જમવાનો સામાન સારો નોહોતો.

13 March 1873 Thursday.

નાસીકમાં ગોદાવરી નદી છે, કુંડ બાંધેલા છે તેનુ મહાત્મ, આગલના સમયમાં મહાત્મા રહેતા હશે તે ઊપરથી થયેલુ. આજ તો પાણી મેલું છે. ભોળી શ્રદ્ધાવાળાને ગમે; બાકી નાસીકમાં કાંઇ ગમે એવું નથી. ભિક્ષુકો લોકોને ઘણા હેરાન કરેછે. તીર્થશ્રાદ્ધ તથા મુંડન મેહે કરાવ્યું નથી, એ કરવુ કેવળ મૂર્ખપણું છે એમ હું માનુછુ. નદીયે સ્નાન કર્યુ પણ પાણી મેલુ હતુ તેથી સ્નાન કરવાથી ચિત્ત પ્રસન્ન થયું નહિં. મૂર્તિપૂજકો તથા તીર્થનું મહાત્મ માનનારાને સારૂં લાગે પણ ઈશ્વરભક્તને તો એના ઊપર શ્રદ્ધા બેસે નહિ. અંતઃકરણ પવિત્ર થવું જોઈયે નાહાવાથી શરીર પવિત્ર થાયછે. તીર્થનાં માહાત્મ બ્રાહ્મણોયે પોતાના સ્વાર્થને સારૂ ખોટાં ખોટાં કથાનકો જોડીને બીચારા અજ્ઞાન લોકોને છેતર્યા છે. નાસીકમાં કાંઈ ઠીક લાગ્યુ નહિ તેથી ત્ર્યંબક જવાનો વિચાર બંધ રાખીને પુને જવાનું નક્કી કર્યું. * * * *"

સન ૧૮૭૪ માં **ભોળાનાથે** પેનશન લેવાનો ઇરાદો કર્યો પણ પંચાવન વર્ષનું વય પૂરું ન્હોતું થયું તેથી 'Invalid pension' લેવાનું હતું અને તેને સારું 'મેડિકલબોર્ડ'નું 'સર્ટિફિકેટ' લેવું પડયું હતું. તે લેવાને સારું **ભોળા-નાથને** તેજ વર્ષના સપ્ટેંબર માસમાં **મુંબાઈ** જવાનું થયું તે વખતે સર્ટિફિકેટ લીધા શિવાય જાણવા લાયક બનાવ ફક્ત એ ત્યાંની પ્રાર્થનાસમાજનું મંદિર તૈયાર થયા પછી પ્રથમજ ત્યાં ગયા તે હતો; તે વિશે લખ્યુંછે કેઃ—

"20 September 1874 Sunday.

સાંજરે મુંબાઈની પ્રાર્થનાસભામાં ગયા. ભંડારકરે ઉપદેશ ઘણો સારો કર્યો. પણ ગાયન તો સારૂ નોતુ. મંદીર સારૂ શોભીતુ છે તેનો ખરચ રૂ. ૨૨,૦૦૦) થયોછે તથા રૂ. ૬,૦૦૦) જમીનના બેઠાછે મંદીર અંદરથી ફૂટ ૬૩ લાંબુ અને પોહોળુ ૩૫ છે."

**રાધનપુરના** રાજ્ય સાથે **ભોળાનાથને** ઘણો નિકટ સંબંધ હોવાથી ત્યાંના નવાબસાહેબના શાહજાદાઓના લગ્નપ્રસંગે **ભોળાનાથે** પોતાના પુત્રોને મોકલ્યા હતા, પરંતુ ત્યાં રેલવે નહિ તથા પોતે સરકારી નોકરીમાં એટલે લાંબી મુદતનો અવકાશ મળવો કઠિણ, તેથી ૧૮૭૫ ના આરંભ સુધીમાં **ભોળાનાથ રાધનપુર** જઈ સક્યા નહોતા. એ વર્ષમાં તો નોકરીથી મુક્ત થયા એટલે સ્વતંત્ર રીતે પોતાની ખુશી પડે ત્યાં સુધી બ્હાર ફરવાની ફુરસદ મળી. ૧૮૭૫ના જાન્યુઆરી માસમાં **ભોળાનાથ રાધનપુર** ગયા. **પાટડી** સુધી રેલવેમાં જઈ ત્યાં એક દિવસ રહી બીજે દિવસે પ્રાતઃકાળે **રાધનપુરથી** આવેલી ગાડિયો વગેરેમાં સવાર થઈ કુચ કરી. તેના હેવાલ સારું એમના રોજકામની નોંધ પ્રસંગે પ્રસંગે ઉતારિયે છિયેઃ—

"8 January 1875.

સવારમાં પાંચ વાગે પંચાસરથી શમી જવા નીકળ્યા. સંખેશ્વર સાડાછ વાગે પોહોચ્યા. સંખેશ્વરમાં શ્રાવકનું દેરૂ જોયું. * * * *"

"11 January 1875.

નવાબસાહેબના હજુરમાં સાંજરે પાંચ વાગ્યા પછી ગયા. આહીર કર્યું. * * * * રાત્રે પ્રાર્થના કરી."

"12 January 1875.

સવારમાં ગામમાં ગયા. શાવકનાં દેહેરાં તથા મહાદેવનું દહેરૂ જોયું. * * * *"

રાધનપુરમાં ચાર દિવસ રહી ત્યાંથી પાટણ જોવાની ઇચ્છા થયાથી તે તરફ ગયા. પાટણ શહેરની જૂની ઐતિહાસિક હકીકત ટૂંકામાં રોજકામમાં ભોળાનાથે લખી રાખીછે. તે આખી નોંધ આ સ્થળે ઉતારવાથી લંબાણ થાય. માટે કેટલુંક જાણવા લાયક છે તેજ લઇશું:—

15 January 1875 Friday.

આજ પાટણ સાંજરે ત્રણ વાગે પોચ્યા. વૈકુંઠરાયની ધર્મશાળામાં ઊતર્યા. નાગરોયે ઘણી ખાતરદારી કરી.

16 January 1875.

પાટણ જાણે ન્હાનુ અમદાવાદ હોય એવુ દેખાય છે. ત્રણ દરવાજા, ભદ્ર, તા. ભદ્રમાં રામમંદીર તથા સરકારવાડો છે. પાટણના દરવાજા બાર નીચે પ્રમાણે * * * *. હીંગળા ચાચરના મેહેલા વચે ચઊટુ છે તેનો દેખાવ અમદાવાદના ચઊટા જેવો છે. પાટણમાં વડનગરા નાગરોનાં ઘર ૧૫૦ છે અને ભિક્ષુકનાં ઘર ૧૦ છે. ભિક્ષુકની દક્ષણાનાં નામાં ૩૦ થાયછે. * * * પાટણમાં પંચાસરા પારસનાથનું દેવળ છે તેમાં વણરાજ ચાવડા પાટણ શેહેરના વસાવનારની આરસપાણની મૂર્તિ છે તે નીચે સંવત્ ૭૫૧–૭૫૨ લખી છે. હીંગલા ચાચરમાં ગાંધર્વવાડામાં આદ્ય ગણપતીની મૂર્તી છે તે નીચે લેખમાં સંવત્ ૮૦૨ ના ચૈત્ર શુદી ૨ વાર શુકરે વણરાજ ચાવડાએ અનહીલવાડ (અથવા પાટણ) ની સ્થાપના કર્યાનું લખ્યું છે. ગુગડીયા દરવાજાની બહાર એક હનુમાનનું મકાન છે ત્યાં અમે પ્રથમ ઊતારો કર્યો પણ શેહેરથી ઘણુ વેગળુ તેથી ત્યાંથી વૈકુંઠરાયની ધર્મશાળામાં આવીને મુકામ કર્યો સુખી થયા. નાગરવાડાની નજીકમાં એ ધર્મશાળા છે. નાગરવાડો જોયો. નાગરોનાં ઘર જથાબંધ છે * * *.

17 July 1875.

* * * * *

દરવાજા બાહાર ખાનસરોવર જોયુ. એ સરોવર બનાવ્યાની તારીખ * * * હીજરી સને ૭૮૫ માં આ તળાવ બંધાવ્યું ઠરેછે. * * * પાટણમાં જોવા લાયક સ્થાનમધ્યે સહસ્રાલિંગનું તળાવ જોવામાં આવ્યુ નહિ બાકી સર્વે જોયું. * * * "

ત્યાંથી પોતાને ઇનામી ગામ ધનોરે જતાં વચમાં બહુચરાજીનું સ્થાન આવ્યું ત્યાં એક દિવસ મુકામ કર્યો. આ પ્રસંગે પણ બહુચરાજી વિશે પ્રથમના જેવીજ નોંધછે. એટલે તે આહિં ઉતારતાં પુનરુક્તિ થાય.

અમદાવાદમાં 'આર્ટ્સ કૉલેજ' થાય એવી ભોળાનાથની પૂર્વથી ઇચ્છા હતી, અને તેમાં એમણે ધનની યથાશક્તિ સહાયતા આપી હતી; પણ તે કૃત્યને પોતાના મનની તથા તનની મદદ આપનારમાં ભોળાનાથ મુખ્ય પુરુષોમાંના એક હતા. તનની મદદનો એક પુરાવો નીચેની નોંધમાં છે અને બીજો પુરાવો આજ પ્રકરણમાં આગળ આવશે:—

"3July 1875.

આજ સવારની ગાડીમાં હું ગોપાળરાવ, બેચરદાસ, મહીપતરામ વડોદરે ગયા. * * * *

4 July 1875.

આજ આઠ વાગે અમે સર્વે સર. ટી. માધવરાવ દીવાનને મળ્યા. ઘણા વિદ્વાન તથા ઉત્તમ પ્રતના માણસ છે. કોલેજ F. E. A. સુધી વડોદરામાં કરવાનુ તેમનુ મન જણાય છે. બે ત્રણ કલાક વાત કરી."

વડોદરે જવાનું આ પ્રસંગે થયું હતું તે ફક્ત અમદાવાદની કૉલેજ સારું ગાયકવાડ સરકારની સહાયતા મેળવવાનો પ્રયત્ન કરવા સારું.

૧૮૭૫ ના નવેંબરમાં જ્યારે નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સ હિંદુસ્થાનમાં આવ્યા તે વખતે એમનો આદરસત્કાર કરવાને રાજા, સરદારો, વગેરે શિષ્ટ-મંડળ મુંબાઈમાં ભેગું કરવામાં આવ્યું હતું તે પ્રસંગે, ભોળાનાથ દક્ષિણના બીજા વર્ગના સરદારની પંક્તિમાં હોવાથી એમને પણ સરકાર તરફથી મુંબાઈ જવાનુ નિમંત્રણ આવ્યાથી ઓક્ટોબર મહિનામાં એ મુંબાઈ ગયા. તે પ્રસંગે બહુ જાણવા લાયક હકીકત નથી. તે વખતે ભોળાનાથ આશરે બે મહિના સુધી મુંબાઈમાં રહ્યા હતા, તે અરસામાં કામને સબબે થાણે જઈ થોડા દિવસ રહ્યા હતા. મુંબાઈથી 'સ્ટીમ બાર્જ' માં બેશીને Elephanta Caves (ધારીપુરી) જોવા ગયા હતા. મુંબાઇથી પાછા ફરતાં વડોદરે ઉતર્યા, અને ત્યાંથી ડાકોર જવાનો ઇરાદો થયો; પણ તે અરસામાં અમદાવાદ પ્રાર્થનાસમાજનો વાર્ષિકોત્સવ આવ્યો માટે કુટુંબનાં માણસ જે એમની સાથે હતાં તેમને વડોદરે મૂકી ભોળાનાથ પોતે બે દિવસ સારું અમદાવાદ આવ્યા. ત્યાંથી બાકીનાં કુટુંબનાં માણસોને લઈને ડાકોર જવા નીકળ્યા, તે આણંદને સ્ટેશને વડોદરે રહેલો આપ્તવર્ગ ભેગો થયો. સર્વે ત્યાંથી ડાકોર ગયા. ડાકોરની હકીકત લખેલી માલૂમ પડતી નથી, પણ એટલું નિશ્ચય છે કે ડાકોરની રેલવે ઉઘડ્યા પછી તે જોઈ ન્હોતી તેથી ત્યાં આ પ્રસંગે ગયા હતા.

ખેડાની 'હૅડો લાયબ્રરી' ની સ્થાપના કરાવવામાં **ભોળાનાથે** ઘણી સોત્સાહ સહાયતા કરી હતી તેથી **ભોળાનાથની** મ્હોટી એક છબી એ લાયબ્રરીમાં મૂકવી એવો ઠરાવ ત્યાંના કલેક્ટરની સૂચનાથી લાયબ્રરીની કમિટીએ ૧૮૭૫–૭૬ માં કર્યો હતો. એ ઉપરથી પોતાની બે છબિયો **સુરતના** પ્રખ્યાત કારીગર **હાંસજી** **રૂગનાથ** પાસે કરાવી;—એક લાયબ્રરી સારું ને બીજી પોતાના ઘર સારું એ છબિયો તૈયાર કરતા પ્હેલાં **હાંસજીની** રૂબરૂ બેસવું પડયું હતું. તેટલા માટે ૧૮૭૬ ના જુલાઈ માસમાં **ભોળાનાથ સુરત** જઈ બે ચાર દિવસ રહ્યા હતા.

એજ વર્ષમાં બે વાર ડાકોર ગયા તેમાં પ્રથમ રા. બા. **શંકર પાંડુરંગ** પંડિતની સોબતમાં ગયા હતા. તે વખતની હકીકત નીચેની નોંધ જોયાથી જણાશે:—

"2 Octoder 1876.

ડાકોર ગયા. **શંકર પાંડુરંગ** પંડિત **અહેમદાવાદથી** સાથે આવ્યા. * * * * રાત્રે મંડલીઓ જોવા ગયા. ઘણી ભીડ હતી. મૂર્ખ લોકો આડે રસ્તે ચડી ગયા છે. આવા મેળામાં સ્ત્રીઓની લાજ રહેવી કઠણ છે તોપણ મૂર્ખસ્ત્રીઓ મરદોની ભીડમાં દરશણ કરવા જાયછે. હું એ **રણછોડજીના** મંદીરમાં ગયો નથી. કારણ કે મૂર્તિમાં દેવ છે અથવા મૂર્તિ એજ દેવ છે એમ હું માનતો નથી. મૂર્તિપૂજાથી લોકો ઘણી નીચી અવસ્થામાં આવી ગયા છે."

આ મંડળિયો વગેરે જોવાને **ભોળાનાથ** પગે ચાલીને ભરચક ભીડમાં ફર્યા હતા. ડાકોરના મેળાની માણસમારી ભીડથી જાણીતા વાચકને આ લેખ ઉપરથી જણાશે કે જનમંડળના ઊંચા નીચા સર્વ વર્ગોમાં અલક્ષિત રીતે ભળી જનસ્વભાવ આદિકનો અભ્યાસ આ નિરભિમાન, સાદા, મહાપુરુષે કેવી રીતે કર્યો હતો. તેજ સમયે ડાકોરથી **ખેડે** આવ્યા અને ત્યાંના કૃત્યની નોંધ નીચે પ્રમાણે:—

"6 October 1876.

આજ સાંજરે પ્રાર્થના સમાજ ભરીને અદાલતના હોલમાં પ્રાર્થના કરી મેં ઉપદેશ કરો."

પછી દોઢેક માસમાં પાછા નાતાલની રજામાં બાબૂ **સત્યેન્દ્રનાથ ટાગોરની** સાથે ડાકોર તથા **વડતાળ** ગયા. એ સમયે ડાકોરમાં કાંઇ જાણવા યોગ્ય હકીકત બની નથી. **વડતાળની** મુસાફરીને સંબંધે પણ એકજ બિના નોંધ લેવા લાયક છે:—

"30 December 1876.

આજ બપોરે જમીને ડાકોરથી વડતાળ ગયા. બોરીયાવી સ્ટેશનથી વડતાળ ગયા ત્યાં સ્વામી નારાયણે હાથી મોકલ્યો હતો તેના ઊપર હું તથા ટાગોર બેઠા. હાથી ઊપર હું પેહેલ વેહેલોજ આજ બેઠોછુ. બરોબર સુખમાં બેસાય તેવું નથી કમર દુખવા આવી."

ભોળાનાથ આટલી ઉમરમાં તેજ દિવસે પ્રથમ હાથી ઉપર બેઠા ને ત્યાર પછી કદી હાથી ઉપર બેઠા હોય એમ યાદ નથી.

ભોળાનાથની સર્વે યાત્રા તથા મુસાફરિયોમાં કલકત્તા તથા ઉત્તર હિંદુ-સ્થાનની મુસાફરીનું સર્વે કરતાં વિશેષ મહત્ત્વ છે. તેની હકીકત સવિસ્તર જાણવાને રોજકામમાંથી કેટલાક ઉપયોગી ઉતારા લઇયે. તા. ૯ મી જાન્યુઆરી ૧૮૭૭ ને દિવસે સાંજરે મુંબાઇથી નીકળ્યા.

" 10 January 1877.

આજ હરડે ન ઊતરતાં ખંડવા જોવું એમ વિચાર થવાથી ખંડવે ઊતર્યા. ધર્મશાળામાં મુકામ કર્યો. ગામમાં જતાં એક બ્રાહ્મણ મળ્યો તેનુ નામ પુછ્યુ ત્યારે તેણે કહ્યુ કે નાગેશ્વર કેવળરામ ને કહ્યુ કે વડનગરો નાગર છુ એમ કહ્યુ તેને ઘેર હું ગયો ને તેણે હકીકત લખાવી તે નીચે પ્રમાણેઃ-કહેવાય છે કે જુનાઘઢથી આશરે સાતસહે વર્ષ ઉપર નવાબ સાથે તકરાર થવાથી જુના-ઘડથી ખંડવે આવ્યા. કહેછે કે ૬૦૦ ગાડીગો હતી. પાદશાહ પાસે એ નાગરો ગયા. ખંડવામાં ફીતુરી બદમાશ લોકો હતા તેમને નાગરોએ હરાવ્યા પોતાને તાબે કરી લીધા તેથી પાદશાહે કેટલાક નાગરોને દેસાઇગીરીની નીમનોક કરી આપી * * * *. તે દાદાભાઈ દેસાઈને ઘેર હું મળવા ગયો તે ઘણા વિવેકી છે રીત ભાત નાગર જેવી છે. * * * ને જીથુએ લગન તથા જનોઈનાં ગીત ગવડાવી જોયાં તે નાગરોને ઘણાંખરાં મળતાં આવેછે. * * * કેટલાક નાગરો કપડાના વેપારી છે. ગૃહસ્થ તા. ભિક્ષુક બે વર્ગ છે. હાલમાં ગૃહસ્થનાં ૬૦૦ ઘર છે. ને તેટલાંજ આશરે ભિક્ષુકનાં છે. ગૃહસ્થ ભિક્ષુકમાં કન્યા આપવા લેવાનો વ્યવહાર છે. એક કન્યા ઉપર બીજી કન્યા પરણવાનો ચાલ છે. આટલોજ માત્ર ફરક છે. * * * ખંડવામાં હાટકેશ્વરનું દેહેર છે. તે નાગરો જુનાગઢથી આવ્યા ત્યારે બંધાવ્યું એમ કહે છે. હાટકેશ્વરનો ઉત્સવ ચૈત્ર શુદી ૧૪ ને દિવસે કરે છે. પાલખીમાં બેસાડી વરઘોડો કાહાડે છે. પાલખી છે તથા મુખવટો અથવા મુખારવંદ છે. * * * નગરખંડ કોઈ બીજા નાગરબ્રાહ્મણને ત્યાંછે. * * * નાગરોનાં નામ પ્રથમ મહેતા, રાય,

વોહોરા, પંડ્યા, ઓઝા, વ્યાસ પાડતા. ખંડવાના નાગરો કોઈ પણ બીજા બ્રાહ્મણનું જમતા નથી. પોતાની માંહોમાંહ જમવા તા. કન્યાવ્યવહાર છે. પરદેશમાં પણ બીજા બ્રાહ્મણનું ખાતા નથી. વડનગરા નાગર હોય તો તેને ત્યાં જમે. લગનમાં ગણપતિ બેસાડે છે. વરને પીઠી ચોળે છે. લુણ ઉતારેછે. (આ લુણ ઉતારવાની ચાલ ગુજરાત બારગામમાં નથી; છપોળમાં છે તેની રીત તેમાં હશે) કન્યાના ગળામાં હારડો નાંખે છે. પલ્લાની રીત મુકરર નથી. અગ્નીકરણ ભસમમર્યાદા વગેરે નાગરે કરવું નહિ એમ અચળમાં છે તે ખંડવાના નાગરો પાલે છે. ખંડવામાં સત્તાવીસ ગોત્ર તા. ૧૩ શર્મ છે. * * * * જેટલી વાર જમવું તેટલીવાર નાહાવાનો ચાલ છે. દુધની દશમી હોય ત્યારે નાહા વીના ખાય પણ વચમાં પાણી પીવાય નહિં. જમતાં પાણી ઉંચેથી પીવાનો ચાલ છે કેટલાક ડુચીને ડાબે હાથે પીયે છે (આ ચાલ બીજા બ્રાહ્મણોનો જોઈને પડયો હશે) ઘણો કાળ તથા દેશાંતર થયાથી કેટલાક ચાલ બદલાય.”
આ શિવાય બીજા દફતરી પુરાવા જોઈને દૂર ખુણે અંધકારમાં ગુપ્ત રહી ગયેલા સ્વજ્ઞાતિબંધુઓની ટૂંકી હકીકત લખીને પોતાના મનનો નિર્ણય એજ નોંધમાં બતાવ્યો છે કે:—

“એકંદર રીતભાત જોતાં ખંડવાના નાગરો વડનગરા નાગર છે એમ માનવાને સબળ અનુમાન છે.”

જાતિબંધનથી થતી મ્હોટી હાનિયોને લીધે એ બંધનની વિરુદ્ધ પોતાનો દૃઢ મત છતાં, અનેક જમાનાથી થતી આવેલી સંસ્કારપરંપરાને લીધે, સુઘડતા, જ્ઞાન, સાહસ, ઇત્યાદિ ગુણથી ઊંચી પંક્તિયે આવેલી પોતાની નાગરી નાતની ઉન્નતિમાં ભોળાનાથને કેટલો ઉત્સાહભેર રસ હતો તે આ ઉપરથી જણાશે. તેમજ ઘણાં વર્ષથી બીજાં ગામના નાગરોએ પોતાની જ્ઞાતિના તરીકે ન સ્વીકારેલા ખંડવાના નાગરોને ન્યાય આપી તેમને સંવ્યવહાર્ય ગણવા જોઇયે એ ઉદ્દેશથી જાતિબંધનને કાંઇક શિથિલ કરી નાગરવર્ગને વિસ્તાર પમાડવાની ઇચ્છા પણ જણાઈ આવશે.

ત્યાંથી બીજે દિવસે રાત્રે નીકળી જબલપુર આવ્યા. ત્યાં શું શું જોયું વગેરે હકીકત નીચેની નોંધમાં છે:—

“13 January 1877.

આજ Marble Rocks (આરસના પાહાડ) જોવા ગયા. જબલપુરથી ૧૪ મૈલ છે એને લોકો બેડાઘાટ કહેછે. * * * ઘાટ આગળથી હોડીમાં બેશીને આરસના પાહાડ જોવા ગયા. અતિસુંદર દેખાવ બંને પાસ

શ્વેત પાહાડને વચમાં નર્મદાનો પ્રવાહ જોઈને ઈશ્વરની અપાર સત્તાનો મનમાં વિચાર ઉત્પન્ન થયાવિના રહે નહિ. મનને ઘણું આનંદદાયક લાગ્યું. ઘણો રમણીય દેખાવ બેશક જોવા લાયક છે. આરસના પાહાડ જોઇ આવીને પછે એક મૈલ નર્મદાનો ધોધવો ( Fall of Nerbudda ) જોવા ગયા એ પણ અતિસુંદર અને સૃષ્ટિની ખૂબી જોવા લાયક છે. ઈશ્વરની મહાન સત્તા તથા ઉપકારી ગોઠવણનો પુરાવો છે."

આ રમણીય સૃષ્ટિ સૌન્દર્ય જોઈ એમના ભક્તિમાન્ આત્માને ઈશ્વરનો તુરત સંયોગ થયાથી સહજ તેની સ્તુતિ પ્રાર્થના નીચે પ્રમાણે કરી તે પણ એજ નોંધમાં લખી છેઃ—

"હે પ્રભુ આવો સમર્થ છતાં તને અમે કેમ ભુલી જઈયે છીયે ? અમને તારા સંમુખ તું કેમ લઈ જતો નથી ? હે પિતા તું મને સન્માર્ગ બતાવી તારાં શુભદર્શન તા. સંનિધપણુ સદા અમારા હૃદયમાં રહે એવુ કર."

ઈશ્વરની ભવ્યતા તથા સુન્દરતા આવાં રમણીય સ્થળોમાં મૂર્તિમતી થતી કેટલા થોડા પ્રવાસી જુવેછે ! ધર્મવાસના અને કવિત્વવાસનાનું યોગ્ય સંમેલન થઈ અલૌકિક રીતે સચેતન થયેલા આત્મા ઉપર જેવી છાપ આવાં સ્થળોનાં દર્શનથી પડે એવી સામાન્ય જન ઉપર પડવાની નહિંજ. પરંતુ કેળવણી પામેલા વિદ્વાનો, વિદ્વાન્ ગણાતા રાજકારભારિયો, ઇત્યાદિમાંથી પણ ઘણા થોડાજ પુરુષો આવાં સ્થળ ઉપર ભાવસહિત જવાની ઉત્સુકતા રાખશે, અને તેમ જશે તો થોડાકજ પુરુષોના હૃદયમાં આવા પ્રકારનું ઉન્નત ભાવસંચલન થશે. નવીન પ્રકારની કેળવણીથી અસ્પૃષ્ટ, કવિત્વાભાસના સૃષ્ટિસૌન્દર્ય ઉપરના પ્રીતિદંભના દોષથી મુક્ત,–ભોળાનાથના સ્વાભાવિકકવિત્વપૂર્ણ હૃદયમાં થયેલા ગંભીર તથા ઉન્નત ભાવના ઉદ્બોધનનું આ એક ટૂંકો લેખ ઘણું સૂચક સ્વરૂપ છે.

ત્યાંથી અલાહબાદ મુકામ કર્યો; ત્યાંની હકીકત એમના ધાર્મિક વિચારના પ્રકરણમાં છે. અલાહબાદથી તા. ૧૭ મીએ નીકળીને ૧૮ મીના પ્રાતઃકાળમાં કલકત્તે પ્હોચ્યા. ચોવીસ કલાક સુધી લાગટ રેલવેની ગાડીમાં તેજ વખત પ્રથમ બેઠા. કલકત્તાની સવિસ્તર હકીકત ભોળાનાથે અંગ્રેજી પત્રદ્વારા રા. બા. મહીપતરામને લખી મોકલી હતી. તે પત્ર અન્ય સ્થળે પ્રસંગવશાત્ દાખલ કર્યો છે. કલકત્તેથી તા. ૨૭ મી જાન્યુઆરીએ નીકળીને વૈજનાથના સ્થાનમાં ભોળાનાથ આવ્યા. વૈજનાથની જગા બહુ રમણીય નથી. પણ

પોતાના પિતા પૂર્વે ત્યાં ગયા હતા તેથી એમને પણ જવાની ઉત્કંઠા થઈ હશે. તેની હકીકતઃ—

"28 January 1877.

આજ બૈધનાથ (વૈજનાથ)ને સ્ટેશને ઊતર્યા, સ્ટેશનથી બે ગાઉ વૈજનાથનું સ્થાન છે ત્યાં ગયા. દેવલ ઘણું મોટુ નથી. પંડ્યા લોકો વૈજનાથમાં રહેછે. યાત્રાળુનુ ગોરપદુ કરેછે. મારા પિતા સ્વર્ગસ્થ સારાભાઈ સંવત્ ૧૯૦૩ ની સાલમાં કાશીયાત્રાર્થે આવેલા તે વખ્તે અહીં વૈજનાથમાં આવ્યા હતા તેમના હસ્તાક્ષરનો લેખ પંડ્યા દયારામે ચોપડામાં બતાવ્યો તે તેમનો હસ્તાક્ષરનો ખરો છે. તેમણે હીંદી ભાષામાં દેવનાગરી અક્ષરથી લખ્યું છે એ લેખ જોઈ પિતૃસ્નેહ સ્મરણ થવાથી પ્રેમાશ્રુ આવ્યાં. * * * એ દયારામે અમારી સંભાવના સારી રાખી છે. * * *"

બીજે દિવસે ત્યાંથી કાશી આવ્યા; ત્યાંની થોડીક હકીકત ધાર્મિક વિચારના પ્રકરણમાં છે. અને બાકીની નીચેની નોંધમાંથી જણાશેઃ—

"30 January 1877.

માનમંદીર જોયુ. જયપુરના રાજા માનસીંગે બંધાવ્યુ છે. તેમાં જુના હિંદુના જોતિશ પ્રમાણે વેધયંત્ર (observatory) છે. તે જોયું. સાંજરે હોડીમાં બેશીને ફરવા ગયા હોડીમાંથી શેહેરનો દેખાવ ઘણો સારો દેખાયછે."

"31 st January 1877.

આજ દુર્ગાદેવીનું દેહેરૂ જોયુ. તાંહાં માંકડાં ઘણી ગમત કરાવે છે. બાપુદેવ શાસ્ત્રીને મળ્યા. સારા વિદ્વાન છે ગણીત જોતીષ શાસ્ત્રમાં સારા કુશળ છે."

ત્યાંથી અયોધ્યા નગરીમાં આવ્યા. એ નગરી સરયુનદી ઉપર આવેલી છે; ત્યાંની રમણીયતાથી ભોળાનાથનું ચિત્ત પ્રસન્ન થયું હતું. અયોધ્યાથી નીકળી લખનૌ મુકામ કર્યો. ત્યાં જેટલી સારી સારી જગાઓ તથા ઇમારતો હતી તે સર્વ જોઈ; તેમાં 'હુસેનાબાદ' તથા સરકારી બાગ એ બે જગાઓ ભોળાનાથને ઘણી પસંદ પડી. તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરીએ કાનપુરમાં આવ્યા, ત્યાં Memorial well તથા Memorial church જોયાં. ત્યાં એમને વરસાદનું માવઠું બહુ નડયું. કાનપુરથી આગ્રે આવ્યા ત્યાંની હકીકત આગળ આપેલા અંગ્રેજી પત્રમાં છે. આગ્રાનો કિલ્લો જોયો તથા જગપ્રસિદ્ધ તાજમહેલ જોઈને ખાતરી કરી કે એ રોજાની ખ્યાતિ છે તે વાસ્તવિક છે. આગ્રે-

થી મથુરા રેલવેમાં જતાં આડો રસ્તો પડે માટે પગરસ્તે ઘોડાનાં શિગ્રામમાં એશીને તા. ૧૧ મીએ આગ્રેથી સવારે સાઢાદસ વાગે નીકળ્યા તે સાંઝરે સાઢાચાર વાગે ૩૫ માઇલ આવ્યા. ત્રીજે દિવસે વૃંદાવન જોવા ગયા; ત્યાં એકાદ બે મંદિરો શિવાય ભોળાનાથને કાંઇ જોવા જેવું લાગ્યું નહિં. મથુરામાં મુકામ રાખી એક દિવસ દિગમહેલ જોવાને ગયા. મથુરાથી એ જગા ચોવીસ માઇલ થાયછે. ઘોડાગાડીમાં બેશીને દિગભુવન જોવા ગયા:—

"13 Feb. 1877.

આજ સવારમાં દિગનામહેલ જોવાગયા * * * દિગનામહેલ ઘણાજ સુંદર અને જોવા લાયક છે. ભરતપુરના રાજાયે આશરે ૧૭૫ વરસ ઊપર બનાવ્યા છે એમ ત્યાંના લોક કહેછે. રાજા ઝવાર હુરસીંગે દીલી લુંટી તેના પૈસાથી મહેલ બનાવ્યા છે. દીગભુવન કહેવાય છે. ફુવારા ૯૯૯ છે. તે અમે ગણ્યા નથી પણ એટલા હશે. * * * મેડા ઊપર પાણીનાં તળાવ છે. તે કુવામાંથી પાણી ઊપર ચડાવે છે. * * * "

તે જોઈને તેજ દિવસે સાંઝરે મથુરામાં આવીને રહ્યા. ત્યાંથી ગોકુલનું ધામ પણ જોઈ આવ્યા હતા. તે પણ એમને બહુ પસંદ ન પડયું. બીજાં રમણીય સ્થળથી આનંદ અનુભવ કરનાર ભોળાનાથના મન ઉપર આ સ્થળની સુંદરતાએ પૂરી અસર ન કર્યાનું કારણ, કૃષ્ણ ઉપર આરોપેલી અનીતિના આ સ્થળ સાથે નિકટ સંબંધનું સ્મરણ તે હોવું જોઇયે. મથુરામાં રહ્યા હતા પણ યમુનામાં એમણે સ્નાન કર્યું નહોતું. મથુરાથી દિલ્હી રેલવેને રસ્તે ગયા:—

"16 February 1877.

કિલ્લો મ્યુજીયમ અને જુમા મસજીદ જોઈ. મ્યુજીયમમાં એક જુની મૂર્તિ જોઈ તેની હકીકત ઇંગ્રેજીમાં લખી છે. તેમાં લખ્યું છે કે તે મૂર્તિ ક્રિશ્ચિયન સન પહેલાં ૯૨૦ વરસ ઊપરની છે એટલે ૨૭૦૦ વર્ષ ઊપરની છે. કીલ્લામાં શાહજાનનું તખત તથા દીવાનખાસ જોયું તથા મેહેલ જોયો એ મકાન ઘણાં ઉત્કૃષ્ટ તથા સુશોભિત છે. આવું મકાન હિંદુસ્તાનમાં બીજે ઠેકાણે નહી હોય. હિંદુસ્તાનની કારીગરી ઘણીજ તારીફ લાયક છે.

17 February 1877.

જમીને કુતુબમીનાર જોવા ગયા. દીલ્લીથી ૧૧ મૈલ છે. ઘણોજ ઊંચો છે. ૨૪૨ ફીટ ઊંચો છે. એનાં પગથીઆં ૩૭૯ છે. એવો ઊંચો મીનાર હીંદુસ્તાનમાં કોઇ જગે નથી એમ કહેછે. પૃથીરાજની દીકરીએ બનાવેલો

હતો, તેને એવો નિયમ હતો કે નિત્ય યમુનાનાં દર્શન કરવાં. એ મીનારાને મુસલમાન લોકોએ પોતાનો જણાવવા અરબી હરફો લખી નાંખ્યાછે એમ કહેછે. ખરૂ ખોટુ ઇશ્વર જાણે. * * * "

તા. ૧૯ મીએ સવારમાં દિલ્લીથી નીકળી ૨૦ મીએ સવારે અલાહાબાદ પ્હોચ્યા. તેજ દિવસે રાત્રે મેલટ્રેનમાં બેઠા ને તે રાત્ર તથા તા. ૨૧ નો આખો દિવસ અને રાત્ર ટ્રેનમાં ગાળી તા. ૨૨ ને દિવસે ૧૧ વાગે મુંબાઈ આવ્યા. આટલી લાગટ રેલવેની મુસાફરી ભોળાનાથે આ પ્રથમજ કરી અને ત્યારપછી પણ કદી કરી નથી. એ મુસાફરીમાં જ્યાં જ્યાં તીર્થનાં ધામ હતાં ત્યાંના સર્વ ગોરને એમણે દક્ષિણા આપી હતી તે એમને ધર્મગુરુ અથવા પૂજ્ય માનીને નહિં પણ એમની નોકરીના બદલા તરીકે; તેમજ ગોરના ચોપડામાં લેખ કર્યા હતા તેપણ પોતાના કુટુંબનો હેવાલ જારી રહે માટે. નીચેની નોંધ આ વિચારને પુષ્ટિ આપશે.

" 14 th February 1877.

The Tirth Gores do generally keep the records of the families of their Yajamanas, and they are I think very useful as from them we can get some information of our ancestors."

" તીર્થગોરો વિદ્વાન હોવા જોઇયે તે નથી. તે લોકો પોતાના યજમાનો-નાં નામની નોંધ રાખેછે એટલા તે ઉપયોગી છે * * * એ લોકો-એ પોતાનાં છોકરાંઓ ભણાવવાં જોઈયે એવી એમને ભલામણ કરી છે."

કલકત્તાની મુસાફરીમાંથી પાછા આવ્યા પછી મુંબાઈ પણ બે માસ રહ્યા તે અરસામાં પુત્રવધૂને દવા કરવાસારું થાણામાં રહ્યા હતા. મુંબાઈ જા આવ્ય કરતા. મુંબાઈની પ્રાર્થનાસમાજના વાર્ષિકોત્સવમાં તે વર્ષે શામિલ થયા હતા, અને તા. ૧૮ મી માર્ચ તથા તા. ૮ મી એપ્રિલે ભોળાનાથે ગુજરાતીમાં પ્રાર્થનાસમાજમાં ઉપદેશ કર્યો, અને બધી પ્રાર્થના પણ ગુજરાતી ગદ્યપદ્યમાંજ થઈ. અમદાવાદ પ્રાર્થનાસમાજના ગવૈયા ગાંધર્વ ફતેહલાલ, જેમને એમણે ત્યાં ખાસ એજ પ્રસંગે તેડાવ્યા હતા, તેમણે ગુજરાતી ગાયન ગાયું તે બંને દિવસે ગુજરાતી લોકો ઘણા ત્યાં ભેગા થયા હતા. તે સર્વે પ્રસન્ન થયા. ત્રીજી વખત તા. ૧૫ મી એપ્રિલને દિવસે ભોળાનાથે ઉપદેશ કર્યો. મુંબાઈથી તા. ૨૩ મી એપ્રિલને દિવસે નીકળીને સુરત આવ્યા. ત્યાં એમના મિત્ર રા. બા. જગજીવનદાસ ખુશાલદાસે એમને સારું તાપીનદીને કિનારે એક વિશાળ

બંગલો રાખ્યો હતો ત્યાં રહ્યા. તે મકાનમાં તારીખ ૨૮ મીની સાંઝરે કેટલાક લોકોને બોલાવીને ઈશ્વરપ્રાર્થના કરી, તથા ભોળાનાથે પ્રાર્થનાસમાજના સિદ્ધાંત તથા પ્રાર્થનાની આવશ્યકતા વિશે ઉપદેશ કર્યો.

તેજ વર્ષના સેપ્ટેંબર મહિનામાં ભોળાનાથ તથા રા. બા. મહીપતરામ ખેડા પ્રાર્થનાસમાજના સાંવત્સરિકોત્સવને પ્રસંગે ખેડે ગયા. બાબૂ સત્યેંદ્રનાથ ટાગોર તથા બીજા મિત્રો પણ સાથે હતા. તેની હકીકત નીચે પ્રમાણેઃ—

" 22 September 1877.

આજ ખેડે ગયા. ટાગોર સાહેબ સેશન સારૂ ખેડે ગયા તેમની સાથે *ફર્સ્ટ ક્લાસમાં બેઠા. મહીપતરામ સાથે છે. નનુભાઇ સાથે છે. * * * * * સાંજરે સમાજ ભરાવવાની તે બંગલો જોયો. * * *

23 rd September 1877.

સવારમાં સમાજ ભરાઈ. સત્યેંદ્રનાથ ટાગોરે ઘણોજ ઉત્કૃષ્ટ ઉપદેશ કર્યો * * * સાંજરે મેં ઉપદેશ કર્યો.

24 th September 1877.

આજ ખેડા પ્રાર્થનાસમાજની વર્ષગાંઠ છે. સવારે ચીંતામણ સખારામે ઇંગ્રેજીમાં વૃત્તાંત વાંચ્યો સારો હતો. યુરોપીયનમાં મી. શેપર્ડ, ડાક્ટર કૂક, લટુશ, લીટલ તથા શેપર્ડ સાહેબની મડમ આવ્યાં હતાં. ફતેહલાલે સારૂં ગાયું. સાંજરે ધર્મશાળા આગળ મેદાનમાં મહીપતરામે ભાષણ કર્યું. ઘણા લોકો ભેગા થયા હતા.

25 September 1877.

સવારમાં માતર ગયા. ટાગોર સાહેબ સાથે હતા. ત્યાં ધર્મશાળામાં મહીપતરામે ઉપદેશ કર્યો."

ત્યાર પછી ૧૮૭૮ ના જૂન માસમાં ભોળાનાથને કાંઇ ખાનગી કામના સબબે મુંબાઈ જવું પડયું ત્યારે જતી વખતે સુરત મુકામ કર્યો હતોઃ—

" 10 June 1878.

આજ * * * સુરત ઊતર્યા. પ્રેમચંદની ધર્મશાળામાં ઊતર્યા. * * * અહીં સુરતમાં વામન આબાજી મોડકની પ્રેરણાથી પ્રાર્થના-

---

* પોતાની છેક ઉત્તરાવસ્થા સૂધી ભોળાનાથ "સેકન્ડ ક્લાસ" માંજ મુસાફરી કરતા. પાછળથી શરીરરક્ષણાર્થે "ફર્સ્ટ ક્લાસ" માં બેસવા માંડયું હતું. કેટલાક અંગ્રેજો એમને સેકંડ ક્લાસમાં બેસતા જોઈ અનેકવાર ટોકેલા, પરંતુ એ પોતાની સાદી વૃત્તિને અનુસરીનેજ રહેતા.

સમાજ સ્થાપન થઈ. મહીપતરામ એ કામમાં ઘણી હૈંસ રાખે છે. * * * સાંજરે પાંચ વાગે દોલતરાય સંપતરાયના મકાનમાં પ્રાર્થના કરી. હમેશને માટે રાયચંદ દીપચંદની કન્યાશાળાનું મકાન રાખવું એમ બધાની નજરમાં આવે છે. * * * ”

કલકત્તે જઈ આવ્યા પછી ભોળાનાથનાં મુંબાઈ, સુરત, ખેડા, માતર, ભરૂચ, ઇત્યાદિ સ્થળોમાં પ્રયાણ થયેલાં તે બ્રાહ્મધર્મપ્રચારને અર્થેજ; અને એ સંકલ્પની પ્રેરણા એમને કલકત્તાની બ્રાહ્મસમાજની કૃતિપદ્ધતિના પ્રત્યક્ષ દર્શનથી થઈ હશે એમ અનુમાન કરવાને કારણ છે.

“11 June 1878.

આજ સવારે હુંસજીને ત્યાં જમનાબાઈની તસવીર હુંસજીએ ચીતરી છે તે જોવા ગયા. છબી ઘણીજ સુંદર તથા તારીફ લાયક ચીતરી છે. ધન્ય છે એના હુન્નરને આપણા દેશીમાં ગુજરાતમાં તો એના જેવો કોઈ નથી.”

ત્યાંથી મુંબાઈ જઈ ત્યાં થોડા દિવસ રહીને પૂને કામ પ્રસંગે ગયા. ત્યાં ચિંતામણ સખારામ ચિટનીસને ઘેર ઉતર્યા. ચિંતામણરાવે એક દિવસે ભોળાનાથની મુલાકાત લેવાને પૂનાના કેટલાક ગૃહસ્થ મિત્રોને પોતાને ઘેર બોલાવ્યા હતા. પૂનાની સમાજમાં ભોળાનાથે એક દિવસ ઉપદેશ કર્યો. પૂનેથી મુંબાઈ આવીને થોડા દિવસ રહ્યા તે સમયમાં મુંબાઈની સમાજને પણ એક દિવસે ભોળાનાથે પોતાના સદુપદેશનો લાભ આપ્યો. થોડા દિવસ રહીને પાછા અમદાવાદ આવ્યા.

એ વર્ષમાં પણ ખેડા સમાજના વાર્ષિકોત્સવને પ્રસંગે ભોળાનાથે તા. ૨૪ સેપ્ટેંબરને દિવસે ખેડે જઈ ધર્મોપદેશ કર્યો હતો; પણ ત્યાંનું કામ મંદ ચાલતું જોયાથી એ પ્રસંગે એમને ઘણો ઉત્સાહ દેખાયો ન્હોતો.

તેજ વર્ષના નોવ્હેમ્બર માસમાં કુટુંબનાં (થોડાં શિવાય) સર્વે માણસોને લઈને ઊંટડિયા તરફ પગરસ્તે ગયા. ઊંટડિયે જતાં એમને રસ્તામાં વાત્રક નદી આગળ બહુ હરકત પડી. અને પાછલે મુકામથી સવારે વ્હેલા નીકળ્યા હતા તોપણ રાત્રિયે દસ વાગે ઊંટડિયે પ્હોચી ઉતારો કરી સ્વસ્થ થયા. ઊંટડિયેથી કપડવણજ જતાં કેદારેશ્વર મહાદેવનું સ્થળ જોઈ એમને બહુ આનંદ થયો. કપડવણજમાં ગામ બ્હાર મ્હોટી ધર્મશાળામાં મુકામ કર્યો. ત્યાં ત્રણ દિવસ રહ્યા તેટલામાં ત્યાંના લોકોએ એમના ઉપર બહુજ પ્રીતિ દર્શાવી. ભોળાનાથ કપડવણજમાં નોકરીના આરંભનાં વર્ષોમાં મુનસફ હતા. તેને તે

સમયે ઘણાં વર્ષ વીતી ગયાં હતાં તે છતાં ત્યાંના લોકોએ એમનું ઘણુંજ સન્માન કર્યું તથા એમના ટૂંકા મુકામથી અસંતુષ્ટ દેખાયા. ત્યાંથી લસુંદ્રાના હૂના પાણીના કુંડ જોવા ગયા. તે વિશે એમની નોંધ જોવા યોગ્ય હોવાથી આ સ્થળે ઉતારી છેઃ—

"8 November 1878.

લસુંદરાના ઊનાપાણીના કુંડ જોયા. બ્રાહ્મણોએ અજ્ઞાન માણસોને છેતરવાને આ ચમત્કાર જાણી ક્ષેત્ર ઠરાવ્યું છે. પૃથ્વીના ભાગમાં ગરમી હોવાથી તે ઠેકાણાનુ પાણી ગરમ હોયછે. આ પાણી ખારૂ છે. નાહાવા લાયક નથી. એમાં કોઇ નાહ્યું નહિ તેથી બ્રાહ્મણો ચીડાયા. એક બ્રાહ્મણ ચોપડી લઇને મારી પાસે આવ્યો ને કહે કે તીર્થગોર મને કરીને આમાં લખી આપો. મે કહ્યુ કે અમારા ઘરડાનો લેખ એમાં નથી વલી હું કપડવણજ હતો તે વખતમાં અહીં આવેલો ત્યારે પણ મે કોઈને તીર્થગોર કરીને લખી આપેલાની યાદ નથી. મારો જુનો લેખ હોય તો બતાવો; તે કાંઈ બતાવ્યુ નહિ. મે કહ્યુ કે તમને ચોપડીમાં એટલુ લખી આપુ કે આ તીર્થ છે એમ હું માનતો નથી અને તીર્થગોર કરવાની જરૂર નથી. એ જવાબ સાંભળી એ માણસ નીરાશ થઈને પાછો ગયો."

ત્યાંથી ડાકોર જઈ બે દિવસ રહીને અમદાવાદ આવ્યા. ડાકોરમાં તીર્થ-સ્નાનાદિક કાંઇ કર્યું ન્હોતું.

મુંબાઈની પ્રાર્થનાસમાજના વાર્ષિકોત્સવમાં શામિલ થવાની ઇચ્છાથી તા. ૧૩ માર્ચ ૧૮૭૯ ને દિવસે ભોળાનાથ અમદાવાદથી મુંબાઈ જવા નીકળ્યા. સમાજ મળી તેટલી વખતે ભોળાનાથ જતા. દરેક સભાસદ સમાજ મળી હોય તે વખતે જુદી જુદી પ્રાર્થના મોહેથી બોલીને કરે એવો મુંબાઈ-ની સમાજમાં રિવાજ છે, તેને અનુસરીને ભોળાનાથે પણ એકવાર મરાઠી-માં તે પ્રસંગે પ્રાર્થના કરી હતી. તા. ૧૬ મી ને દિવસે ગુજરાતીમાં ઉપા-સનાનું કામ એમણે ચલાવ્યું તેમાં ગુજરાતી હિંદી તથા અભંગ ગવાયાં તથા વિષયાનંદ કરતાં બ્રહ્માનંદ શ્રેષ્ઠ છે એ ગંભીર વિષયનું વિવેચન ભોળાનાથે કર્યું. બીજે દિવસે Theosophical Society ના અગ્રણી કર્નલ ઑલ્કૉટની મુલાકાત ભોળાનાથે લીધીઃ—

"આજ સવારમાં પેલા અમેરિકન Theosophic mission વાળા Col. Olcott ને મળવા ગયા. * * * એ લોકો ઘણી અસંભવિત વાતો કરેછે. કોઈએ નજરે જોઈ નથી અને દેખાડતા નથી."

મૅડમ બ્લૅવેટ્સ્કીને પણ તેજ અરસામાં મુંબાઈમાં **ભોળાનાથ** મળ્યા હતા. અને તેને વિશે શું લખેછે તે જોઇયેઃ—

"24 March 1879.

સાંજરે Madame Blavatsky ને મળવા ગયા. ઘણી મજબૂત તનદુરસ્ત કાબીલ છે પણ હીંદુ ધર્મની મોટી મોટી વાતો કરેછે પણ તે કાંઈ જાણતી નથી * * * એનો મત નાસ્તિક જેવો છે, જગતકર્તા ઈશ્વિરની પ્રાર્થનાની જરૂર નથી. ચમત્કારની વાતો અસંભવિત કરેછે. આત્માની શક્તિ ઘણી આશ્ચર્યકારક બતાવેછે, પણ તે કોઈને દેખાડતી નથી. * * * ગપોની વાતો કરેછે. એનુ પોકળ છે એમ સ્પષ્ટ જણાય છે. ધીમે ધીમે પોલાણુ બાહાર પડશે."

**ભોળાનાથ** અને એમના જેવા ધર્મસુધારકો ઉપર કેટલાક કહેવાતા દેશાભિમાનીઓ એવો આરોપ મૂકેછે કે આ દેશનું જેટલું જૂનું એટલું ખોટું માનોછો પણ તેજ વ્હેમની વાતો પાશ્ચાત્યલોકો એમના ટાપટીપિયા રૂપમાં આણેતો તરત માનો. **ભોળાનાથની** "થીઓસોફી" ની મ્હોટી મ્હોટી વાતો ઉપર અશ્રદ્ધા એ આ આરોપને અપાસ્ત કરવાને બસ છે. તેમજ આ ઉપરથી એક બીજું પણ ધ્યાનમાં લેવા જેવું છે. નાસ્તિકમતવાદીને મન નિર્મળ ધર્મબુદ્ધિ તે ભ્રમણા અને ધર્મમત તે ન્યાયકોટિથી અપ્રતિપાદ્ય છે, પરંતુ ધાર્મિક પુરુષની જૂદીજ દૃષ્ટિભૂમિને લીધે તે હૃદયનો તથા આધ્યાત્મિક વિષય બની ઇતર રીતિયે પ્રતિપાદ્યજ છે. છતાં એ ધાર્મિક બુદ્ધિ ખરી ભ્રમણાને તો દૂરજ રાખવાની; અને તેનું પ્રમાણ આ **ભોળાનાથ** તથા તેમના જેવા ધાર્મિકો થિયોસોફીની ભ્રમણાપાશમાં ન પડ્યા અને ન પડવાના તેથી જણાશે. તેમજ "ધીમે ધીમે પોલાણુ બ્હાર પડશે." એ ૧૮૭૯ માં લખેલા શબ્દો હાલ કેટલા સત્યગર્ભ અને સત્યભાવિસૂચક બન્યા છે!

મુંબાઈમાં ગુજરાતી લોકની 'ઈશ્વરપ્રાર્થનામંડળી' નામની જુદી સભા તે વખત હતી (તે નામની જેવીજ હતી, અને હાલ હયાત છે કે નહિં તે ખબર નથી) તેની ઉપાસનામાં **ભોળાનાથે** તા. ૨૫ મીને દિવસે શામિલ થઈ સામાજિક ભક્તિની આવશ્યકતા વિશે વ્યાખ્યાન કર્યું. તા. ૧૮ મી ને દિવસે પ્રાર્થનાસમાજમાં ડા. **ભાંડારકરે** નવીન પદ્ધતિને અનુસરીને કીર્તન કર્યું તે વિશે **ભોળાનાથે** લખ્યુંછે કેઃ—

"19 March, 1879.

આજ રાત્રે **રામકૃષ્ણપંથ ભાંડારકરે** કીર્તન કર્યું બારવાગે પુરૂ થયુ

ઘણુ સારૂ કર્યું; મને તો ઘણુજ પસંદ પડયુ. આવાં ઉત્તમ પ્રકારનાં કીર્તનનો પ્રચાર થાય તો નઠારાં નિર્લજ કીર્તનો બંધ પડી જાય.

28 March 1879.

ભાંડારકર વિનાયક બાપુ જેમણે પોતાની દીકરી વિધવા થયેલી તેનુ પુનર્લગ્ન થયુ તેમાં પોતે અનુમોદન આપી પોતે કન્યાદાન આપ્યુ હતુ તે એના જમાઈના પ્રથમની સ્ત્રીથી થયેલા છોકરાનું જનોઈ હતુ ત્યાં ગયા. * * *."

તેજ વર્ષના મે મહિનામાં ભોળાનાથ કુટુંબસહિત પોતાના સગામાં લગ્નપ્રસંગે વડોદરે ગયા હતા ત્યાંથી તા. ૧૭ મી મેને દિવસે નીકળી કરનાળી જવા ગયા. રસ્તામાં ડભોઈ ઊતરી ત્યાંનો જૂનો કિલ્લો જોયો. કન્યાળીમાં સોમેશ્વર મહાદેવમાં રા. બા. મોતીલાલ લાલભાઈના ઉતારામાં ઊતર્યા. કન્યાળી વિશે નીચે પ્રમાણે લખ્યું છે:—

"13 May 1879.

કન્યાળીની આબ હવા ઘણી સારીછે. નર્મદાનું પાણી ઘણું નિર્મળ છે. હું સંવત્ ૧૮૮૭ ની સાલમાં મારા પિતાસાથે આવ્યો હતો. આજથી અડતાલીસ વર્ષ ઉપર આવેલો તેથી કુબેર સોમેશ્વરનાં દેરાં તથા ગોરના ઘરની થોડી થોડી યાદછે. * * *"

કન્યાળીમાં થોડા દિવસ રહી તેની આસપાસનાં કુંભનાથ, અનસૂયા, વેદવ્યાસ, શુકદેવ આદિ રમણીય તથા મનોહર સ્થળો હોડીમાં બેશીને જોઈ આવ્યા હતા:—

"12 May 1879.

આજ પાછલી રાત્રે અનસૂયા ગયા ત્યાંથી વેદવ્યાસ આવ્યા. * * * સાંજરે શુકનું સ્થાન જોયું. શુકનું દેહેરૂ રા. ભૈરાળ નારાયણે સંવત ૧૮૫૮ ની સાલમાં બંધાવ્યુ છે એમ ગોખલામાં લેખ છે. આજથી ૬૭ વરસ ઉપર એ દેરૂ બંધાવ્યું છે. વ્યાસનું સ્થળ ઘણું સારૂં છે."

બાબૂ સત્યેંદ્રનાથ ટાગોર ૧૮૮૦ માં સુરતના ડિસ્ટ્રિક્ટ જજ્જ હતા તેમને મળવા સારું ભોળાનાથ તે વર્ષના જૂન મહિનામાં સુરત ગયા હતા. ત્યાં એ રહ્યા તેટલી મુદતમાં રવિવાર ન આવવાથી ત્યાંની સમાજના લોકોએ ભોળાનાથને સારું વિશેષ સભા મેળવી ઈશ્વરપ્રાર્થના કરી તેમાં એમણે શામિલ થઈ ઉપદેશ કર્યો. ત્યાર પછી એ મહિને ફરીથી ભોળાનાથ સુરત ગયા તે વખતે અમદાવાદના માજી કલેક્ટર મી. બોરોડેલને મળવાનો સબબ હતો. એ પ્રસંગે રા. બા. રણછોડલાલ છોટાલાલ એમની સાથે હતા એ પણ મી.

બોરોડેલને મળવાને જ ગયા હતા. રવિવારને દિવસે સુરતપ્રાર્થનાસમાજમાં ભોળાનાથ ગયા; તથા મંગળવાર તા૦ ૧૯ મી ઑક્ટોબરને દિવસે વિશેષ સભા થઈ તેમાં રા. બા. રણછોડલાલે વ્યાખ્યાન કર્યું.

પોતાના તૃતીય પુત્રને ૧૮૮૧ ના "યુનિવર્સિટી કૉનવોકેશન" માં B. A. (બિ. એ.) ની પદવી મળવાની હતી તે સમારંભ જોવાની ઇચ્છાથી ભોળાનાથ તે સાલની ૮ મી જાન્યુઆરીને દિવસે મુંબાઈ ગયા ત્યાં ૩ જી ફેબ્રુઆરી સુધી રહ્યા. તેટલો કાળ એમણે કેવી રીતે ગાળ્યો તે નીચેની નોંધો જોયાથી જણાશે. જ્યારે જ્યારે મુંબાઈ જતા ત્યારે દર રવિવારે ત્યાંની *પ્રાર્થનાસમાજની ઉપાસનામાં શામિલ થતા; અને તેના દરેક કૃત્યમાં ઉત્સાહથી ભાગ લેતા:—

"15 January 1881.

સાંજરે લેડી ફરગ્યુસનની પારટીમાં * * * ગયા. * * *

16 January 1881.

* * સમાજમાં ગયા. સંસ્કારપદ્ધતિને વાસ્તે વાદવિવાદ થયો. અગ્નિ વિના કોઈ પણ સંસ્કાર હિંદુ ધર્મમાં નથી આ અડચણ બ્રાહ્મધર્મમત પ્રમાણે વિવાહસંસ્કારને ઘણી આવેછે. એ મોટી અડચણ છે. માટે એક દિવસમાં આ નિશ્ચય થાય એવું નથી. સાંજરે સમાજમાં રાનડેએ ઉપદેશ કર્યો. અગ્નિમાં આહુતિ આપવી એ ઈશ્વરને પોચેછે એવી બુદ્ધિથી આપવી નહી પણ આપણને પ્રિય વસ્તુ છે તેનો ત્યાગ કરવાને આપણે તૈયાર છીયે આવી બુદ્ધિથી આપવી. આ નવી કલ્પના રાનડેએ કાઢી છે. પણ એ કાંઈ પૂર્વે થયેલા ઋષિમતને અનુસરતી કલ્પના નથી. આ વ્યાખ્યાન સમાજના ઘણા લોકોને પસંદ પડયુ હોય એમ લાગતુ નોતુ, મને પણ એ વિષયને સંબંધે પસંદ પડયુ નહીં. આવી યુક્તિ કરીને જુની ચુક છુપાવવી એ સત્યને બાધકારક છે."

જૂના વ્હેમી વિધિ આચારને બંધ બેસાડવાના વ્યર્થ પ્રયત્નની વિરુદ્ધ ભોળાનાથનું આ દૃઢ મતપ્રદર્શન થોડા પણ સબળ શબ્દોમાં થયેલું જોઈ એવા અસમર્થનીયનું સમર્થન કરનાર શો ઉત્તર આપશે તે જાણવા જેવું છે. વ્હેમી વિધિનું સમર્થન કરનારા બે પ્રકારે કરેછે. એક તો એ વિધિથી થતા આનુષંગિક પરિણામ અને ઉદ્દેશ એ બે વચ્ચે ભ્રમાત્મક એકતા કરી નાંખીને;— જેમ કે—યાત્રાથી પ્રસંગવશાત્ દેશાટનના લાભ થાયછે—તે લાભને માટેજ જાણે

* ભોળાનાથ મુંબાઇની પ્રાર્થનાસમાજના સભાસદ થયા હતા.

યાત્રાઓ કરી ના હોય ? એમ સમઝાવવાનો પ્રયત્ન એ લોકો કરેછે. બીજો પ્રકાર આથી પણ ઊંચે કૂદેછે. જે ઉદ્દેશ એ.વિધિનો મૂળમાં હોવાનો સંભવ પણ નહિ એવા ઉદ્દેશનો આરોપ કરવાનો પ્રયત્ન એમાં હોયછે. એનું ઉદાહરણ ઉપરના લેખમાં સૂચવેલા રા. બા. **મ**હાદેવ **ગો**વિંદ **રા**નડેના ભાષણમાં આવ્યું છે. આ બંને પ્રકારના પ્રયત્નોની નિષ્ફળતા **ભો**ળાનાથના હૃદયમાં દૃઢ છપાઈ હતી, તેથીજ આવા સબળ પણ સલગર્ભ શબ્દોમાં **ભો**ળાનાથે પોતાનો હૃદયાશય દેખાડ્યો છે.

આ પ્રસંગે **ભો**ળાનાથે ત્યાંની સમાજમાં એકવાર ઉપદેશ કર્યો હતો. પછી તા. ૧ લી ફેબ્રુઆરીને દિવસે "કૉન્વોકેશન" જોઈને તા. ૨ જીએ **અ**મદાવાદ તરફ આવવા નીકળ્યા.

ત્યાર પછી તુરત **ભો**ળાનાથ મારા લગ્નનિમિત્ત **અ**મદાવાદથી બસેં માણસની જાન લઈને ફેબ્રુઆરી મહિનામાં **સુ**રત ગયા. ત્યાં પંદર દિવસ રહ્યા ત્યાં સુધીમાં લગ્નનું કૃત્ય સમાપ્યું, અને તેને અંગે એક વખત મિત્રમંડળ બોલાવી પોતાને ઉતારે ઈશ્વરોપાસના કરી અને લગ્નસમારંભ નિર્વિઘ્ન પાર પડ્યો તેથી ઈશ્વરનો ઉપકાર માન્યો.

**ભો**ળાનાથે **પે**ટલાદ કદી જોયું ન્હોતું અને ત્યાં સ્વજ્ઞાતિવર્ગ રહેછે તેથી એ ગામ જોવાની ઉત્કંઠા એમને ઘણાં વર્ષથી હતી. તે ઉત્કંઠા પાર પાડવાનો પ્રસંગ એમને રા. બા. **મ**ણીભાઈ **જ**સભાઈની પુત્રીઓનાં લગ્ન ૧૮૮૨ ના એપ્રિલ મહિનામાં થયાં, તે વખત મળ્યો. એ પ્રસંગે **ભો**ળાનાથ પોતાના કુટુંબનાં સ્ત્રીપુરુષોમાંથી કેટલાંકને સાથે લેઈને **પે**ટલાદ ગયા હતા. **પે**ટલાદમાં પ્રાર્થનાસમાજની ઉપાસનામાં ગયા. અને એક દિવસ પોતાને ઘેર ત્યાંના સર્વ નાગર ગૃહસ્થોને ચ્હા પીવાને બોલાવ્યા હતા, તથા ભિક્ષુકોને દરેકને અડધો રૂપિયો દક્ષિણા આપી. પોતાને ત્યાં કાંઇ પ્રસંગ ન્હોતો તે છતાં ભિક્ષુકોને દાન કર્યું એ જરાક આશ્ચર્ય જેવું લાગેછે. કોઇ મિત્રના આગ્રહથી આપી હતી. એમણે નાખુશીથી દક્ષિણા આપી હતી તે નીચેના એમના હસ્તાક્ષરથી સાબીત થશેઃ—

"25 April 1882.

* * * આજ મારે ઘેર **પે**ટલાદના નાગર ગૃહસ્થોને ચાહા પીવા તથા પાનગુલાબ લેવા બોલાવ્યા તે સર્વે કૃપા કરીને આવ્યા. ભિક્ષુકોને રૂ. ૦।। પ્રમાણે દક્ષણા આપવી પડી. આ દક્ષણાનો ખરચ નકામો છે. ખોટી કીર્તિનો છે પણ તે જાણી જોઈને કરવો પડ્યો છે."

આગળ ઉપર સૂચવવાનું છે તે મતપરાવર્તન આ સમયે **ભોળાનાથના** મન ઉપર સંચાર કરતું હતું એ વાત ધ્યાનમાં રાખ્યાથી આ એમની સામાન્ય જનની વૃત્તિને અનુકૂળ કૃતિનો કાંઇક ખુલાસો થશે.

એજ વર્ષના જૂન મહિનામાં **મુંબાઈ** જઈને ત્યાંથી **થાણે** એમના મિત્ર મિ. **વૉકર** સી. એસ. ને મળવા ગયા. તેમણે **ભોળાનાથના** સન્માનાર્થે **થાણાના** સદ્ગૃહસ્થોને બોલાવી પોતાને ઘેર "મિત્રમેળાપ" કર્યો હતો. **થાણેથી મુંબાઈ** આવી બે દિવસ રહીને **પૂને** ગયા. ત્યાં છ દિવસ રહ્યા તેટલી મુદતમાં પોતાના મિત્રોને તથા અંગ્રેજ અધિકારીઓને તથા નામદાર ગવરનરને મળ્યા. તે શિવાય પ્રસિદ્ધ વિદુષી **પંડિતા રમાબાઈની** એમણે તે પ્રસંગે પ્રથમ મુલાકાત કરી તથા તેનું પાંડિત્ય જોવાનો લાભ લીધોઃ—

"23 June 1882.

* * * ત્યાંથી પાંચ વાગે Female Normal School માં ગયા. પંડિતા **રમાબાઈનું** ભાષણ સાંભળ્યુ. આ સમયમાં સંસ્કૃત ભણેલી આપણામાં આ પ્રાંતમાં બીજી કોઈ નથી. મરાઠીમાં એક કલાક સુધી અવિચ્છિન્ન બોલી. સારૂં ભાષણ કર્યું. સ્ત્રીયોની હાલત સુધારવા ઉપર એ બાઈનું ચિત્ત ઘણું છે. * * *

25 June 1882.

* * * **શંકરરાવે** પોતાને ઘેર પંડિતા **રમાબાઈને** પુરાણ વાંચવા બોલાવી હતી. રા. **રામકૃષ્ણ** ભાંડારકર વગેરે શિષ્ટમંડળી તથા એક શાસ્ત્રી તથા સ્ત્રીવર્ગ આવ્યાં હતાં. તેમની આગળ **રમાબાઈએ** ભાગવતના એકાદશ સ્કંધમાંથી એક અધ્યાય **અવધૂત** તથા **કૃષ્ણના** સંવાદનો વાંચ્યો. અને તેની વ્યાખ્યા અવિચ્છિન્ન ઘણી સારી રીતે કરી. પછી શાસ્ત્રી તથા **રામકૃષ્ણ** સાથે **રમાબાઇએ** સંસ્કૃતમાં વાતચીત કરી. ઘણી વિદ્વાન તથા વિચીક્ષણ છે. સ્ત્રી-વર્ગમાં હાલના વખતમાં સંસ્કૃતનું જ્ઞાન મેળવેલી એકજ બાઈ છે. * * *"

તે પછી **ભોળાનાથ મુંબાઈ** પાછા આવી થોડા દિવસ રહ્યા; તેવામાં એકવાર **મુંબાઈ**પ્રાર્થનાસમાજમાં ગુજરાતીમાં ઉપાસના કરી તે શિવાય વિશેષ જાણવા લાયક કાંઇ નથી. ત્યાંથી **અમદાવાદ** પાછા જઈને એક માસ પછી **ભોળાનાથ** ફરીથી **મુંબાઈ** આવી કામપ્રસંગે એકાદ માસ રહ્યા હતા.

તેજ વર્ષની તા. ૧૪ મી ડિસેંબરને દિવસે **નડિયાદ** ખેતીવાડીનું પ્રદર્શન ઊઘડ્યું; તે દિવસે **ભોળાનાથને** નિમંત્રણ આવ્યાથી **નડિયાદ** ગયા, અને તેજ સાંઝરે પાછા **અમદાવાદ** આવ્યા.

સન ૧૮૮૩ ની સાલના આદ્ય દિવસે **રાધનપુર** જવાને સારું **ભોળાનાથ** કુટુંબનાં થોડાંક માણસસહિત **અમદાવાદ**થી નીકળ્યા. માર્ગમાં પોતાનું ઇનામી ગામ **ધનોરા** આવ્યું ત્યાં બે ચાર દિવસ રહ્યા, તેટલી મુદતમાં **બ્હેચરાજી** માતાનું સ્થાન ફરીથી એકવાર જોવાના શૉકથીજ જોઈ આવ્યા. **રાધનપુર**માં થોડા દિવસ રહ્યા; ત્યાંથી **પાટણ** આવી બે દિવસ મુકામ કર્યો. સન ૧૮૭૫ માં **ભોળાનાથ પાટણ** આવ્યા હતા તે વખતે ત્યાંની સર્વ હકીકતથી વાકફ થયા હતા. એટલે આ પ્રસંગે વિશેષ કાંઇ થયું નહિ. **પાટણ**થી **સિદ્ધપુર** આવ્યા. ત્યાંની હકીકત વિશેષ નથી. એકજ નોંધ જોવા જેવી છેઃ—

“29 January 1883.

સાંજરે બિંદુસરોવર જોઈ આવ્યા. એ કુંડમાં ઘણુ દુર્ગંધ ભરેલુ પાણી છે. એમાં મૂર્ખ, અજ્ઞાન, ધર્માંધ અને વેહેમી લોકો નાહીને માતૃગયા કરેછે. આવા અપવિત્ર સ્થળે શ્રાદ્ધ કરવાથી મરનારનો મોક્ષ થાયછે એ માનવુ કેવુ મૂર્ખાઈનું છે. હું ૧૨ વર્ષ ઉપર અહીં આવ્યો હતો. **આ**બુથી પાછા વળતાં અહીં આવ્યા હતા. તે વખત મેં કાંઇ શ્રાદ્ધ કર્યું નથી. આ વખત પણ શ્રાદ્ધ કે કાંઈ વેહેમી ક્રિયા કરી નથી તથા **સરસ્વતી**માં સ્નાન પણ કર્યું નથી. લોકો નાસ્તિક કહે તો કહો પણ સત્ય ધર્માવલંબી એવી ખોટી ક્રિયા લોકોની બીહીકથી કરતા નથી. ઈશ્વરપ્રિય શું છે તેજ કર્મ કરવા ઊપર તેમની શ્રદ્ધા હોય છે.”

એજ વર્ષના હુનાળામાં **અમદાવાદ**માં ગરમી બહુ લાગવાથી વર્ષાઋતુના આરંભ સુધી **સુરત** રહેવાના ઇરાદાથી તા૦ ૩ જી જૂને **ભોળાનાથ સુરત** ગયા. ત્યાં વીસ દિવસ રહ્યા; તેટલા સમયમાં ત્યાંની પ્રાર્થનાસમાજમાં **ભોળાનાથે** બેવાર ધર્મોપદેશ કર્યો. એકવાર નિયમિત દિવસે અને બીજીવાર સમાજના વાર્ષિકોત્સવનિમિત્ત ઉપાસનાને દિવસે.

એ પછીના સેપ્ટેંબર મહિનામાં **ભોળાનાથ** મુંબાઈ તરફ ખાનગી કામે ગયા. **મુંબાઈ** તે વખતે ઘણા દિવસ રહ્યા; તે અરસામાં ચારેક દિવસ **પૂને** જઈ આવ્યા. **પૂના**ની સમાજની ઉપાસનામાં તથા સંગતસભામાં ગયા, તેમજ મિસિસ સોરાબજીની કન્યાશાળામાં ઇનામ આપવાના સમારંભમાં ગયા. પૂનાની ગાયનસમાજનું પણ કામ જોવાનો લાભ લીધો. **મુંબાઈ**માં આર્ય-મહિલાસમાજની મંડળીમાં તથા ગુજરાતી સોશિયલ **યુનિયન**માં ગયા હતા. આ પ્રસંગના પ્રવાસમાં એમણે **અન**સૂયાબાઈ, જે બાઈ સંસ્કૃત ભાષા જાણનારી

છે, તેને પ્રથમજ પુરાણ વાંચતાં સાંભળી તથા એની પ્રથમ મુલાકાત કરી.

ત્યાર પછી થોડેજ દિવસે એમની તબીઅત નાદુરસ્ત રહેતી હતી તેવામાં એમના મિત્ર શંકર પાંડુરંગ પંડિતનો પત્ર એમને મુંબાઈ તેડાવવાનો આવ્યો, તે ઉપરથી તા. ૧૬ મી નૉવ્હેમ્બરને દિવસે અસ્વસ્થ પ્રકૃતિયે પણ મુંબાઈ જવા નીકળ્યા. ત્યાં ગયા પછી એમને માલૂમ પડ્યું કે શરીરસ્થિતિને જોખમમાં નાંખીને જવા જેવું કામ નહોતું. ભાવનગરના માજી દિવાન સામળદાસ પરમાનંદદાસ તથા તેમના નિકટના સંબંધી દેસાઇ હરિપ્રસાદ સંતોકરામ વચ્ચે ભિન્નભાવ ઘણા સમયથી ચાલતો હતો, તે ભિન્નભાવ દૂર કરી તેમના વચ્ચે સ્નેહભાવ કરાવવાને સારું રા. પંડિતે ભોળાનાથને મુંબાઈ તેડાવ્યા હતા. આ વખત નામદાર ડ્યુક અને ડચેસ ઑફ કૉનોટના પ્રથમ આગમનનિમિત્તનો સમારંભ જોવાનો લાભ મળ્યો.

સન ૧૮૮૫ નું વર્ષ ભોળાનાથની મુસાફરીઓનું છેલ્લું વર્ષ હતું. એ વર્ષની ૮ મી જાન્યુઆરીને દિવસે ખાનગી કામે એ મુંબાઈ ગયા હતા. ત્યાંથી સાત દિવસ રહી અમદાવાદ આવ્યા. ત્યાર પછી આશરે બે માસની અંદર ફરીથી મુંબાઈ જવાનું તા. ૯ મી માર્ચને દિવસે થયું. આ પ્રસંગે ખાનગી કામ નહોતું. પણ લોકોપયોગી કાર્ય હતું. ગુજરાત કૉલેજના ભંડોળમાં મુંબાઈના ધનવાન્ લોકની સહાયતા માગવા અમદાવાદના શિષ્ટવર્ગનું એક "ડેપ્યુટેશન" ગયુ તેના અંગભૂત તરીકે ભોળાનાથ મુંબાઈ ગયા. એમણે એ કામમાં કેટલો શ્રમ ત્યાં લીધો તે નીચેની નોંધ ઉપરથી જણાશે; તથા એ કૉલેજને પોતે ખરા ઉમંગથી સહાયતા કરતા તેનો બીજો પુરાવો મળશેઃ—

"10 March 1885.

"સવારે વખતસર મુંબાઈ પોહોચ્યા. મોરારજીને ત્યાં ઊતર્યા; ભાઈશંકરને મળ્યા. જમ્યા પછી રીચી સાહેબને મળ્યા. * * *

11 March 1885.

રીડ સાહેબને મળ્યા. લખમીદાસ ખીમજીને મળ્યા. પાંચ વાગે ઠરાવ પ્રમાણે મ્યુનીસીપાલ ઑફીસમાં ભેગા થયા. કાલની મિટીંગને વાસ્તે "પ્રોગ્રામ" નક્કી થયુ. રાત્રે નાંહાનાભાઈ હરીદાસને ત્યાં ડેપ્યુટેશનમાં આવેલા બધા ગયા. * * * ચતુરભુજ મોરારજીને મળ્યા.

12 March 1885.

સવારમાં સમાજમાં ગયા. પણ લોકોને ઘેર જવાનું હતું તેથી જલદી

ગયા. **દીનશા માણકજી, સોરાબજી શાપુરજી, સર જમશેદજી, મંગળદાસ નથુભાઈને** મળ્યા. બપોર પછી એક વાગે ઘેર આવ્યો. રાતના તથા અત્યારના શ્રમથી થાક ઘણો લાગ્યો. સાડાચાર વાગે ટૌન હોલની મિટીંગમાં ગયા. * * *

13 March 1885.

બપોર પછી ૧૫ા વાગે ગવરનર સાહેબને કોલેજ કમેટીના મેંબરો મળ્યા. * * * ૭ વાગે સમાજમાં ગયા. * * * ઉપાસના અધુરી મુકીને હું ઊતારે આવ્યો કેમકે **અ**મદાવાદ જવાનું છે. * * * ”

**રા**ધનપુરના **ન**વાબ સાહેબ **અ**મદાવાદ બે ત્રણ દિવસમાં આવવાના છે એવી ખબર એમને તારમાં મળ્યાથી તુરત **અ**મદાવાદ આવવું પડયું. નહિં તો **મું**બાઈની સમાજનો વાર્ષિકોત્સવ જે તેવામાં ચાલતો હતો તે સમાપ્ત થતા સુધી ત્યાંજ રહેવાનો વિચાર **ભો**ળાનાથને હતો. **ન**વાબ **સા**હેબે **અ**મદાવાદ આવીને પોતાની સાથે **મું**બાઈ જવાનું **ભો**ળાનાથને ફરમાવ્યાથી એમની સાથે પાછા તા. ૧૮ મીને દિવસે શરીરને તકલીફ આપીને પણ **મું**બાઈ જવા નીકળ્યા. **મું**બાઈમાં રહ્યા એટલા દિવસ હરરોજ એકવાર પણ **ન**વાબ સાહેબની હજુરમાં જતા. પોતાનો પુત્ર જે **શો**લાપુરમાં નોકરી ઉપર હતો તેને મળવાની ઇચ્છા થયાથી તા. ૨૮ મી માર્ચને દિવસે **શો**લાપુર જઈને એક અઠવાડિયું રહી આવ્યા. તા. ૧૬ મી એપ્રિલને દિવસે **ન**વાબ સાહેબના ફરમાવ્યાથી **મ**હાબળેશ્વર જવાને **પૂ**નેથી નીકળ્યા. એમની સાથે એમના કુટુંબના સ્ત્રીપુરુષવર્ગમાંથી થોડાંક હતાં. **પૂ**ને બે દિવસ રહ્યા તેટલામાં કન્યાઓ સારું નવી સ્થાપન થયેલી હાઇ સ્કૂલ જોઈ આવ્યા. **પૂ**નેથી આરામમાં **મ**હાબળેશ્વર ગયા. **મ**હાબળેશ્વરનાં આબહવા એમને બહુ પસંદ પડ્યાં, તેમજ ત્યાંના સૃષ્ટિસૌન્દર્યથી પણ એમનું ચિત્ત પ્રસન્ન થયું. ત્યાં આશરે દોઢ માસ રહ્યા. તા. ૫ મી મેને દિવસે સાંઝરે પાંચ વાગે **લે**ડી **રે**ની “ગાર્ડન પાર્ટી” માં પુત્રવધૂઓને લેઈને ગયા હતા. ત્યાંની લાયબ્રેરીમાં ભાષણો થતાં ત્યાં પણ **ભો**ળાનાથ જતા. તા. ૧૨ મી મેને દિવસે **મ**હાબળેશ્વર મહાદેવ તથા **બ્ર**હ્મારણ્ય જોવા ગયા, તે એમને બહુ પસંદ પડયું નહિં. **લિં**ગમાળાનું સ્થળ એમને રમણીય લાગ્યું. તા. ૧૩ મી મેને દિવસે ત્યાં Fancy Bazaar (ફેન્સી બઝાર) માં પોતાની સાથેનાં સર્વ સ્ત્રીપુરુષોને લેઈને ગયા હતા. **મ**હાબળેશ્વરમાં એકવાર પોતાના એક મિત્રના બંગલામાં **ભો**ળાનાથે કેટલાક મિત્રોને બોલાવીને ઇશ્વરોપાસના કરી હતી. તા. ૨૬ મીને દિવસ

ત્યાંથી નીકળીને **પૂને** આવ્યા. **પૂને** આવીને બે દિવસ રહી ત્રીજે દિવસે પોતાના પુત્રને મળવાને સારૂં **શોલાપુર** પાસેના **મોહોળ** મુકામે **ભોળાનાથ** તથા તેમની સાથેનાં સર્વે ગયાં. ત્યાં બે દિવસ રહીને **મુંબાઈ** આવ્યા. **મુંબાઈમાં** તા. ૭ મી જૂનને દિવસે ત્યાંની સમાજમાં ઉપાસના ચલાવી. તેમજ ૭ મી તારીખે રાત્રે પોતાને ઉતારે સમાજના કેટલાક સભાસદોને બોલાવીને તાલમૃદંગ-સહિત ઈશ્વરભજન કરાવ્યું. તા. ૧૩ મી જૂને **મુંબાઈથી** નીકળીને **વડોદરે** આવ્યા; ત્યાં બે દિવસ રહીને પાછા **અમદાવાદ** આવ્યા.

**ભોળાનાથને** દક્ષિણ **હિંદુસ્થાન** તથા **કાઠિયાવાડની** મુસાફરી કરવાની ઘણી ઇચ્છા હતી, પરંતુ એ પ્રસંગજ આવ્યો નહિં, કેમકે **મહાબળેશ્વરની** મુસાફરીના અંત પછી અગિયારે મહિને એમની સંસારયાત્રાની પણ સમાપ્તિ થઈ, એટલે એમના આત્માએ આ પાર્થિવ ધામનો ત્યાગ કરી દિવ્યધામ તરફ પ્રયાણ કર્યું.

---

# પ્રકરણ ૭ મું.

## રાજકીય વિચાર.

આ પ્રકરણમાં **ભોળા**નાથના રાજકીય વિચાર વિશે વિવેચન કરીશું, અને તેને સંબંધે બીજી પણ કેટલીક બાબતો વિશે બોલવામાં આવશે. **ભોળા**નાથની વૃત્તિ મૂળથીજ રાજકીય વિષય તરફ થોડીકજ વળેલી હતી. એમણે એ સંબંધી ઘણા વિચાર કરેલા નહોતા એમ એમની વાત ઉપરથી તથા રોજકામની ચોપડિયો ઉપરથી જણાયછે, કારણ કે હરેક બાબત વિશે જે જે એમના મનમાં વિચાર આવતા તે સર્વ પોતાની ચોપડીમાં લખી રાખતા; અને આ સંબંધી એકાદ બે ઠેકાણે લખેલું જણાયછે. તે ઉપરથી અને વાતચીતમાં એમણે જે વિચાર દર્શાવેલા તે ઉપરથી સાફ માલૂમ પડેછે કે એ એક ખરા અંતઃકરણના રાજભક્ત હતા. એમનો જન્મ અંગ્રેજી અમલ શરૂ થયા પછી થયો અને મૃત્યુ પણ તેજ અમલમાં થયું, એટલે એમને અંગ્રેજી રાજ્ય ઉપર સારી આસ્થા હતી. એમનો સ્વભાવ ખુશામતખોર નહોતો. એમને ખુશામત કરવી ગમતી નહિં, તેમ એમને મોહે કોઇ એમની સ્તુતિ કરતું તેને તેજ વખતે સ્પષ્ટ કહેતા કે 'મારે મોહે મારાં વખાણ ના કરો.' એવો એમનો સ્વભાવ હતો એટલે કાંઇ ખુશામત સારું રાજભક્તિ બતાવતા એમ નહોતું. રાજભક્તિ હોવા છતાં એમના જમાનાના બીજા પુરુષોની માફક એ અંગ્રેજી અધિકારીની ખુશામત કદી કરતા નહિં. અંગ્રેજ અધિકારી સાથે જે સંબંધ રાખતા તેને ખુશામત કહેવાયજ નહિં. કારણ કે એમને મૂળથીજ અંગ્રેજ અધિકારીનો સહવાસ વધારે હતો, એટલે તે લોકસાથે એકપ્રકારની મૈત્રી હતી. તેમની સાથેના સંબંધમાં એમણે અનેકવાર સ્વતંત્રતા બતાવેલી મ્હારા જોવામાં છે. પૂર્વે જ્યારે **ખેડા**માં સદર અમીનની નોકરી ઉપર **ભોળા**નાથ હતા તેવામાં ત્યાંના કોઇ અંગ્રેજ અધિકારીની બદચાલ બાબત તેના ઉપરીના સાંભળવામાં આવ્યાથી સરકારમાં રિપોર્ટ કરવાની ઇચ્છાથી **ભોળા**નાથને બોલાવી એ જનવાર્તાની સત્યાસત્યતા વિશે પૂછયાથી એમણે નિષ્પક્ષપાત તથા સ્વતંત્રતાથી જવાબ આપ્યો કે તે સર્વથા સત્ય છે. આ સ્વતંત્ર વિચારનો વારસો એમણે પોતાના પિતાની પાસેથીજ લીધો હોય એમ જણાય છે. એમના પિતા **સારા**ભાઈ છેક જૂના જમાનાના હતા તેથી એમની કનેથી આશા ના રખાય એવા સ્વાતંત્ર્યનો દાખલો એક છે.

**સારાભાઇ** વડોદરા રેસિડેન્સીમાં દફ્તરદાર હતા તેવામાં ઇંગ્લાંડથી કોઇ જુવાન અંગ્રેજ અધિકારી ત્યાં આવ્યો. દેશી લોકને ગુલામ જેવાજ ગણનાર તે હશે તેથી એણે **સારાભાઇને** એકવાર Donkey કહીને ગાળ દીધી. આ ગાળ સાંભળતાંજ જવાબમાં તુરતજ કહ્યું "I shall complain to Government." આ વાત મુખ્ય રેસિડેન્ટને કાને પડતાં પેલા સાહસિક યુવાન પાસે **સારા**-ભાઇની ક્ષમા એણે મંગાવી.

ત્યારે, ખુશામતિયો સ્વભાવ ના હોવા છતાં આટલી રાજભક્તિ **ભો**ળાનાથમાં હોવાનું કારણ શું? મારા ધારવા પ્રમાણે એનાં બે મુખ્ય કારણ હતાં. એક તો એમનામાં નિમકહલાલીનો ગુણ સારી પેઠે હતો. હમેશ એ કહેતા કે 'આપણે અંગ્રેજ સરકારનો પગાર ખાઇયે, એમનું આપેલું ઇનામી ગામ ખાઇયે, એટલે આપણે એમનું નિમક ખાઇયે છિયે. માટે એ રાજ્ય ઉપર આપણે ભક્તિ રાખવી જોઇયે, અને એના વિરુદ્ધ થઇયે તો નિમકહરામીનો ગુન્હો લાગે.' બીજું કારણ એ હશે કે એમની ઉદાર-વૃત્તિને લીધે એ બીજા અનુદાર અને ખોટા સ્વદેશવત્સલ લોકની પેઠે દોષૈકદૃક્ ન હોઇને ગુણગ્રાહક હતા; એટલે હરેક મનુષ્ય અથવા વાત વિષે વિ-ચાર કરતાં તેમની દૃષ્ટિએ એના ગુણ જલદી પડતા. આવી સ્વાભાવિક વૃત્તિ હોવાને લીધે અંગ્રેજી રાજ્યના જે નિર્વિવાદ લાભ છે તે ઉપર એ હમેશ વધારે લક્ષ રાખતા. અને તેનો ઉપકાર એમના મનમાં નિરંતર હોવાથી એમનામાં રાજ્યભક્તિ સુદૃઢ હતી. એ રાજ્યના કેટલાક દોષ પણ એ સારી પેઠે જાણતા, તોપણ દેશને લાભ તેથી ઘણા અને ચમત્કારિક થયાથી તે ઉપર એમની પ્રીતિ હતી અને તેની સ્થિરતા ઇચ્છતા. આના પ્રમાણમાં નીચે એમના રોજ-કામમાંથી નોંધ લઇયે છિયે. સન ૧૮૫૭ માં જ્યારે મ્હોટો બલવો થયો ત્યારે તેની હકીકત વાંચી એમણે નીચે પ્રમાણે નોંધ કરીછે.

"23 rd May 1857 વૈશાખ વદ ૩૦.

આજ સાંભલુ કે દીલીમાં તા. ને રોજ મોહોટુ બંડ થઊ * * * * ઈશ્વર કરે ને જલદી સમાધાની થાય. આ ખબર સાંભળી સર્વેને ત્રાસ ઊપજે છે કે બિચારા અંગ્રેજ લોકોનો તા. તેની કોમલ સ્ત્રીઓ તા. બાળકો-નો ઘાતકી લોકોએ ઘાત કર્યો * * * * હાલમાં ઘણે ઠેકાણે બંડ તા. બલવો સંભળાય છે. ઈશ્વર જલદી સમાધાની કરે. બીજા રાજયો કરતાં ઇંગરેજી રાજ્ય ઘણુ ઊત્તમ છે તેને ઈશ્વર કાયમ રાખો. * * * *"

ત્યાર પછી ગુજરાતમાં પ્રથમ રેલવે થઈ તે જોવા ગયા ત્યારેપણ અંગ્રેજી રાજ્યને અભિનંદન દીધું જણાય છે. એમની રાજભક્તિ વિશે વધારે પ્રમાણ માટે* 'નાગર મિત્ર' માંથી નીચેનો ઉતારો કર્યોછે.

"ઈશ્વરની આપણા દેશ ઉપર મોટી કૃપા જાણવી જોઇયે કે આપણા દેશની સત્તા માયાલુ ઇંગરેજ સરકારના હાથમાં છે. એ રાજ્યના નીતિ ભરેલા નિયમોથી આપણે કેટલા બધા સુખી છીયે. એવા રાજ્યની રાજધાનીમાં જનારની નાગરો નિંદા કરી હવે પછે જવાનો અટકાવ કરવામાં પ્રયત્ન કરે એ કેવી નાદાની તથા ગાંડાઈ છે કે જે રાજ્યનું અન્ન આપણામાંના ઘણા લોકોના પેટમાં છે, જે રાજ્યે આપણા દેશના કલ્યાણને અર્થે કોટચાવધિ દ્રવ્ય ખર્ચી આ દેશના લોકોને વિદ્યાનો લાભ આપ્યોછે અને આપેછે જે રાજ્ય પોતાની પ્રજા ઉપર પ્રીતિ રાખી તેમનુ સુખ વધારવાની નીરંતર ફીકર રાખેછે જે રાજ્ય આપણા લોકોને મોટા મોટા અધિકાર આપેછે એવા રાજ્યના સુંદર ને પવિત્ર ધામમાં જવાને કોઇ પણ પ્રકારે બાધ ન છતાં મૂર્ખત્વ તથા મમતાથી માહા પાતક છે એમ કહેવાથી આપણે કેવળ કૃતઘ્ની થઇએ છીયે. એટલુંજ નહી પણ આપણું સંરક્ષણ તથા પાલન કરનારનું આપણે મોટું અપમાન કરીયે છીયે, તેની સાથે આપણી હાલની તથા તે પછેની પ્રજાને નીરંતર નીચી સ્થિતિમાં તથા દુઃખી રાખવાને આપણે પોતેજ સાધન થઈએ છીયે."

આટલી રાજભક્તિ હોવા છતાં એમનામાં દેશભક્તિ પણ સારી પેઠે હતી. પોતાના દેશની સાંસારિક અને ધાર્મિક અવસ્થા સુધારવા ઉપર એમનું સંપૂર્ણ લક્ષ હતું. રાજભક્તિ ઘણી હોવા છતાં દેશની રાજકીય દશા સુધરે એમ પણ તેમની ઇચ્છા હતી. દેશની રાજકીય જરૂરિયાતોની યોગ્ય માગણી નમ્રતાપૂર્વક કરવી; રાજ્યના ખરા દોષ યોગ્ય વિવેકથી દર્શાવવા તે દોષ દૂર કરવા તથા બીજી જરૂરની વાતો માગવા સવિનય અરજ કરવી; એમ એમના વિચાર હતા. આવી દેશભક્તિ એજ ખરી દેશભક્તિ છે, અને એથીજ આપણને ખરો લાભ થશે, અને ખોટા અત્યુત્સાહી લોક, જેઓ અંગ્રેજી રાજ્યની નિન્દાજ કરેછે, તેના ફાયદા સમઝી સકતા નથી, તેવા લોકથી ઉલટું નુકસાન છે, એમ ભોળાનાથ માનતા, અને એવા ખોટા અત્યુત્સાહી લોકને ધિક્કારતા. સ્વદેશાભિમાન એમનામાં હતું તોપણ જેટલું આપણા દેશનું તે સર્વ સારું એમ માનતા નહિ. આપણા દેશી રાજાઓ અસંસ્કૃત રહ્યા છે, તેઓ નિરક્ષર છે,

* આ નામનો એક નિબંધ ભોળાનાથે લખ્યો છે; તે પ્રસિદ્ધ નથી થયો.

વિદ્યારહિત છે, ઇત્યાદિ એ લોકની ખામિયો એમની નજરમાં હતી, અને એ સર્વ દોષને લીધે તેમને એ નાપસંદ કરતા. દેશભક્તિ એમનામાં હતી તેનું પ્રમાણ એજ કે આપણા દેશીઓની સાંસારિક ધાર્મિક અવસ્થા સુધારવા સારુ પ્રાર્થનામાળામાં અનેક સ્થળે પ્રાર્થના કરીછે, તેમજ દેશની દરિદ્રાવસ્થા દૂર થાય અને લોકમાં ઉદ્યોગ વધે એવા વિચાર ઘણી વાર બતાવ્યા છે. તેના ઉદાહરણ-માં એક નોંધ નીચે આપિયે છીયે. રા. બા. રણછોડલાલ છોટાલાલનું રૂનું કારખાનું—(આ કારખાનું કરવાને સારું ભોળાનાથ પૈસા સંબંધી ઘણા જોખમમાં ઉતર્યા હતા; તે ફક્ત રણછોડલાલ પ્રત્યે સ્નેહભાવને લીધે તથા દેશના એકંદર લાભને અર્થે; કેટલાક એમ માને છે કે ભોળાનાથની મદદ વિના એ કારખાનું થઈ સકત નહિ)—ઉઘડ્યું તે વખતે ભોળાનાથે નીચે પ્રમાણે નોંધ કરી છે.

"30 May 1861.

"આ દેશના લોક સુધરે અને મ્હોટા યંત્રની મદદથી મ્હોટાં કાર્ય કરે તો બેશક તેમને ફાયદો થાય, દરિદ્રદશાથી છૂટા થાય. ઈશ્વર દયા કરી તેમને સદ્-બુદ્ધિ આપે."

ટૂંકામાં એટલુંજ કે એમના રાજકીય વિચાર સમર્યાદ હતા. એ વિષય ઉપર એમણે આ મર્યાદા ઉપરાંત ઘણું ધ્યાન પણ ન્હોતું આપ્યું, કારણ કે એમનું લક્ષ સાંસારિક અને ધાર્મિક સુધારણા ઉપર વિશેષ હતું.

---

# પ્રકરણ ૮ મું.

## સાંસારિક વિચાર.

---

**ભો**ળાનાથની જિંદગીમાં મુખ્ય જાણવા લાયક તથા બોધ લેવા લાયક સાંસારિક અને ધાર્મિક સુધારો કરવાના એમના પ્રયત્ન અને ઉત્સાહ, એ છે. એમની જિંદગીમાં એને સંબંધે બે આશ્રમ થઈ ગયા એમ કહીએ તો ચાલે, એટલે પૂર્વે જ્યારે સર્વ જૂના રિવાજ ઉપર આસ્થા હતી, તેને પૂર્વાશ્રમ કહિયે; અને બીજી અવસ્થા જ્યારે સર્વ જૂના ખરાબ રિવાજ ઉપરથી શ્રદ્ધા જઈને વિચાર સંસ્કાર પામ્યા તે, તેને ઉત્તરાશ્રમ કહિયે. આ બે અવસ્થાને એક બીજાથી જૂદી પાડી તેની ખરી તારીખ આપી સકાય તેમ નથી; કારણ કે સર્વ વિચાર ધીમે ધીમે બદલાતા માલૂમ પડેછે. એટલામાટે પ્રથમ સાંસારિક વિષય લઈ તેની હરેક બાબત વિશે એમના વિચાર કેવી રીતે બદલાતા ગયા તે જોઇશું.

**ભો**ળાનાથનાં નિત્ય કર્મ શુદ્ધ હતાં અને તેથીજ એમની શરીરપ્રકૃતિ દૃઢ હતી. મદ્યપાન આદિ સર્વ દુર્વ્યસન ઉપર એમને મહાતિરસ્કાર હતો. સર્વ મદ્યપીઓને ઘણા ધિક્કારની દૃષ્ટિયે જોતા. પેહેલાં તો મદ્યની ગંધ પણ પારખી સકતા નહિં, પણ જેમ જેમ તેમની પાસે આવનારાઓમાં મદ્યપાન વધતું ગયું તેમ તેમ એ લોકને એ સમઝી સકતા ગયા. તેઓમાંના જે લોકને એ કહી સકે તેમ હતું તેમને અનેકવાર મદ્યથી દૂર રહેવાને શિખામણ દેતા. મદ્યપાન ઉપર અસલથીજ તિરસ્કાર હતો; અને મદ્યનો રિવાજ દિવસે દિવસે વધારે ખુલ્લો થતો ગયો ત્યારે લોકમાંથી એ દુષ્ટ ચાલ બંધ કરવાને સારું એમણે **અ**મદાવાદમાં આજથી આશરે પંદર અથવા વધારે વર્ષ ઉપર એક સભા સ્થાપી; તેમાં એક પ્રતિજ્ઞાપત્ર કર્યું; તેમાં જેની ઇચ્છા હોય તેણે સહી કરવી એવું ઠરાવ્યું, અને તેમની પાસે એવી પ્રતિજ્ઞા લેવડાવી કે, અફીણ, ગાંજો, તાડી અથવા કોઇ પણ જાતનો મદ્ય તેમણે ગમતને અર્થે અથવા પ્રસાદીને અર્થે લેવો નહિં. આ ઉપરથી જણાશે કે એમને હરેક જાતના નિશા ઉપર સંપૂર્ણ તિરસ્કાર હતો. પ્રતિજ્ઞાપત્રમાં ઔષધનિમિત્ત કોઇ પણ વસ્તુ લેવાની રજા હતી, પરંતુ એટલી છૂટ પણ હતી તેનું કારણ એજ હતું કે એ પ્રતિજ્ઞાપત્ર પાછલા જમાનામાં થયું; નહિં તો પૂર્વાશ્રમમાં તો **ભો**ળાનાથ અંગ્રેજી દાકતરનું કોઇ પણ ઔષધ પણ પીતા નહિં. અંગ્રેજી દાકતરને બોલાવતા તેને ત્યાંથી ઔષધ મંગાવતા પણ પીતા નહિં, અને ઢોળી નંખાવતા. એટલે સુધી એમને પૂર્વે વ્હેમ હતો તે આ

પાછલા જમાનામાં દૂર કરીને પ્રતિજ્ઞાપત્રમાં ઔષધસંબન્ધે બંધન ના રાખવાની એમણે હિંમત ચલાવી. મદ્યપાન ઉપર જેટલો ધિક્કાર હતો તેટલોજ વ્યભિચાર ઉપર હતો. વ્યભિચારીઓના પ્રત્યેનો એમનો તિરસ્કાર એમના રોજકામમાં સ્થળે સ્થળે દર્શાવેલો છે. તેજ પ્રમાણે રુશવત લેવી, અસત્ય ભાષણ અને બીજી અપ્રમાણિકતા, તથા એવા હરેક દુર્ગુણને રિપુસમાન ગણતા. લાંચ લેનારાને વિશે ઘણે ઠેકાણે એમણે ક્રોધયુક્ત વિચાર બતાવ્યા છે. વ્યભિચાર ઉપર એકંદર એમને ધિક્કાર હોવાથી ગણિકાનો નાચ પણ એમને નાપસંદ હતો. તે નીચેની નોંધ ઉપરથી જણાશે. એમના ભાણેજના લગ્નપ્રસંગે જ્યારે નાચ થયો ત્યારે એમણે નીચે પ્રમાણે રોજકામમાં નોંધ કરી હતી.

"16 April 1859. ચૈત્ર શુદ ૧૪–૧૯૧૫ શનિવાર.

આજ બજુરાવનો વરઘોડો ચડ્યો; લોકો આવ્યા હતા. **જુના નઠારા ચાલ પ્રમાણે નાચને વાસ્તે ગુણિકા બોલાવવી પડી; માહારી ઘણીજ નાખુશીની સાથે આ કામ કરવાને હા કહેવી પડી.**

આ ઉપરથી જણાશે કે એમને નાચ પસંદ નહોતો, પણ બીજા લોકોના આગ્રહથી, તે વખત એટલી હિંમત ન હોવાને લીધે, એમને નાખુશીથી સંમતિ આપવી પડી. પણ ત્યાર પછી આવા નાચથી સામાન્ય નીતિનો ભંગ થાય છે અને એ દુરાચાર છે એમ એમના વિચાર દૃઢ થતા ગયા, અને જાતની હિંમત આવી, ત્યારે સન ૧૮૬૦ ની સાલથી એમણે નાચમાં જવાનું બંધ કર્યું. આ વિશે એક પાછલા પ્રકરણમાં કહી ગયા છિયે. ગુણિકાનો નાચ નાપસંદ હતો તેમજ અંગ્રેજ લોકોના રિવાજપ્રમાણેનો નાચ પણ પસંદ નહોતો. તા. ૨૫ મે ૧૮૬૩ ને દિવસે પોતાના કોઇ અંગ્રેજ મિત્રને ત્યાં Dance હોવાથી તે ગયા હતા. તે વખતે એ લોકોનો નાચ જોઈને નીચે પ્રમાણે રોજકામમાં એમણે ટીકા લખી છે:—

"મને તો એ ચાલ બિલકુલ નાપસંદ પડ્યો. એકની સ્ત્રીને બીજો વળગીને નાચે એ ઘણુંજ અમર્યાદ કામ છે."

• અને વાસ્તવિક રીતે જોતાં એ રિવાજ નાપસંદ કરવા લાયક છે. આપણા લોક જેટલે દરજ્જે નઠારો ધારેછે તેટલો એ ખરાબ નથી. તોપણ આપણામાં દાખલ કરવા લાયક બિલકુલ નથી. એમાં રસિકતા બહુજ ઓછી છે અને એથી દુરાચારને ઉત્તેજન મળવાની દેહશત છે. આજ કારણથી આપણા લોકનાં અધમતાને પામેલાં નાટક એટલે ભવાઈ તે પણ ભોળાનાથને અરુચિકર લાગતી.

પ્રથમ કોઇ વાર જોએલી નહિ તેથી તા૦ ૯ જુલાઈ ૧૮૬૩ ને દિવસે ભવાઈ જોવાને ગયા હતા તે વખતે એમનો અભિપ્રાય નીચે પ્રમાણે દર્શાવ્યો હતો :—

"કોઇ વખત જોઈ નથી તેથી આજ કાંપમાં ભવાઇયા રમતા હતા તે જોવાને ગયો હતો; બિલકુલ નાપસંદ પડી."

આ ઉપરથી એમ ના સમઝવું કે એમને કોઇ પણ રસિક વિદ્યા અથવા હુન્નરનો શૉક નહોતો. રસિક વિદ્યાઓમાં જે સર્વોત્તમ છે અને જેમાં સર્વ રસનો સાર સમાયલો છે તે સંગીતવિદ્યા એમને ઘણીજ પ્રિય હતી. આ વિશે પાછળના એક પ્રકરણમાં કહેલું છે. આ શિવાય બીજા હુન્નર જેવા કે શિલ્પ, ચિત્ર વગેરે ઉપર પણ રુચિ હતી. સુરતના કારીગર હાંસજી રૂગનાથ, જેનું નામ ઘણુંકરીને પ્રખ્યાત જેવુંજ છે અને જેને રા. હરિલાલ ધ્રુવે પોતાના 'ચિત્રદર્શન' નામના ઊંચા પ્રકારના કાવ્યમાં સ્તુતિવિષય કર્યો છે, તેની પાસે પોતાનું તથા પોતાની સ્ત્રીનું ચિત્ર કરાવ્યું હતું. ચિત્રકળાનો શોક એમના કુટુંબમાં જૂના સમયથી છે. ભોળાનાથના દાદાને ચિત્રવિદ્યાનું જ્ઞાન હતું, અને ભોળાનાથના જ્યેષ્ઠ પુત્રે એ વિદ્યામાં સારી કુશલતા મેળવી હતી. પણ સર્વ કરતાં સંગીત ઉપર ભોળાનાથને ઘણોજ મોહ હતો. એના શાસ્ત્રમાં પણ એમનો પ્રવેશ હતો તેમજ તે કળાની ખુબી પણ એ સારી રીતે સમઝતા. અને એથી એમને ઘણો આનંદ થતો તે નીચેની રોજકામમાંની નોંધ ઉપરથી જણાશે.

"10 August 1862.

એક દાજીભાઇ નામનો સારંગીવાળો રાત્રે સારંગી વગાડવા આવ્યો હતો. ઘણીજ ઉત્કૃષ્ટ સારંગી વગાડે છે; ઘણાખરા રાગ વગાડે છે. શ્રવણેન્દ્રિયને સારૂ લાગ્યાથી ચિત્તને ઘણો આનંદ થયો. ભૈરવીના સૂર ઘણા સારા કર્યા; મને ભૈરવી ઘણી પ્રિય છે તેથી ઘણુજ મીઠુ લાગ્યુ. જેને રાગની સમજ નથી તેને એની કાંઈ પણ કિંમત નથી. પણ રાગની સમજવાળાના ચિત્તને આનંદકારક રાગ સમાન એકે વસ્તુ નથી."

એમની ગાયન ઉપરની આ પ્રીતિ એટલી બધી હતી, અને એમાં જે દિવ્ય તત્ત્વ છે તથા એ કળાનો ઈશ્વરોપાસના જોડે જે વિલક્ષણ સંબન્ધ છે તે એમના મનમાં એટલું ઠશેલું હતું, કે અમદાવાદપ્રાર્થનાસમાજમાં ગાયન રાખવું કે નહિં એ સંબન્ધી ચર્ચામાં ગાયન રાખવાનો દૃઢ પક્ષ એ કરી રહેતા, અને તે દૃઢતા કેટલાક જનની તરફથી એમના ઉદ્દેશ વિશે અનુદાર કલ્પનાને કારણભૂત થતી હતી. અમુક ગાયકને દ્રવ્યનો આશ્રય સમાજદ્વારા

અપાવવાનો ઉદ્દેશ એમનો છે, એમ સ્પષ્ટ શબ્દમાં તો એ સજ્જનો કહી ન્હોતા સકતા; પરંતુ ગાયનની જરૂરજ નથી એમ આગ્રહ કરતાં જણાવેલી તકરારોમાં આ આરોપ ગર્ભિત રહેતો તે સ્પષ્ટવત્ જણાઈ આવતું. ભોળાનાથે અનેક વાર એમ કહેલું કે ગવૈયોજ રાખવો એમ મ્હારો આગ્રહ નથી, જો સામાજિકો બરોબર રીતે ગાયન ગાઈ સકે તો બસ. પણ તેમ થવું કઠણ હતું. પતંગનો લૂંટિયો થતો હોય તેમ આરતિ વગેરે ભજનોની લૂંટાલૂંટ થતી અમદાવાદ પ્રાર્થનાસમાજની સામાજિક ઉપાસનામાં જેણે એક વાર જોઈ હોય તેને એ સ્પષ્ટ જણાય એમ હતું. પરંતુ ગાયન તે શું તેજ ન સમજે એવા કેટલાક સજ્જનો ભોળાનાથ વિશે આમ અનુદાર કલ્પના કરતા હતા, એ જરા શોચનીય છે. પ્રમાણિકપણાની મૂર્તિ જે ભોળાનાથ, જેમણે સરકારી નોકરીમાં પોતે હતા ત્યારે પોતાના આશ્રિતોને સરકારી નોકરી અપાવવાનો આશ્રય સહજ આપવાની અનુકૂલતા છતાં અને તેવાઓની તથા મિત્રોની તે બાબત સતત પ્રાર્થના છતાં તેમ કરવું અપ્રમાણિક ગણેલું, અને આ સમાજના કાર્યમાં પોતાનું ધન બ્હોળે હાથે વાપર્યે જતા હતા. તે-માત્ર એક ગાયકને સમાજ કને આશ્રય અપાવવા માટે-આમ આડો રસ્તો પકડે, એ આરોપની કલ્પનાજ કરવી એ કેટલી અનુદાર છે! એની અનુદારતા સ્વયંપ્રકાશ છે. એટલે એ વિશે વધારે બોલવું બંધજ કરવું ઠીક છે. પણ ગાયન તે અધમસંગ પામી ગયું છે માટે ત્હેના ગુણો ન જાણવા, એમ ભોળાનાથને હાથે થયું નથી; ગાયનથી શ્રવણેન્દ્રિયદ્વારા મનને આનંદ થઈ, આનંદથી શાન્તિ ઉત્પન્ન થઈ, ગંભીર શાન્ત દિવ્ય આનંદને માટે પ્રથમભૂમિ રચાઈ, ઈશ્વર સાથે ઉપાસનાયોગને આનુકૂલ્ય ઉત્પન્ન થાય છે, એ ભોળાનાથ સંપૂર્ણ જાણતા હતા; એ આટલી ચર્ચા ઉપરથી જણાવવાનો મુખ્ય હેતુ છે.

ભવાઈ ઉપર ભોળાનાથને અપ્રીતિ હતી પણ સારાં નાટક, જેમાં અનીતિ કાંઈજ ન હોય અને સર્વ ભાવ યોગ્યરીતે દર્શાવાતા હોય તેવાં નાટકથી એ ઘણો આનંદ પામતા. અનીતિ ઉપર તિરસ્કાર હોવાથીજ ભવાઈ, નાચ વગેરે નીતિથી વિરૂદ્ધાચાર એમને અપ્રિય હતા, તથા તેથી નુકસાન છે એમ એ માનતા. નીતિ ઉપર મૂળથીજ પ્રીતિ હતી. સન ૧૮૫૯ ના જુલાઈ માસમાં એમણે ખેડા જેવા ગામમાં નીતિવર્ધક સભાની સ્થાપના કરી હતી. ત્યાં ઘણું ખરું સારા સારા નીતિના વિષય ઉપર નિબંધ વંચાતા અને ભાષણો થતાં. ખેડા જેવા ગામમાં તેવા સમયમાં ઘણા વિદ્વાન્ પુરુષો તો

ન મળે, પણ સામાન્ય વિદ્યા શીખેલા પુરુષો હતા. તેઓ નીતિને ઉત્તેજન આપવા એ સભાનું કામ કરતા; તેમાં **ભો**ળાનાથ એ કાર્ય એમના સ્વાભાવિક ઉત્સાહથી કરતા.

એમનામાં સ્વાભાવિક ગુણ એક એ હતો કે લોકનિન્દાની ભીતિ એમને નહોતી. આ ગુણ મૂળથી એમનામાં હતો પરંતુ પૂર્વે એ ગુણને પ્રગટ રીતે બતાવવો એ જરા હિંમતનું કામ હતું તેથી કરીને ધીમે ધીમે એ ગુણ બ્હાર આવ્યો. કેટલાક જૂના રિવાજો વિશે એમણે સ્થળે સ્થળે લખ્યું છે કે ફલાણો રિવાજ નકામો છે, પણ ન્યાતમાં રહેવું માટે કરવો. પણ લોક નિન્દા કરે માટે કરવો એમ કદી પણ જોવામાં આવ્યું નથી. એથી ઉલટું લોકનિન્દાને તૃણવત્ ગણી તેનો તુચ્છકાર એ કરતા. એનું કારણ એજ કે પોતે એક-માર્ગી હતા તથા અસત્પથથી વિમુખ હતા. જ્યારે એવી વાત ચાલી કે **ભો**ળાનાથ ક્રિસ્ચન થઈ ગયા ત્યારે લોકનિન્દાથી ના ડરવાને માટે એમણે નીચે પ્રમાણે રોજકામમાં લખ્યું હતું:—

"8 May 1861.

લાયબ્રેરીમાં દલપતરામ મળ્યા તે કહે જે લોક કહેછે **ભો**ળાનાથે દેવ આપી દીધા ને Christian થઈ ગયા. આ વાત ખોટી છે. આવી નિંદા દુષ્ટ લોકો કરેછે. એવી વાતથી ડરવું એ પોચા મનુષ્યનું કામ છે. અતિ મૂર્ખ ને લાલચુ બ્રાહ્મણોને પૈસા મળતા નથી તેથી ગમે તેવી નિન્દા કરો તેનો ભય કિંચિત્ પણ નથી. ભય માત્ર ઈશ્વરનો રાખવો."

હિંદુ લોકોમાં આજારી આદમી આખર હાલતને પ્હોચે ત્યારે જેમ બને તેમ જલદીથી તેને બિછાના ઉપરથી હેઠળ ઉતારી ટાઢે પાણીએ ન્હવડાવાનો ક્રૂર રિવાજ છે. આથી માંદું માણસ ઉલટું જલદી મરણ પામેછે. આ રિવાજની દુષ્ટ ક્રૂરતા **ભો**ળાનાથ સારી પેઠે સમઝતા, અને તે રિવાજ એમણે ઘણો ખરો કાઢી નાંખ્યો હતો. તેમજ આપણા લોકની શબવહન કરવાની કોલાહલયુક્ત રીત પણ એમને ક્રૂર અને અનુદાત્ત લાગતી. શબવહન કરતાં ગંભીરતા અને ચિત્તની સ્વસ્થતા હોવી જોઇયે તેને બદલે આપણામાં તો જેમ બને તેમ વધારે કોલાહલ, વધારે દોડધૂમ કરે ત્યારે સારું ગણાય છે. આ નિન્દાસ્પદ ચાલ એમને ઘણોજ અપ્રિય હતો પણ એ રસમમાં કોઇ પણ જાતનો સુધારો કરી સકયા નહિ. માત્ર કોલાહલ દૂર કરી સકાયો હતો; પણ એની જે ક્રૂરતા તે અનેક કારણોને લીધે દૂર થઈ સકી નહિ. મુવા

પાછળ રસ્તા વચ્ચે પોકો મૂકી રોવું, તથા બૈરાંએ કૂટવું, એ જંગલી ચાલનું જંગલીપણું એમના મનમાં પૂર્વેથીજ આવ્યાને લીધે એમણે પોતાની સ્ત્રીના મરણ સમયે એ ચાલ ઘણે અંશે કાઢી નાંખ્યો હતો. ત્યાર પછી હરેક મરણ વખતે એમના ઠરાવ પ્રમાણે એમના કુટુંબનાં બૈરાંએ કૂટવાનું અસભ્ય કૃત્ય બંધ કર્યું હતું. આ એમના ઠરાવમાં એકાદજ અપવાદ થયો હશે અને તે એવે સમયે કે જે વખતે સામે કોઇનું દિલ દુખાતું હોય તે વખતે પણ પોતાના ઠરાવને એટલી પણ શિથિલતા આપવાનું કારણ એટલુંજ કે મરણથી સગાંવ્હાલાંના ચિત્તને ખેદ તો થઈ ચૂક્યો હોય તેમાંવળી તેમને અરુચિકર વસ્તુ કહીને તેમના દિલને બમણું દુઃખ દેવું એ એમના ઉદાર અને દયાળુ હૃદયને ગેરવાજબી લાગતું. શબનો દાહ કરવો પણ એમને બહુ રુચિકર નહોતો. તેમજ શબને દાટવાનું પણ બહુ પસંદ નહોતું. આ રિવાજમાં કિયો વધારે સારો છે તે વિશે એમણે નિશ્ચય કર્યો નહોતો. જલદીથી બિમાર આદમીને ભાંય નાંખવાની ચાલ, તથા શબવહન કરવાની દુષ્ટરીતિ, અને કૂટવાના જંગલી રિવાજ વિશે પોતાની પત્નીના મરણપ્રસંગે એમણે નીચે પ્રમાણે નોંધ રોજકામમાં કરીછેઃ—

"7 March 1866.

આ દેશની ગરમ હવાને લીધે શબને અગ્નિદાહ કરવો એક તરફથી જોતાં સારો છે પણ બીજી તરફથી જોતાં મરનારના ખરા સ્નેહીઓની નજર આગળ એ ક્રૂર કર્મ કરવુ ઘણુંજ નઠારૂ જણાય છે. શબને સ્મશાન લઈ જવાની હિંદુઓની ઘણીજ જંગલી અને નિર્દય રીતિ છે તેમાં ક્યાહારે સુધારો થશે તે કોણ જાણે. હમે મરનારને જંગલી રીત પ્રમાણે મરતી વખતે જલદી જલદી નવરાવવાની તા. ભાંઇ નાંખવાની દુઃખદાયક ચાલ કરી નથી. દાકટરે કહ્યું કે અવસાન થઈ ચુક્યુ તે પછે મૂર્ખ ક્રિયા નવરાવવા વગેરેની મૂર્ખ લોકોની રીત પ્રમાણે કરાવવી પડી. બૈરાંઓએ રોજ ભેગાં થઈને રોવુ તથા કુટવુ એ પણ ધિક્કારલાયક કામ છે. મારી પુત્રી વગેરે બૈરાંઓ સમજુ છે તેથી ઘણુ તુફાન કર્યું નથી. બૈરાંને મોહોં વાળવાનુ તથા કુટવાનુ મેં મારે ઘેરથી આ પ્રસંગે બિલકુલ બંધ કરૂછે."

કોઈ પુરુષનું મરણ થાય અને તેને દૌહિત્ર હોય તો તે દૌહિત્રનો પિતા જો હયાત હોય તો તેને ઘેર તે મરણ પછીના આશ્વિનના અથવા કાર્તિકના પ્રથમ દિવસે જમણવાર કરી સગાંવ્હાલાં તથા બ્રાહ્મણો જમાડવાનો દુષ્ટ રિવાજ છે. તેને 'આજો' કહેછે. એટલે ફલાણાનો 'આજો' એમ કહેવાયછે.

આ રિવાજ ઘણો દુષ્ટ છે. પોતાની માના બાપનું ગમે તે ઉમ્મરે મરણ થાય અને પોતાનો પિતા જીવતો હોય તો પોતાનો આજો થાય. આજા વિશે એવો વ્હેમ છે કે જો થઈ સકે તેમ હોય ને ના કરે તો તેનો પિતા મરણ પામે. આવો વ્હેમ પેસવાનું કારણ એટલુંજ જણાય છે કે પિતા જીવતો હોય તો આજો થાય એવો રિવાજ છે, તે ઉપરથી એવો સિદ્ધાંત કર્યો કે પિતા જીવતો હોય ને આજો ના કરે તો તે મરણ પામે. જીવતો હોય તો આજો થાય માટે ના કરે તો તે મરણ પામે, એ ન્યાયશાસ્ત્રના કિયા નિયમને અનુસરી સિદ્ધાંત કર્યો છે એ સમઝાતું નથી. બુદ્ધિથી વિરુદ્ધજ એ સિદ્ધાંત છે. આ રિવાજ વિશે ભોળાનાથે નીચે પ્રમાણે નોંધ કરી છે. તે દિવસે પોતાના પૌત્રનો આજો હતો.—

1 October 1864.

"આજ વામનનો આજો છે. આ પણ એક વહેમી ચાલ છે."

આ ચાલ વિશે એમણે ઘણીવાર વાતચીતમાં તિરસ્કાર બતાવ્યો હતો. અને વાસ્તવિક જોતાં એ ચાલ ધિક્કારાસ્પદ છે. એમાં સ્નેહભાવ ઓછો જણાય છે. એક પ્રકારનો સ્વાર્થ પણ જણાય છે.

મનુષ્યનું મરણ થયા પછી કેટલીક નાત્યોમાં 'શોક પાળવાનો' રિવાજ છે. આ રિવાજ ભોળાનાથને બિલકુલ પસંદ નહોતો. સ્વાભાવિક નિયમથી જે ચિત્તને ખેદ થાય તે થાય પણ તેમાં પાળવાનું શું છે એમએ પૂછતા. મનુષ્યના ચિત્તને ખેદ થાય તેના પ્રમાણમાં તે ઉત્સવોથી દૂર રહે, પણ તેના અમુક નિયમ સર્વ માણસને સાધારણ રીતે લાગુ પાડવા એ માણસને યોગ્ય નથી એમ સમઝતા. અને એમનો એ અભિપ્રાય વાજબી હતો.

વડનગરા નાગરોમાં એક ઉપર બીજી સ્ત્રી પરણવાનો, એટલે એક સ્ત્રી જીવતી હોય તે છતાં બીજી સ્ત્રીની સાથે લગ્ન કરવાનો, રિવાજ અસલથીજ બંધ છે. અને જે આ નિયમ તોડે તેને નાત્યબ્હાર મૂકવાનો ધારો છે. અદ્યાપિ આ નિયમ તોડનારા પુરુષોનાં ગણતર દૃષ્ટાંત જડેછે, એટલે પાંચથી વધારે નહિં. આ નિયમ ભોળાનાથને મૂળથીજ માન્ય હતો. એક સ્ત્રી જીવતી છતાં બીજી સ્ત્રી પરણવી એ સ્વાભાવિક નિયમથીજ વિરુદ્ધ છે, એમ એ માનતા. બીજી જ્ઞાતિઓમાં જ્યાં એ વાતની છૂટ છે તેમાં એવાં લગ્ન કરનાર લોકનું સાંસારિક સુખ નષ્ટ થાય છે એ એમના લક્ષમાં હતું. તે વિશે નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય રોજકામમાં દર્શાવ્યોછે:—

"27 April 1858.

I saw Mr.—— in wedding at—— ; her nephew Mr.—— is going to marry a second wife. This is a very bad custom."

સ્ત્રીપુરુષના વિવાહસંબંધની પવિત્રતા અને આવશ્યકતા ઉપર ભોળાનાથ ઘણુંજ વજન રાખતા. જે પુરુષો વિવાહ કરવાને શક્તિમાન્ હોય અને તેમની ઉમર વિવાહયોગ્ય થઈ હોય તે છતાં લગ્ન ના કર્યું હોય તેમને વિવાહ કરવાને હમેશએ બોધ કરતા. જે વિવાહ કરી સકે તે લોક અવિવાહિત રહે તો અનીતિનો વધારો થાય એમ એ માનતા. વિવાહસંબંધથી અનીતિના સ્રોતનો અટકાવ થાયછે એવો એમનો અભિપ્રાય હતો. પણ જેઓ પૈસેટકે ગરીબ હોય અને કુટુંબપોષણ કરવાને અશક્ત હોય તે લોક લગ્ન કરે તો તેણે અવિચારી કામ કર્યું એમ એમનું બોલવું થતું. તેમજ અયોગ્ય ઉમરે અને અયોગ્ય સ્ત્રી-પુરુષે લગ્ન કરવાના રિવાજની એ બિલકુલ વિરુદ્ધ હતા. સ્ત્રીપુરુષે મ્હોટી ઉમરે લગ્ન કરવું, એટલે જે ઉમરે પ્હોચ્યા પછી સ્ત્રીપુરુષ એકબીજાનો સ્વભાવ, વૃત્તિ વગેરે ઓળખીને અંતઃકરણના પ્રેમથી પોતાની ઇચ્છા પ્રમાણે વિવાહ કરી સકે તેવી ઉમ્મરે લગ્ન કરવું, એવો એમનો અભિપ્રાય હતો. સ્ત્રીએ સોળ વર્ષ અને પુરુષે પચીસ વર્ષ—એ ઉમરે પોહોચ્યા પછી—લગ્ન કરવું, એવો એમણે અનેક વાર અભિપ્રાય જણાવ્યો હતો. છેક સન ૧૮૪૯ ની સાલથી એમણે બાળવિવાહની વિરુદ્ધ અભિપ્રાય બાંધ્યો હતો. એ વિશે નીચેની નોંધ ઉપરથી ખાતરી થશેઃ—

"24 December 1849.

I observe that the custom of marrying children while they are too young is very bad."

આ અભિપ્રાય ૧૮૪૯ માં એમનો હતો. તે દિન પ્રતિદિન દૃઢ થતો ગયો; તોપણ સંપૂર્ણ અનુકૂલતાના અભાવે કરીને પોતાના ચોથા પુત્રના લગ્ન સુધી એ રિવાજમાં ઘણો ફેરફાર કરી સક્યા નહોતા. એમના દરેક પુત્રના લગ્નની ઉમર જોઇશું તો માલૂમ પડશે કે એમણે ધીરે ધીરે એ રિવાજમાં ફરક કર્યો હતો. પ્રથમ પુત્રનું અને દ્વિતીય પુત્રનું લગ્ન પાંચ વર્ષની ઉમરે કર્યું હતું; તે વખતે ભોળાનાથના પિતા જીવતા હતા, એટલે એમનો પોતાનો અભિપ્રાય અને ઇચ્છા મ્હોટી ઉમ્મરે પરણાવવાની હોય તોપણ એ ઇચ્છા સફળ થાય નહિં. ત્યારપછી ત્રીજા પુત્રનું લગ્ન એની નવ વર્ષની વયે થયું; અને ચોથા પુત્રનું લગ્ન

તેર વર્ષની વયે થયું; અને કનિષ્ઠ પુત્ર સત્તર વર્ષની વયને પ્રાપ્ત થયાપછી એનો વિવાહ થયો. આ ઉપરથી જણાશે કે બાળવિવાહની વિરુદ્ધ એમનો અભિપ્રાય દિવસાનુદિવસ દૃઢ થતો ગયો અને તે અભિપ્રાયમાં સુધારો થતો ગયો તેની-સાથે તેને અનુસરી કાર્ય થતાં ગયાં. બાળવિવાહ ના કરવો એવા અભિપ્રાયના જે પુરુષો છે તેમાં હાલ કેટલાક એવા છે કે જે ફક્ત પુરુષનેજ મ્હોટી ઉમરે પરણાવવો અને કન્યા ગમે તેટલી ન્હાની પરણે તેની ચિન્તા નહિં એમ માનેછે. ભોળાનાથ એ પક્ષમાં નહોતા. એ તો એમજ માનતા કે કન્યાને પણ બાર વર્ષ પ્હેલી પરણાવવી એ મૂર્ખાઈ છે. બલકે સોળ વર્ષે પરણે તો ઉત્તમ ગણાય એમ કહેતા. પુત્રીનાં લગ્નની ઉમરમાં પણ એમણે યોગ્ય અને સમયાનુસાર ફેરફાર કર્યો હતા. પ્રથમ પુત્રીનું લગ્ન તેની નવ વર્ષની વયે કર્યું હતું અને દ્વિતીય પુત્રીનું લગ્ન તેરે વર્ષે કર્યું હતું. પૌત્રીઓનાં લગ્ન પણ તેર વર્ષે કર્યાં હતાં. સ્ત્રી અને પુરુષ બંનેને સંબંધે બાળવિવાહ એમને ના-પસંદ હતો. તેનું એક મુખ્ય કારણ હતું તે એ કે બીજા અજ્ઞાન લોકની પેઠે ભોળાનાથ સ્ત્રીને પુરુષ કરતાં અધમ માનતા નહિં. પૂર્વે તો કન્યાના જન્મથી બીજા લોકની પેઠે એ જરા નાખુશી બતાવતા; પણ જેમ જેમ એમને સારા સંસ્કાર થતા ગયા તેમ તેમ એ વિચારનો નાશ થઈ સ્ત્રીની પુરુષ જેટલીજ યોગ્યતા સમજવા લાગ્યા, અને તેને તેટલીજ સંમાનનીય ગણવા લાગ્યા. બાળવિવાહથી શારીરિક માનસિક અને બીજી સર્વ તરેહનાં નુકસાન થાયછે, અને આપણા દેશને અધમતા આવવાનું કારણ બાળવિવાહ છે એમ એ માનતા, અને એ કારણથીજ એ રિવાજની તરફ તિરસ્કારની દૃષ્ટિયે જોતા. પુરુષસ્ત્રી મોડી ઉમરે લગ્ન કરે તો દુરાચારી થાય એ વાત જે બાળવિવાહના પક્ષકાર કહેછે તે એ નજીવી ગણતા. કારણ એ બતાવતા કે સ્ત્રી તથા પુરુષ બંનેનાં ચિત્ત રોકવાને એટલી ઉમર સુધી વિદ્યાભ્યાસ વગેરે ઘણું કામ સોંપી સકાય. તેમજ તે ઉમર સુધી સંસારયાત્રા શરૂ કરવાને ઈશ્વરજ એમને સત્તા આપતો નથી, એ શાસ્ત્ર તથા વૈદકને આધારે એમણે અભિપ્રાય બાંધ્યો હતો. છોકરાને મ્હોટી ઉમરે પરણાવવો યોગ્ય છે પણ છોકરી તો જલદીજ પરણાવવી કારણકે છોકરી જલદી સ્ત્રીધર્મમાં આવેછે અને તે વખતે એને પુરુષનો સંગ ન હોય તો સૃષ્ટિનિયમ પ્રમાણે એ કુનીતિને વશ થાય એમ કહેનારનું મુખ બંધ કરવાને ભોળાનાથ એક ઘણી સ્હેલી અને યોગ્ય દલીલ આપતા, તે એ હતી કે કન્યાને જો દસ વર્ષે પરણાવિયે અને તેર વર્ષે વિધવા થાય અને

ત્યારપછી પચાસ વર્ષની થાય ત્યાં સુધી જીવે તો તેને સડત્રીસ વર્ષ સુધી કુનીતિને વશ થતી અટકાવવાને તેનાં માતપિતા નિરંતર ચિંતાગ્રસ્ત રહેછે, તેના કરતાં દસ વર્ષની વયથી પંદર વર્ષની વય સુધી, એટલે પાંચ વર્ષ, કાળજી રાખે તો શી હરકત ? આ દલીલ ખરેખર સામા પક્ષને બોલતો અટકાવનારી છે. અમદાવાદની બાળલગ્નનિષેધક મંડળી* —જે હાલ જીવતી મુઈ જેવીછે— તેના એ અગ્રેસર સભાસદ હતા. મારા જાણવા પ્રમાણે એ મંડળીની સ્થાપના કરવામાં પણ ભોળાનાથનું મુખ્ય ઉત્તેજન હતું. એ મંડળીના સભાસદોએ એવી પ્રતિજ્ઞા લીધી હતી કે પોતાના પુત્રને સોળ વર્ષની વય પહેલાં પરણાવવો નહિં, અથવા તો તેની અને તેની વધુવચ્ચે ઓછામાં ઓછું પાંચ વર્ષનું અંતર રાખવું. આ નિયમ તેમણે પ્રતિજ્ઞા લીધા પછી જીવનપર્યંત પાળ્યો હતો, અને કુટુંબનાં માણસો પાસે પળાવ્યો હતો. એ મંડળીના નિયમમાં સ્ત્રીની ઉમરની કાંઇ હદ ન્હોતી તે એમને પસંદ નહોતું, તેમજ વધૂવર વચ્ચેનું અંતર પણ, એમ એમના અભિપ્રાયમાં હતું કે, ઓછામાં ઓછું સાત વર્ષનું જોઇયે. સ્ત્રીપુરુષ એકમેકને પસંદ કરી પરણે એવો એમનો અભિપ્રાય હતો, પણ તેને હજી સમય અનુકૂળ નથી એમ ધારી એમણે એમ નિશ્ચય કર્યો હતો કે જ્યાંસુધી એ રિવાજ દાખલ થાય નહિં ત્યાંસુધી તો કન્યા અને પુત્રનાં માતપિતાનો ધર્મ છે કે વર અને વધૂનાં સુવિદ્યા સદ્વર્તનાદિક સુલક્ષણ જોઈને તેનો સંબંધ કરવો. તે વિશે નીચેની નોંધ આપણે જોઇયે.

"5 October 1881.

છોકરો કે છોકરીનાં લગ્ન કરવાં એ માબાપનુ કર્તવ્ય નથી પણ પસંદ પડતો વર કે કન્યા જોવાનો વહીવટ આ દેશમાં ઘણા કાળથી બંધ પડ્યો છે. નાત્યોના બંધનથી, લોકો સમજે પણ તેમ કરી સકતા નથી, ત્યારે માબાપને એ કામમાં વચમાં પડયાવિના ચાલતુ નથી. છોકરાંનુ સારૂ ચાહાનાર માબાપે છોકરાને તેમાં ખસુસ છોકરીનો વિવાહ જે છોકરો ભણેલો હોય, સારી ચાલનો હોય તેની સાથે કરવો; એટલા બધાની સાથે ધનવાન હોય તો તે છોકરી ભાગ્યશાલી ગણવી."

આ ઉપરથી જણાશે કે તેમણે ધનને મ્હોટું ગણ્યું નથી. વિદ્યા અને સદાચારને ઉત્તમ લક્ષણ તરીકે ગણ્યાંછે. બાળવિવાહથી નુકસાન છે કે નહિં તથા તે રિવાજ શી રીતે અટકાવવો એ વિશે સન ૧૮૮૪ની સાલમાં શેઠ બેહેરામજી મલબારીએ ચર્ચા ચલાવી હતી તે વખતે મુંબાઈ સરકાર તરફથી

* સદ્‌ભાગ્યે આ સભાનું કાંઇક રૂપાન્તર થઈ હાલ તેનું પુનરુજ્જીવન થયું છે.

ભોળાનાથને અભિપ્રાય એ વિશે પૂછવામાં આવ્યો હતો; ત્યારે નીચે પ્રમાણે એમણે પોતાના વિચાર દર્શાવ્યા હતાઃ—

"I thoroughly sympathize with the object at which he aims and concur entirely in his views regarding the evil and mischievous consequences of Infant marriages. The educated class of people understands well that early marriage has been the cause of the degeneration and demoralization of the Indian Nation. The origin of this custom can be sought in the divisions and subdivisions of society into numerous and insignificant castes and ignorance of the spirit of the Shástras which never enjoin early marriage either for a male or female. The marriageable age of a male was fixed by them at 30. According to Hindu Shástras after being invested with the Sacerdotal thread (ઉપવીત) one should pursue the study of Vedas at least for 12 years, hence he could not marry under 20 years, 8 years being the age for the thread ceremony. As for girls, Manu has fixed 12 years; but during the Vedic period girls were allowed to make self-choice of husbands; they were at liberty to remain unmarried as long as they chose. There was no limit of age in the Vedic times. The Rishis of those days were of liberal minds; they did not consider it a sin if a girl married after the age of puberty. From the hymns uttered at marriage ceremony and from the wording of the promise made by the husband to the wife, it is quite clear that a girl of 9 or 10 years of age cannot understand the meaning of the promise. This shews that the girl must be more than ten and also educated in order that she might understand what is spoken by the bridegroom at the time of marriage. But all those noble precepts which have been inculcated for us by the far-sighted Rishis and lawgivers in clear and unmistakeable terms have been abused by the Hindu society. The present pratice of infant marriage is against our Hindu Shástras. There was a time when Hindu men and women freely mixed with each other in society and selections of husbands and wives were made by themselves. * * * By the evil practice of Infant marriage men and women have fallen into a low state. Custom which is the paramount power among the Hindus has become law and religion."

વળી તેજ ઉત્તરમાં આગળ લખેછે:—

"It is admitted by all enlightened Hindus that early marriages and unequal matches are mischievous. They believe that early union of the two parties tends to the production of unhealthy families and ultimately to the moral and intellectual deterioration of the whole race. Mr. Malbári, therefore, deserves great credit for undertaking the subject of reform in this particular branch of evil that has been ruining us for a long time past. His zeal and energy are admirable: but the remedies suggested by him are not all feasible."

બાળવિવાહ નિરસ્ત કરવાને જેમ એમનો મૂળથી અભિપ્રાય હતો તેમજ વિધવાવિવાહનો પ્રચાર થવાની ઇચ્છા પણ અસલથીજ હતી. ૨૪ નૉવેમ્બર ૧૮૪૯ ને દિવસે કોઇ વિધવાનું તુરત જન્મેલું બાળક કોઇને હાથ લાગ્યાની ખબર જાણ્યાથી એમણે નીચે પ્રમાણે ટીકા લખી છે:—

"It seems some widow has committed this cruel act for fear of caste-people. God Almighty may move the caste-people to allow widows to remarry if they please."

આ ટીકા ઉપરથી સ્પષ્ટ જણાયછે કે છેક ૪૦ વર્ષ ઉપર પણ ભોળાનાથ વિધવાવિવાહના પક્ષમાં હતા. ત્યાર પછી જેમ જેમ સમય અનુકૂળ આવતો ગયો, દેશમાં વિદ્યાનો વધારો થતો ગયો, તેમ તેમ ઉઘાડી રીતે એ વિચાર દર્શાવતા ગયા. અમદાવાદમાં 'વિધવાવિવાહોત્તેજકમંડળી' છે તેના એ એક મુખ્ય અંગભૂત હતા. એ મંડળીના આશ્રયે જે વિધવાનાં લગ્ન થયાં હશે તેમના લગ્નવિધિ વખતે ભોળાનાથ હાજર રહેતા. વિધવાવિવાહ સશાસ્ત્ર છે કે નહિ તે વિશે રાવ બહાદુર ગોપાળરાવ હરિ દેશમુખ તથા રા. સવિતાનારાયણ ગણપતિનારાયણ વચ્ચે વિવાદ ચાલતો હતો તેઉપર ભોળાનાથે શાસ્ત્રાવલોકન કરીને શાસ્ત્રનેજ આધારે વેદવાક્યને બલવત્તર માનીને વિધવાવિવાહ સશાસ્ત્ર છે એમ અભિપ્રાય આપ્યો છે. વિધવાઓને લગ્ન કરવાની પરવાનગી થવા વિશે એમનાં કારણ બે ત્રણ મુખ્ય હતાં. એક તો સ્ત્રીને પુરુષથી અધમ ગણી પુરુષને દ્વિતીય, તૃતીય લગ્ન કરવાની છૂટ રાખી સ્ત્રીને ફરી વિવાહ કરવાનો પ્રતિબંધ રાખ્યોછે એ કેવળ અન્યાય છે એમ એમનું કહેવું હતું; અને બીજું એ કે વિધવાને ફરી લગ્ન કરવાનો નિષેધ હોવાથી દેશમાં વ્યભિચાર અને અનીતિનો

પુષ્કળ રોજગાર ચાલ્યો છે, એ જોઈ એમને અત્યંત ખેદ થતો. નીતિપ્રિય મનુષ્યને એ દશા જોઈ ખેદ થયા વિના રહેજ નહિં. વિધવાઓ પ્રત્યે તેનાં માતપિતા તરફથી અથવા સાસરિયાં વગેરે બીજાં સગાંવ્હાલાંઓ તરફથી જે ક્રૂર વ્યવહાર થાયછે તે કેવળ નિંઘ અને ત્યાજ્યછે એમ એમનું માનવું હતું. વિધવાવિવાહ વિશે શેઠ મલબારીની ચર્ચાના ઉત્તરમાં એમણે નીચે પ્રમાણે લખ્યું છે.—

"The authority of the Shastras is in favour of Widow-Marriages, but the sway of custom which has become Shâstras in the present age is very powerful. Widow-marriages among Brahmanas, Kshatriyas, and Vaishyas have been stopped for a long time and it is difficult to reintroduce them at once unless public opinion is prepared by education, but I think it is not yet prepared for such a change. There is no reason why a woman who has lost her husband should not marry again while men who lose their wives, or even if they do not lose them, are allowed to marry twice, thrice or as often as they choose. The condition of widows is extremely pitiable. The prohibition of her remarriage is undoubtedly a tyranny. Once a widow she is ever a widow; her miseries do not end at the mere loss of her husband, but she has to pass through endless mortification and penances of the most painful character."

વિધવાઓના કેશવપન જેવો બીજો ક્રૂર રિવાજ ભાગ્યે હશે એમ માની તે વિશે નીચે પ્રમાણે કહ્યુંછે.—

"If unfortunately the husband of a girl dies after she reaches puberty she is obliged to get her head shaved even if she be of a very tender age. The horrible scene of this unhappy occasion is most touching. The heart-rending lamentations of the poor helpless young widow and the bitter cries of her mother and other relations at this time are so extremely painful as to excite the compassion of the most hard-hearted of men. This practice is most sinful, cruel and inhuman. There is no authority of Shriti or Smritis on this subject, but a single verse of somes Purâna has caused this mischief. But Purânas, are not always to be taken as authority for they very often contain abused inter-

polations. I think the question of widow marriages to be of serious importance for ameliorating the condition of women. But I find no practical remedy except the growth of education; again when the pernicious custom of Infant marriage is stopped the number of widows will be greatly diminished."

વિધવાઓની અશરણદશા સંબંધી ભોળાનાથે કેટલાંક પદ્ય રચ્યાંછે તેના અંગમાં વિધવાના કેશવપન વિશે નીચેનો અભંગ અવલોકનયોગ્ય લાગ્યાથી એમના અભિપ્રાયના પુષ્ટિકારક પ્રમાણ તરીકે અહિં દાખલ કર્યોછે:—

"વિધવા સ્ત્રિયોને પીડેછે અપાર, કરેછે ધિક્કાર તેનો લોક. ૧
નહિં તેને આપે પૂરું અન્નપાન, પશુની સમાન ગણે તેને. ૨
તરુણ સ્ત્રિયોના કઢાવેછે કેશ, બદલાવે વેશ બલાત્કારે. ૩
કેશવપનના વિરુદ્ધ વચન, કીધાં છે કથન સ્મૃતિ શાસ્ત્રે. ૪
તથાપિ છે લોકો રૂઢિને આધીન, દુઃખદેછે દીન અબલાને. ૫
ઈશ્વરે આપેલું સુંદર સ્વરૂપ, બગાડી કુરૂપ કરે તેનું. ૬
સગાં મિત્ર તેનાં જોઈને વદન, કરેછે રુદન આક્રોશથી. ૭
દોહલી એ વેળા ન થાય સહન, ધ્રુજી જાય તનમન તેનું. ૮"

બાળવિવાહનો પ્રચાર અને વિધવાવિવાહનો પ્રતિબંધ એ બંને દુરાચારમાં કિયો વધારે હાનિકારક છે અને વધારે ધ્યાન આપવા યોગ્ય છે તે વિશે ભોળા-નાથે નીચે પ્રમાણે અભિપ્રાય બતાવ્યોછે :—

"Enforced widowhood affects only a portion of females while infant marriages are detrimental to the majority of the males and females. Infant marriages, therefore, are more injurious and require greater attention and perfect reform. Moreover when infant marri age is stopped, enforced widowhood will of itself decrease."

આ બંને દુરાચારરૂપી વિષવૃક્ષનો ઉચ્છેદ કરવાને, વિદ્યાનો પ્રચાર કરવો, સભાઓ સ્થાપવી, કેળવણીનાં પુસ્તકોમાં એનાં દુષ્ટ પરિણામના પાઠ આપવા, ઠામ ઠામે અને સમયે સમયે એનાં નુકસાન સમઝાવવા જાહેર ભાષણો આપ-વાં, વગેરે ઉપાય દર્શાવીને તે વિશે એમણે લખ્યું છે કે :—

"It is quite true that the fruits of all these efforts will not be reaped at once but in course of time it will be found that the

labour will be recompensed by a slow but sure renovation, which, I believe, cannot be accomplished by the legislature."

સ્ત્રીને પુરૂષ કરતાં અધમ ગણેલી જોઈ ભોળાનાથને આપણા પુરુષો ઉપર તિરસ્કાર આવતો, અને તેજ વૃત્તિને આધારે બીજા ન્હાના સ્થાનિક રિવાજો જે એમને નાપસંદ પડતા તેમાં યોગ્ય સમયાનુસાર ફેરફાર કરતા ગયા. એ રિવાજમાંથી એકનું દૃષ્ટાંત બસ થશે. અમદાવાદના તેમજ બીજાં ઘણાં ખરાં ગામના વડનગરા નાગરોમાં 'શરમ પાળવા'નો રિવાજ છે. 'ઘુંઘટ પાળવાના' રિવાજ કરતાં 'શરમ પાળવાનો' રિવાજ વધારે હાસ્યજનક છે. સ્ત્રીથી પોતાના પતિ સાથે પોતાનાં માતપિતા અથવા મ્હોટાં ભાઈબ્હેનની રૂબરૂ તો નજ બોલાય, પણ પતિનાં માતપિતા અથવા મ્હોટાં ભાઈબ્હેનની હાજરીમાં પણ તેની સાથે વાત કરાય નહિ. અને જ્યારે પતિ હાજર હોય અને તેજ વખતે પતિથી મ્હોટાં માણસો પણ હોય તો તે વખતે સ્ત્રીએ પ્હેરેલા લુગડાના માથાનો છેડો આગળ તાણીને મ્હો સંતાડવું જોઇયે, તેને 'લાજ કાઢવી' કહેછે. પતિની ગેરહાજરીમાં અથવા હાજરીમાં પણ સસરા, જેઠ વગેરેની 'લાજ કાઢવી' જોઇયે. અને તેઓની સાથે અક્ષર પણ બોલાય નહિ. અને પોતાનાં માતપિતાની રૂબરૂ જો પતિ પણ હાજર હોય તો સ્ત્રીથી તે જગાએ જવાય પણ નહિ. આ રિવાજથી ઘણી અગવડ પડેછે અને કુટુંબ-સ્નેહનો ઉત્કર્ષ થતો નથી. સસરાને વહુ મરે તો દુઃખ થતું નથી, અને વહુને સસરાના મરણનું દુઃખ લાગતું નથી. આ રિવાજની મૂર્ખાઈ ભોળાનાથના ધ્યાનમાં સન ૧૮૭૦ પછી આવી. અને ત્યાર પછી એમણે એ ચાલમાં ઘણા ફેરફાર કર્યા. એ ચાલની કેટલીક તફસીલ અહિં લખી નથી, કારણ કે લંબાણ થાય અને કેટલાકને એ નીરસ લાગે. એમના વિચાર એટલા ઉદાર થયા હતા કે પુત્રી પોતાના પિતા દેખતાં પતિ સાથે યોગ્ય વાતચીત કરે તો તેમાં કાંઇ પણ અમર્યાદા નથી, તેમજ કુટુંબનાં સર્વ સ્ત્રીપુરુષે સમર્યાદ વાતચીત કરી એકમેકની સાથે મળતાં રહીને પરસ્પર નિર્મળ પ્રેમ વધારવો જોઇયે, એમ એમનું કહેવું થતું.

લગ્નપ્રસંગે ચાલતા કેટલાક નિરર્થક રિવાજો જેમાં નકામી ધામધૂમ થતી અને ખોટો અર્થવ્યય થતો, જેવાકે મ્હોટા મ્હોટા વરઘોડા કાઢવા વગેરે, તે એમણે ઘણા ખરા કાઢી નાંખ્યા હતા. એવા ન્હાના ન્હાના સુધારા એમણે કર્યા હતા તે સર્વેનું આ સ્થળે વર્ણન કરિયે તો વાંચનારને કંટાળો આવે. પણ સાંસારિક રિવાજમાં કેટલાક મુખ્ય ફેરફાર કર્યાછે તેમાંનો એક સ્ત્રીના સીમંત સમયે થતી

લજ્જાયુક્ત રીતભાત વિશેછે. બીજી નાત્યોમાં પણ એ રિવાજ છે, પણ અમદાવાદના વડનગરા નાગરોમાં એ રિવાજે ઘણુ નિંદ્ય રૂપ ધારણ કર્યુંછે. સ્ત્રીને સીમંત હોય ત્યારે એને પુષ્કળ ઘરેણાં પ્હેરાવી સાસરેથી પિયર અને પિયરથી સાસરે બે ત્રણ ફેરા ખવડાવ્યા પછી એથી પણ વધારે ઘરેણાં પ્હેરાવીને ( તે એટલે સુધી કે તેની આંખ્ય પણ બંધ થઈ જાય અને શ્વાસ પણ પૂરો લઈ સકાય નહિં, એટલે સુધી પ્હેરાવીને ) પાલખી અથવા મિયાનામાં બેસાડીને વાજતે ગાજતે બજાર વચ્ચે થઈને તેને સાસરે લઈ જાય, ત્યાં સીમંતોન્નયનનો લજ્જાસ્પદ વિધિ અગ્નિસમક્ષ કરે, ત્યાર પછી બ્રાહ્મણભોજન વગેરે થાય. આ વિધિ અને રિવાજ ઘણાંજ અસભ્ય છે એમ ભોળાનાથના સમજવામાં આવ્યું હતું, પણ યોગ્ય અવસર ના આવ્યાથી અને સર્વ વાતની અનુકૂલતા ના હોવાથી, પ્રથમ ઘરેણાં પ્હેરાવવાનો ચાલ ઓછો કર્યો, અને ફેરાફેરી બંધ કર્યાં; ત્યારપછી બજાર વચ્ચે ફેરવવાનો ચાલ બંધ કરી, નાત્ય પણ જમાડવાની કાઢી નાંખી; એમ કરતે કરતે સીમંતનો વિધિ કરવાનું પણ હિમ્મત ચલાવીને સન ૧૮૮૪ માં બંધ કર્યું. નિંદાની ભીતિ હતી નહિં તેથી એટલું કરી સક્યા. પણ ઘણાના જોવામાં આવ્યું હશે કે ભોળાનાથે જે જે ન્હાના મ્હોટા સુધારા કર્યાં તે સર્વની પ્રથમ તો તેમના નાત્ય જાત્યના લોકે નિંદા કરેલી, પણ ત્યાર પછી થોડાજ કાળમાં તેજ નિંદાકરનારા લોકોએ તેના તેજ રિવાજ દૂર કર્યાંછે. તેના દૃષ્ટાન્તમાં સીમંતનો વિધિ ના કરવો તથા તે પ્રસંગે જમણવાર ના કરવો એ એક છે, અને બાજો સ્ત્રિયોને યોગ્ય છૂટ આપવા વિશે એમનો આગ્રહ હતો તે સંબન્ધે છે. સ્ત્રીયોને જાનવરની પેઠે ઘરમાં પૂરી રાખવી, તેમને સૃષ્ટિસૌન્દર્ય અથવા બીજી હસ્તકૃત લીલાઓ જોવાના પ્રસંગ ના આપવા, વગેરે સ્વાર્થી વિચાર અને આચાર એમને બિલકુલ પસંદ નહોતા અને એમણે એ આચારમાં ઘણે દરજ્જે સમયાનુસાર યોગ્ય રીતે ફેરફાર કર્યો હતા, તે વિશે નિંદા કરનારા લોક પણ તેમજ હાલ કરતા જોવામાં આવેછે. આ અભિનંદનીય વાતછે.

જનસમાજ સુધારવાના અનેક ઉપાય છે, અને જનસમાજની ચાલતી રૂઢિવિરુદ્ધ કેટલાક આચારનો પ્રચાર કર્યાં વિના તે સુધરે તેમ નથી. ભોળાનાથે ઘણી રૂઢિનાં ઉલ્લંઘન કર્યાં તે આપણે પાછળ જોઈ ગયા. આ રૂઢિમાંની એક ઘણી સબળ રૂઢિ ઇંગ્લાન્ડ જવાના નિષેધ સંબંધી છે. એ રૂઢિને પોતે તો ઉલ્લંઘી નહોતી, તેમ પોતાના કુટુંબમાં પણ કોઇયે ઉલ્લંઘી નહોતી. અને તેનાં અનેક કારણ હતાં; તેમાં મુખ્ય એજ હતું કે એ બહુજ સ્નેહાળ પિતા

હતા; પોતાનાં સંતાનને ક્ષણવાર પણ પોતાનાથી દૂર જતાં જોઈ ખેદ પામતા. પણ ઇંગ્લાન્ડ જવાથી ભ્રષ્ટ થવાય છે, અધમતાને પમાયછે, વગેરે અજ્ઞાન લોકોના વિચારથી વિરુદ્ધ અભિપ્રાય એમનો હતો. આ વિચાર હાલના જમાનામાં થયો હતો એમ નહિં. સન ૧૮૫૯ માં પણ એમનો એવોજ વિચાર હતો તે નીચેના લખાણ ઉપરથી સ્પષ્ટ થશે.—

"23 December 1859.

સાંભળવામાં આવ્યુ કે મહીપતરામ ઈંગ્લાંડ જાયછે. ધન્ય છે એમને! ઈશ્વરકૃપા મ્હોટી કેમ કે ઈંગ્લાંડ જવાને એમને બુદ્ધિ આપી સારો યોગ મેળવ્યો. ઈશ્વર એમને સહાય થાઓ. આપણા ગુજરાતીમાં તેમાં ખસુસ કરી નાગરમાં એમનુ મુખ્ય નામ લખી રાખવા ઘટારત છે. આ મત જુના વહેમી લોકના વિચારથી ઉલટો છે પણ વિચારશીલ વિદ્વાનો છે તે સાંભળી રાજી થયાવિના નહિ રહે."

ત્યારપછી રાવ બહાદુર મહીપતરામ રૂપરામ. સી. આઈ. ઈ. (તે વખતે તો ફક્ત રા. મહીપતરામ રૂપરામ) જ્યારે વિલાયત તરફ જવા વિદાય થયા ત્યારે નીચે પ્રમાણે ભોળાનાથના રોજકામમાં લખેલું માલૂમ પડેછેઃ—

"3 April 1860.

હિંમતબહાદુર મહીપતરામ રૂપરામ ઈંગ્લાંડ તા૦ ૨૭ મી મારચે ગયા. એ વાત એમનો પત્ર તા૦ ૨૭ મી મારચનો આવ્યો તેમાં લખી છે. ઈશ્વર એમને ફતેહમંદી આપે ને સુખમાં પોચાડી સુખરૂપ પાછા લાવે."

ઇંગ્લાંડ જવાથી જે અનેક લાભ દેશ સમસ્તને તથા જનારની જાતને થાયછે તે સર્વ એમની સુજ્ઞતાને લીધે એમના જાણવામાં હતા, તેથી ઇંગ્લાંડ જનારને હમેશ એ અભિનંદન દેતા. પણ આ દૃષ્ટાંતમાં તો એમણે માત્ર મ્હોના અભિનંદન અને પ્રશંસા કરતાં વધારે કર્યું. રા. મહીપતરામ ઇંગ્લાંડ ગયા તે વખતે ભોળાનાથના તેઓ મિત્ર નહોતા, પણ એકજ નાત્યના હોવાને લીધે મહીપતરામને એમની મદદની આશા હશે. ભોળાનાથને એમની સાથે મૈત્રી નહોતી તેમ છતાં એમણે જે અત્યંત સહાયતા આપી હતી તેનું મુખ્ય કારણ એજ કે વિલાયત જવાનો માર્ગ ખુલ્લો થાય. આ હેતુથી એમણે નાત્યને સંબંધે સંપૂર્ણ મદદ કરી તે આખર પર્યંત; અને એમની મદદથી એમના પક્ષનો અંતે જય થયો. એ તકરાર છેક ૧૮૮૧ સુધી રહી હતી. પણ ત્યાંસુધીમાં એમણે એમનો સંસર્ગ છોડ્યો નહોતો. આવી અસહાય અવસ્થામાં સહાય

થયા તેથી એ બે મહાપુરુષો વચ્ચે અંત સુધી ગાઢ મૈત્રી રહી. આ વિશે પાછલા પ્રકરણમાં વર્ણન કરેલું છે તેથી આ સ્થળે તેની પુનરુક્તિ ના કરતાં, 'નાત્ય' ના વિષય ઉપર આવિયે. તે પ્હેલાં એટલું સૂચવવું જોઇયે કે વિલાયત જવાના લાભ એમની નજરમાં એટલા ઊતર્યા હતા કે પુત્રવાત્સલ્યને હલકું ગણીને પોતાના પુત્ર **નરસિંહરાવ**ને સિવિલ સર્વિસની પરીક્ષા સારું **સત્યેન્દ્રનાથ ટાગોર** તથા મી. **વૉકર**ની સોબતમાં એમણે ઇંગ્લાંડ મોકલવાનું સન ૧૮૭૭ માં ધાર્યું હતું, પણ તેજ અરસામાં તે પરીક્ષા સારું ઉમ્મરની હદમાં બે વર્ષ ઘટયાં એટલે તે વયનો અતિક્રમ **નરસિંહરાવે** તે વખત કર્યો હતો તેથી તે વિચાર બંધ પડ્યો. ઇંગ્લાંડ જવાથી ભ્રષ્ટ થવાયછે એ વાત એમના મનમાં કદી આવતી નહિં, કારણકે નાત્યના બંધારણ ઉપર એમને બિલકુલ શ્રદ્ધા ન્હોતી; બલકે તિરસ્કાર હતો. નાત્યના બંધારણથી હિંદુઓની અધમદશા થઈ છે, એને લીધેજ આપણામાં સંપ થતો નથી અને તેથીજ હરેક પ્રકારનાં દુઃખ અને વિપત્તિઓ જનસમાજને આવી પડેછે, એ વાત એમના ચિત્તમાં દૃઢ થઈ ગઈ હતી. આ અભિપ્રાય એમના પૂર્વાશ્રમમાં નહોતો. જેમ જેમ બુદ્ધિસંસ્કાર થતો ગયો તેમ તેમ એમના હૃદયની સ્વાભાવિક ઉદારતાને પુષ્ટિ મળ્યાથી તેની વૃદ્ધિ થતી ગઈ, અને ત્યારે સર્વ મનુષ્યને સમાન દૃષ્ટિથી જોવા લાગ્યા. એ સમયે એમને જાતિબંધનમાં નુકસાન લાગવા માંડ્યાં. એ વિચાર પણ દિન પ્રતિદિન વિપુલ થતા ગયા, તે એટલે સુધી કે **પારસી, મુસલમાન, હિંદુ, અંગ્રેજ** હરેક જાતિના મનુષ્ય સાથે વ્યવહાર કરવામાં કોઇ પણ તરેહનો બાધ નથી એમ અભિપ્રાય બંધાયો. જાતિબંધનને જ લીધે એ વિચારને કૃતિમાં લાવી સકાયા નહિં; પણ એમના વિચારની ઉદારતા બતાવવાના હેતુથી એ વાત અહિં લખી છે. જાતિબંધન વિશે એમના વિચાર નીચેની નોંધ ઉપરથી માલૂમ પડશે.—

"13 March 1881.

હાલમાં જેવી સ્થિતિમાં ન્યાતો છે તેથી કાંઈ ફાયદો નથી. પરંતુ ઘણુ નુકસાન છે. આપણા દેશને નબળી તથા નીચી દશામાં લાવનાર જાતિબંધન છે. ન્યાતના બંધનથી સારા માણસો સાથે ભોજનવ્યવહાર તથા લગ્નવ્યવહાર થતો નથી. જાતિબંધનથી ઇંગ્લાંડ વગેરે દેશમાં જઇને સારૂ જ્ઞાન મેળવી સકાતુ નથી. જાતિબંધનથી બંધુપ્રીતિની વૃદ્ધિમાં અટકાવ થાયછે. સારાંશ જાતિબંધન સર્વથા હાનિકારક છે. જે દેશમાં એકજાતિ તથા એક ધર્મ

તેજ દેશમાં સલાહ સંપ તથા ધનવૃદ્ધિ હોયછે. એક જાતિ અને એક ધર્મથી બંધુપ્રીતિ વધેછે. અને મોટાં મોટાં કાર્યો દેશકલ્યાણનાં થાયછે. એક જાતિ અને એક ધર્મ એજ ઈશ્વરને પ્રિયછે.

"પણ આપણા આર્ય દેશની કેવી દુર્દશા થઈછે! હજારો ન્યાતો અને હજારો ધર્મપંથ થયાછે; અને એ થયા ત્યારથીજ આ દેશની પડતીનો આરંભ થયોછે. ગૃહસ્થ નાગરો પોતાને ઊંચા માનેછે; પણ એક ઉપર બીજી સ્ત્રી પરણતા નથી અને મૃતકાર્યનું ખાતા નથી એટલી બાબતમાંજ ખરેખરા ઊંચા છે, પણ તે વિના બીજી બાબતમાં નીચા છે અને નીચા થતા જાયછે. આ ઘણું ખેદકારક છે. મહારાષ્ટ્ર લોકો કેટલા ચઢતા થયા છે અને ચઢતા જાયછે; તેમાં ઘણા જાતિભેદ નથી તેથીજ.

"ઈશ્વરઇચ્છા શી હશે તે કોઇને ખબર નથી. પણ ગુજરાતના લોકોની તેમાં ખસુસ કરી બ્રાહ્મણજ્ઞાતિની અને તેમાં વળી વિશેષે કરીને નાગરોની ઘણીજ પડતી થઈ છે અને હજુ વધારે પડતી થશે એમ ભવિષ્ય સુઝેછે. એના ઉપાય સર્વના હાથમાં છતાં કરતા નથી તો ઈશ્વર ઉપર દોષ મુકવો યોગ્ય નથી. એટલું ઈશ્વરના હાથમાં છે કે લોકોને સદ્બુદ્ધિ આપી દેશના અભ્યુદયના કામમાં તેમને બળ આપે."

આટલી લાંબી નોંધ આ સ્થળે ઉતારવાનું કારણ એક એ કે એ ઉપરથી જાતિબંધન વિશે એમના વિચાર જણાય, અને બીજું પોતાના જાતભાઇ નાગરોની અવદશાથી એમને કેટલો ખેદ થતો અને એમની પુનરુન્નતિ થવાની કેવી ઇચ્છા હતી તે સર્વના જાણવામાં આવે. શેઠ બેહેરામજી મલબારીની 'નોટ્સ' નો જવાબ એમણે લખ્યો છે, તેમાં જાતિબંધન ઉપર કટાક્ષ છે તે નીચેની અંગ્રેજી નોંધ ઉપરથી જણાશે:—

"The abominable institution known as Caste which is the greatest stumbling-block in the way of all kinds of reforms exercises its binding force equally on the Educated and the uneducated."

એજ જવાબમાં વળી લખેછે કે:—

"* * * But those days are gone and Hindu society is now in deplorable condition owing to want of knowledge of true religion and the *accursed system which has divided and subdivided our society into hundreds of insignificant castes.*"

જાતિબંધન ઉપર **ભોળાનાથને** કેટલો તિરસ્કાર હતો અને તેનાં નુકસાન એમના ચિત્તમાં કેટલાં દૃઢ થયેલાં હતાં તે આ નોંધો ઉપર દૃષ્ટિ કર્યાથી જણાયછે.

હરેક સુધારા માટે વિદ્યાવૃદ્ધિની જરૂર **ભોળાનાથ** માનતા. કેવળણી, એટલે ખરી ઊંચા પ્રકારની કેળવણી, જેથી બુદ્ધિ સંસ્કાર પામે, હૃદયની વિપુલતા વધે, અને નમ્રતા અને નીતિ શિખાય—તે જાતની કેળવણીથી હિંદુ જનસમાજમાં સાંસારિક અને બીજા સર્વ પ્રકારના સુધારા થશે એમ એમના મનમાં નિશ્ચય હતો. તેમાં વિશેષે કરીને સ્ત્રીશિક્ષણ ઉપર એમને ખાસ આગ્રહ હતો. સ્ત્રીઓ વિદ્યા શીખશે ત્યારેજ સુધારાનો ખરો પાયો સબળ થશે એમ એ માનતા. અને જ્યાં સુધી સ્ત્રીઓ અશિક્ષિત રહેશે ત્યાંસુધી કોઇ પણ પ્રકારનો સુધારો સુદૃઢ રીતે થાય એ વિશે ઘણોજ સંશય રાખતા. જેમ પુરુષને ઊંચા પ્રકારની વિદ્યાની આવશ્યકતા છે તેમ સ્ત્રીઓને પણ ઊંચી કેળવણીની જરૂરિયાત છે એમ તેઓ માનતા. સ્ત્રીને અંગ્રેજી વિદ્યાભ્યાસની જરૂર છે એ વિશે હરદમ એમનું આગ્રહપૂર્વક બોલવું થતું. અને પોતાના કુટુંબની કન્યાઓને એ વિદ્યા શીખવવાનો આરંભ કરતા ગયાછે. અંગ્રેજી ભાષા શીખવાનાં કારણ એ ખરેખરાં બતાવતા. મુખ્ય તો એજ કે હાલમાં અંગ્રેજી વિના બીજી ભાષાદ્વારા બુદ્ધિને સંસ્કાર થવાનો સંભવ નથી. વિવિધશાસ્ત્રો જેવાં કે ખગોળ, રસાયન આદિ ઉપર અંગ્રેજી ભાષામાં (ફ્રેંચ વગેરેમાં હશે) જેટલાં સુલભ પુસ્તક છે એટલાં ગુજરાતી સંસ્કૃત વગેરેમાં નથી. સારાંશ કે અંગ્રેજી ભાષાવડેજ ખરી કેળવણી મળવાનો સંભવ હાલના સમયમાં છે. બીજું કારણ સ્ત્રીપુરુષ વચ્ચેની ભિન્નતા એથી દૂર થાય તે; એટલે પુરુષ અંગ્રેજી શીખેલા હાલ ઘણા હોયછે તેમની સ્ત્રીઓ એ ભાષાથી અજાણી હોવાને લીધે બેને સંપૂર્ણ મૈત્રી નથી થતી. બે પુરુષો વચ્ચે પણ આ પ્રકારની ભિન્નતા હોયછે તો તેમની વચ્ચે મિત્રભાવ થતો નથી તો પતિપત્ની વચ્ચે પણ એ જાતિની અસમાનતાને લીધે સ્નેહનો પ્રવાહ સ્તબ્ધ થાય જ. માટે પતિપત્ની વચ્ચે ઐક્ય, પ્રેમ અને સમાનશીલતા વધવાને સારું સ્ત્રીને અંગ્રેજી ભાષાના જ્ઞાનની આવશ્યકતા છે એમ સત્ય રીતે **ભોળાનાથ** માનતા.

લોકોમાં વિદ્યાવૃદ્ધિ થાય એવી ઇચ્છાથી એમણે પોતાના દ્વિતીય પુત્રના મરણ પછી તેના સ્મરણાર્થે રાયપુરમાં એક લાયબ્રેરી સ્થાપીછે. જેમાં સર્વને વિનામૂલ્યે વાંચવાની છૂટ છે. એ લાયબ્રેરી પ્રથમ ઉઘાડી તે પ્રસંગે કવિ દલપતરામ ડાહ્યાભાઈયે પ્રશંસાપદ્ય રચ્યું હતું (પરિશિષ્ટ (ख.) જુઓ.).

સરકારી નોકરીમાંથી ભોળાનાથે જ્યારે પેનશન લેવાની અરજી કરી તે વખતે એમને ખાસ માન આપવાના સબબોમાં આ પણ એક સબબ બતાવી, અમદાવાદના ડિસ્ટ્રિક્ટ જજ્જ મી. ન્યૂનહામે મુંબાઈ સરકારમાં ભલામણ કરી તેમાં એ પુસ્તકશાળાને સંબંધે નીચે પ્રમાણે લખ્યું હતું:—

"Contrary to the customary superstitious modes of charity after the death of relations, he on the death of his second son a few years ago established a library at Ahmedabad at a cost of Rs. 10,000 which is kept open to all free of charge and has thus been a great means of assisting the education of the poor. He has also contributed Rs. 3,000 to the Gujrat College Fund."

એજ પુસ્તકાલયને વિશે મુંબાઈ સરકાર તરફથી મી. પીલ, 'ડાઇરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શને' ભોળાનાથને નીચે પ્રમાણે લખ્યું હતું:—

"I have the honor to inform you that I have been instructed by His Excellency the Governor in Council to express the high sense entertained by Government of your enlightened liberality in endowing a Library at Ahmedabad in memory of your son."

સન ૧૮૮૫ માં જ્યારે અમદાવાદમાં 'એજ્યુકેશનલ કૉન્ફરન્સ' થયું ત્યારે ભોળાનાથને વિદ્યાપ્રિય સદ્‌ગૃહસ્થ જાણી એ કૉન્ફરન્સમાં અભિપ્રાય આપવાને નિમંત્રણ હતું.

ગુજરાત કૉલેજ કમિટીના મેમ્બર ભોળાનાથ હતા અને એ કૉલેજને ઉન્નત દશામાં આણવાને સોત્સાહ પ્રયત્ન કરતા. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી–જે મંડળીએ ગુજરાતી ભાષાની વૃદ્ધિ કરવાને અત્યંત શ્રમ લીધો છે–તે સભાના એ એક અગ્રેસર સભાસદ મૂળ સ્થાપના થઈ ત્યારથીજ હતા. એ સભાનું કામ એમણે ઘણા ઉત્સાહથી કર્યુંછે. એ કેટલા ઉત્સાહથી અને અંતઃકરણપૂર્વક કરતા હતા, અને 'સોસાઈટી'એ એ કામની ગુણજ્ઞતા કેવી દર્શાવી હતી, તે પરિશિષ્ટ (ग.) માં આપેલા, એમના મરણપ્રસંગે એમના પુત્ર ઉપર 'સોસાઇટી'એ મોકલેલા અનુશોચન પત્ર ઉપરથી સ્પષ્ટ જણાશે. વિદ્યા ઉપર પ્રીતિ એમને અસલથીજ હતી. એમણે અંગ્રેજી સ્કૂલમાં અભ્યાસ કર્યો ન હોતો તે છતાં એ વિદ્યાને ઉત્તેજન આપવાને શ્રમ નિરંતર લેતા. ખેડામાં અંગ્રેજી સ્કૂલ એમના પ્રયત્નથી થઈ હતી. સન ૧૮૫૫ ના ઑગસ્ટમાં ખેડામાં એમણે સુબોધવર્ધક સભા સ્થાપી હતી અને તે સભાની દેખરેખ નીચે એક

છોકરિયોની ગુજરાતી શાળા સ્થપાવી હતી. ગુજરાતી 'બુક કમિટી'નું કામ એ કેવા ઉત્સાહથી કરતા તે પણ ઘણાના જાણવામાં છે; અને તેનું કારણ માત્ર એજ કે વિદ્યાનો પ્રચાર થવાની ઇચ્છા અને પોતાની ભાષાને સંસ્કાર આપવાની આકાંક્ષા. સ્ત્રીશિક્ષણ અને પુરુષશિક્ષણ બંનેની આવશ્યકતા એમના ચિત્તમાં કેટલી હતી તે શેઠ મલબારીની 'નોટ્સ'ના જવાબમાં એમણે જે લખ્યું હતું તે નીચે ઉતારિયે છિયે તે ઉપરથી જણાશે:—

"The masses are as yet quite uneducated; so the number of educated people is at present very small; and so long as the people of India especially females remain uneducated, no social reforms can be introduced so as to ensure speedy or permanent suceess. * * * The University is indirectly aiding the cause of reform by means of spreading higher education which is a powerful means of cultivating the mind and thereby improving the condition of society, and if by any means the progress of education is checked all hopes for reform must be given up."

વળી એજ પત્રમાં આગળ લખ્યું છે કે:—

"I am of opinion that government should not interfere in making social reforms, on the ground that social customs are exponents of inward feelings and desires of a nation; and some of those customs that are injurious can never be reformed by a sudden stroke of legislation but by means of slow changes of these feelings and desires which can be wrought by the growth of higher education which it is the duty of Government to spread equally among males and females with unclenched liberality."

એજ પત્રમાં નીચેના શબ્દો છે તે વાંચ્યાથી વધારે ખુલાસો થશે:—

"* * * But Government should extend more widely the boon of higher education; and female education particularly requires greater attention because, if in a family the male members being enlightened, are desirous of making any reforms, it is the uneducated females who come in the way. It is, therefore, the duty of all enlightened millionaires as well as other educated persons to adopt the best means of spreading higher education among females. The present sort and amount of educatian that is imparted to them is not sufficient to enlighten their minds though it proves of some effect, but

unless higher education is given to them no sanguine hopes can be entertained for complete social reform. Government must also do all that lies in their power to effect the elevation of Hindu women. They should liberally extend their helping hand to promote the cause of female education and education in general and to improve our social condition thereby enabling us to be once more reckoned among the civilized nations of the world."

વિદ્યાનો પ્રચાર થવામાં કેટલાક રિવાજ નડે છે, જેવા કે સ્ત્રીને બ્હાર જવાની છૂટનો અભાવ, બાળવિવાહ ઇત્યાદિ, તેને વિશે નીચે પ્રમાણે એજ પત્રમાં લખ્યું છે:—

"It may be asserted and perhaps rightly that the custom of infant marriage has been a hindrance to the progress of education, but at the same time it cannot be denied that it is the want of sufficient education which has retarded in a great measure the social advancement of India. Besides, from the fact that the amount of education that is at present inparted has done something, towards social improvement, it can be anticipated that a more extensive spread of education will prove of greater advantage to the cause of reform. Education and social reform which are closely allied to each other must therefore go hand in hand and it will be seen that one will help the cause of the other."

ભોળાનાથના સમકાલીન સુધારકો તો એમને અંતઃકરણથી સહાયતા આપતાજ. પણ જે તરફથી સહાયતા મળવાની કલ્પના પણ નહિં એવે સ્થળેથી પણ ઉત્તેજન એમને મળ્યું હતું. જૂનાગઢની નાગરી નાત, જે સંરક્ષક મતનો દુર્ગ તે વખતે હતી, તે મંડળમાંથી પણ એક અપવાદમૂર્તિ મરહૂમ રા. મણિશંકર જટાશંકર કીકાણી—જે આખા કાઠિયાવાડમાં આદ્યસુધારક તરીકે પ્રસિદ્ધ છે,—તેમની તરફનું સાહાય્ય ભોળાનાથને મળ્યું હતું. રા. મહીપતરામના સંબન્ધની નાતની તકરારમાં આ વીરપુરુષે ભોળાનાથનો પક્ષ સબળ પકડ્યો હતો. અને આશ્ચર્યની વાત એ છે કે આ બે પુરુષોએ એક બીજાને ઘણાં વર્ષ સૂધી નજરે દીઠા પણ નહોતા. માત્ર પત્રવ્યવહારથી ઓળખાણ શરૂ થયું, અને ક્રમે ક્રમે મૈત્રી જામી, આખરે ઘણાં વર્ષે અમદાવાદમાં મણિશંકરજી પ્રવાસપ્રસંગે આવ્યા તે વખતે બંનેનાં પ્રથમ દર્શન

એકમેકને થયાં ! માત્ર સત્યમાર્ગની પ્રીતિને બળે એક બીજાથી અજાણ્યા પણ સત્પુરુષો આમ ગાઢસંબન્ધથી જોડાયા હતા.

આપણા આર્યલોકોમાં જે વ્હેમી અને હાનિકારક સાંસારિક રૂઢિયોનો પ્રચાર ચાલેલો છે તે દૂર થાય, વિદ્યાનો પ્રચાર સ્ત્રીપુરુષ બંનેમાં પુષ્કળ થઈ સર્વને બુદ્ધિસંસ્કાર મળે, અને આપણા દેશનો સર્વથા પુનરભ્યુદય થઈ ફરીથી આર્યનામ સાર્થક થાય એવી **ભો**ળાનાથને ખરા અંતઃકરણથી ઉત્સાહપૂર્વક ઇચ્છા હતી તે આ પ્રકરણના સૂક્ષ્મ અવલોકનથી સર્વના ધ્યાનમાં આવશે. અને એ પણ જણાશે કે એ ઇષ્ટ પરિણામ સિદ્ધ કરવાને માટે યોગ્ય પરિશ્રમ કરવામાં એમણે જીવનનો મ્હોટો ભાગ ગાળ્યો હતો. આજ કારણને લીધે—અને આવતા પ્રકરણમાં એમના ધાર્મિક વિચાર તથા પ્રયત્ન વિશે જે કહીશું તેને લીધે—**ભો**ળાનાથ એ નામ ગુજરાતના મહાપુરુષોની ગણનામાં દાખલ કરવાનું છે. ધર્માસન ઉપર ન્યાયાધીશ તરીકે જે સેવા એમણે બજાવી છે તે ઉત્તમ છે, પણ તે સેવા આ સેવાઓની આગળ ગણવાનીજ નથી. તેથીજ કરીને,—**ભો**ળાનાથને ખિલત વગેરે આપવાના દરબારમાં કવિ દલપતરામે વાંચેલી કવિતામાં* જે નિષ્પક્ષપાત વગેરે ન્યાયાધીશ તરીકેના ગુણોની પ્રશંસા કરી છે, તે **ભો**ળાનાથના કીર્તિમંદિરના માત્ર એક અપ્રધાન સ્તંભને વિષયીભૂત કરેછે, અને એ કીર્તિમંદિરના મુખ્ય સ્તંભોને સ્પર્શ પણ નથી કરતી,—એમ કહેવું અયોગ્ય નહિં ગણાય.

---

* પરિશિષ્ટ (ઘ.) જુવો.

# પ્રકરણ ૯ મું.

## ધર્મસંબંધી વિચાર.

ભોળાનાથના જીવનનું ખરું સાર્થક્ય તો એમના ધર્મસંબન્ધી સુધારો કરવાના મહાન્ પ્રયાસને લીધેજ છે, અને એજ એમની કીર્તિનો દૃઢ પાયો છે. ગુજરાતમાં ધર્મસુધારણા માટે એમણે કરેલો ભગીરથપ્રયત્ન અપૂર્વ તથા અસાધારણ છે. ધર્મસુધારણાને એ એટલું મહત્ત્વ આપતા કે ભારતપ્રજાનો ખરો ઉત્કર્ષ જે ઐક્ય ઉપર આધાર રાખેછે તે ઐક્ય ધર્મના ઐક્ય વિના અશક્ય છે એમ એ માનતા. પાછલા પ્રકરણમાં આના પ્રમાણમાં એમનો લેખ ઉતાર્યો છે.* આજ કારણને લીધે રાજકીય બાબતના ઉત્કર્ષને સંબન્ધે વિશેષ લક્ષ ન આપતાં, એ ઉત્કર્ષનાં મૂળકારણભૂત ધર્મના ઉત્કર્ષ તરફ એકાગ્રચિત્ત એ લગાડતા હતા. સાંસારિક સુધારાને પણ આજ કારણને લીધે એ પ્રધાનતા આપતા હતા. એ સુધારા તરફની એમની વૃત્તિ તથા કૃતિ પાછળ આપણે જોઈ ગયા. પણ એ કરતાં પણ વિશેષ અવલોકનયોગ્ય અને બોધક એમની ધાર્મિક સ્થિતિ અને તે સંબંધી વિચાર તથા એમની બે દશાઓ છે. પ્રથમ વ્હેમી, મૂર્તિપૂજક,—અને પાછળથી સંસ્કારયુક્ત અને અમૂર્ત ઈશ્વરના ભક્ત—આ બે વિરુદ્ધઅવસ્થા એકજ પુરુષની થઈ એ આશ્ચર્યજનક છે. એટલું બધું પરિવર્તન શાથી થયું તે વગેરે બાબતનો વિચાર કરવાનું હાલ મુલતવી રાખીને પ્રથમ એમની એ બે અવસ્થાનું વર્ણન કરિયે.

ભોળાનાથના પિતા ઘણા જૂના વિચારના, સર્વ પ્રકારના વ્હેમ ઉપર શ્રદ્ધાવાળા, અને દૃઢ મૂર્તિપૂજક હતા. એમનો સ્વભાવ પણ ક્રોધી તથા આગ્રહી હતો; એટલે એ પોતાના મત પ્રમાણેજ પોતાની આસપાસના લોકને ચાલવાની એક જાતની ફરજ પાડતા. તેમજ વળી, છેક બાલ્યાવસ્થાથી વ્હેમી કુટુંબ મધ્યે ઊછરે, નિરંતર વ્હેમી કૃત્યો થતાં જુવે, અને એવાજ વિચાર કુમળી વયમાં જેના મનમાં ઠસે તે બાળક વ્હેમી તથા અસંસ્કૃત રહે એ સ્વાભાવિક છે. ભોળાનાથની બાળકવયમાં સર્વ સમયે અને સર્વ સ્થળે વ્હેમ વ્યાપ્ત હતો. તેની અસર એમને થયા વિના રહી નહિં. એટલે એમના ધર્મસંબંધી વિચાર વ્હેમી થયા, અને મૂર્તિપૂજા ઉપર દૃઢ વિશ્વાસ રાખી તેના

---

* પૃ. ૮૫–૮૬ જુવો.

અંગની ક્રિયાઓ એ કરવા લાગ્યા. પોતાના પિતાએ બે ત્રણ મહારુદ્ર કર્યા હતા તેનું અનુકરણ કરીને એમણે પણ મહારુદ્ર જેવો અતિવ્યયાન્વિત સમારંભ કર્યો હતો. પણ તે સમયે એમને પૂર્ણ શ્રદ્ધા, એટલે અર્થવ્યય ઉપર દૃષ્ટિ રહે નહિં. આટલા વ્હેમમાં ઊછર્યા છતાં દિવસાનુદિવસ એમના વ્હેમ એક પછી એક દૂર થતા ગયા. એમના પિતાનો મૂળ ધર્મ શિવશક્તિનો હતો એટલે એ પણ માતાની ભક્તિ કરતા. પણ પિતાપુત્ર બંને દક્ષિણમાર્ગી હતા. વામમાર્ગમાં જે મદ્યપાન વગેરે દુષ્ટાચાર માતાને નામે કરવાનો નિંદ્ય વિધિ છે તે ઉપર એમને પૂર્ણ તિરસ્કાર હતો. પાછલી અવસ્થામાં એટલે જ્યારે સર્વ વિચાર સંસ્કાર પામ્યા ત્યારે તો તિરસ્કાર હોય જ, પણ પૂર્વે જ્યારે પોતે માતાની ભક્તિ કરતા ત્યારે પણ મદ્યાદિ ત્યાજ્ય વસ્તુ ઉપર અને દેવીને નામે એ વસ્તુઓનો ઉપયોગ કરનારા તથા તેનેજ અંગે બીજા દુષ્ટ વિધિ કરનારા ઉપર એ ધિક્કાર રાખતા હતા તે નીચેની નોંધ ઉપરથી જણાશે:—

"30 August 1859.

સાંપ્રત કાળના ઘણા લોકો અંબિકાજી જઈને ત્યાંહાં મદ્યપાન કરેછે તેમાં * * * * મુખ્ય એજ કામ કરેછે, ને તે માતાને ગમેછે એવુ તેઓ બોલેછે એ કેવળ તેમની ભૂલ છે; તે વ્યસની થઈ ગયાછે તેથી પોતાનાં પાપકર્મ છુપાવવા આવાં યુક્તિઓ કરીને બિચારા ભોળા લોકને છેતરે છે. શ્રી ઈશ્વરી એમની બુદ્ધિને સુધારે ને સારે માર્ગે ચડાવે. એવિના હવે બીજો કાંઈ ઉપાય રહ્યો નથી. ઈશ્વરી એ લોકને સુબુદ્ધિ આપો! તથાસ્તુ.',

આ ઉપરથી માતાને નામે પણ મદ્ય પીનારા લોકો ઉપર **ભો**ળાનાથને કેટલો તિરસ્કાર હતો, અને તે વળી પોતાને માતા ઉપર શ્રદ્ધા હોવા છતાં, તે જણાશે. એમનામાં ભક્તિભાવ સ્વાભાવિક હતો એટલે આ સમયે માતા ઉપર શ્રદ્ધા હોવાથી માતાની ભક્તિ ખરા અંતઃકરણથી કરતા. પોતાના રોજકામમાં છેક સન ૧૮૬૧–૬૨ સૂધી 'ઈશ્વરી' લખીછે. પણ મધ્યે મધ્યે 'ઈશ્વર' શબ્દ પણ જોવામાં આવેછે. અને અંગ્રેજીમાં તો God અથવા Lord ને નામેજ સંબોધન કર્યું દેખાયછે. એમના ધાર્મિક વિચારમાં સન ૧૮૫૫ ની સાલથી ફેર થવા માંડયો જણાયછે, કેમકે તા૦ ૨૮ ઓકટોબર ૧૮૫૫ ની નોંધમાં એમણે નીચે પ્રમાણે લખ્યુંછે:—

"Oh Lord! when will the ignorance of Indian people be removed? the little children are going on a pilgrimage, as they have a

vow to Vaijnath; foolish people do not know that God is every-where."

પોતાનો ભાણેજ તથા તેની બ્હેન ન્હાની વયમાં તેમના પિતા સાથે વૈજનાથની બાધા હોવાથી ત્યાં જતાં હતાં તે વખતની ઉપરની નોંધછે. ઇશ્વિરનું સર્વવ્યાપકત્વ એમના મનમાં તે સમયે ઊતર્યું હતું એમ આ ઉપરથી જણાયછે. તેમ છતાં પોતાને માતા ઉપર શ્રદ્ધા હોવાથી અંબાજી વગેરેની યાત્રાઓ એમણે તે પછી કરી હતી; વડોદરામાં તેમજ અમદાવાદમાં ભીમનાથ મહાદેવનાં દર્શન કરવા એ ઘણું ખરું જતા; જન્માષ્ટમી, નવરાત્ર વગેરે વ્રત કરતા; ચંડીપાઠની કથા સાંભળતા; બ્રાહ્મણોને દાન કરતા. એ ઉપરથી એમ જણાય છે કે ઉપરની નોંધને સમયે એમના મનમાં શુદ્ધ સંસ્કારની કાંઇંક ઝાંખી સ્ફૂર્તિ થઇ હતી, પરંતુ વ્હેમી વિચારે એમના મન ઉપરથી પોતાનું સામ્રાજ્ય છોડયું ન્હોતું. તોપણ પૂર્વેથીજ મંત્ર, જાદુ વગેરે ઉપર તો એમને અશ્રદ્ધા હતી. મૂળ તો એ વિશે સંશય હતો, પણ૧૪ મી સેપ્ટેંબર ૧૮૪૯ ને દિવસથી એ સંશય દૂર થઈ જાદુ વગેરે ખોટી વિદ્યા છે એમ એમની ખાતરી થઈ; તે સારું નીચેની નોંધ ઉતારવા યોગ્ય લાગેછે.

"14 September 1849.

'Jadu' sorcery is entirely wrong; all those who say they know it, if we deeply watch their doings, they show nothing but fraud. Such persons of course pass their life in this way, pretending to know sorcery, only for their maintainance. I am happy to observe that formerly I was doubtful about this ; but Jugjeevan Mehta the master of Govt. school at Kaira perfectly removed my doubts and I am quite satisfied, and am obliged to him that he favourably made known to me the fraudulent habits of such bad men."

ત્યારપછી જે જે જાદુગરનું નામ ધારણ કરી આવતા તે સર્વની ક્રિયા ભોળાનાથ જોતા, પણ તેને પ્રત્યક્ષ કહેતા કે મંત્રથી થાય એમ હું માનતો નથી; મંત્ર જુઠ્ઠાછે; હાથચાલાકી, ગણિત, અથવા સિદ્ધસાધક વગેરે યુક્તિપ્રયુક્તિથી થાયછે. આ વિશે અનેક સ્થળે નોંધછે, પણ તે ઉતારવાની જરૂર લાગતી નથી, કારણ કે આટલા ઉપરથી વાચકવર્ગની ખાતરી થશે કે જાદુ ઉપર એમને સંપૂર્ણ અશ્રદ્ધા હતી; અને તે છેક સન ૧૮૪૯ની સાલથી કે જેવામાં એ ધાર્મિક ક્રિયાઓમાં વ્હેમી આચારને અનુસરતા. માતા ઉપર શ્રદ્ધા હતી તે છતાં માતાની પૂજાના અંગના મંત્રશાસ્ત્ર ઉપર એમને બિલકુલ ભાવ નહોતો.

બ્રાહ્મણોને ઘણું ખરું ભોળાનાથ જમાડતા, તેમને દક્ષિણા દાન કરતા, તોપણ તેમના ઉપરથી ચિત્ત ઊઠવાનો આરંભ ૧૮૫૯ની સાલથી થયો જણાયછે. તે સાલની તા. ૧૪ મી સેપ્ટેમ્બરના દિવસે નીચેનું લખાણ એમણે કર્યું હતું:—

"કૈલાસવાસી *કાકાનું શ્રાદ્ધ આજ છે. પિંડદાન કરવાનુ નથી પણ જાતીના માણસોને ભોજન છે. વિદ્વાન બ્રાહ્મણો આ સમયમાં નથી. એટલે હૃષ્ટપુષ્ટને જમાડવા એ કેવળ અણસમજુ માણસમાં અપકીર્તિ ના થાય વાસ્તે છે. બાકી ધર્મ કરવાનો રસ્તો જૂદો જ. દીન માણસને અવશ્ય આપવુ ને સરવે ઉપર દયા રાખવી એ મનુષ્યનો મુખ્ય ધર્મછે."

આ સમયથી એમના અભિપ્રાયમાં ફેર થવા માંડયો. ધાર્મિક વિચારનો જે ગૌણ ભાગછે તે હજી દૂર થયો જણાતો નથી પણ સત્યધર્મના સૂર્યનાં કિરણ સ્હેજસાજ દેખાવા લાગ્યાં.

ગ્રહણ વિશે આપણામાં જે વ્હેમ છે તથા ગ્રહણ થાય તેવખતે અભડાઇયે વગેરે મૂર્ખાઈથી ભરપૂર રીતછે તે ઉપર ભોળાનાથને કાંઇજ શ્રદ્ધા મૂળથી નહોતી, તે નીચેની નોંધ ઉપરથી જણાશે:—

"23 August 1859.

આજ રાત્રે સાતવાગે ચંદ્રગ્રહણ થયુ હતુ. * * * ગ્રહણને દિવસે ભુખા રહેવુ અને ગ્રહણ વખતે અભડાયા બેસવું એ રીત અજબછે. ગ્રહણથી ઈશ્વરી રચનાનો ચમત્કાર ઘણો છે. આગળ લોકો જ્યારે અજ્ઞાનાવસ્થામાં હતા ત્યારે ગ્રહણનો બનાવ જોઈને ભયભીત થયેલા, ને જોશી લોકો જે ગ્રહણ ગણિતથી જાણતા હશે તેમણે લોકોને બ્હીકમાં નાંખવા તરેહતરેહની યુક્તિયો કરીછે તે અસર હજી સુધી ઘણા લોકોમાં છે. તોપણ ઈશ્વરકૃપાથી કેટલાક લોકોના મનમાં સુધારાનાં તા. જ્ઞાનનાં અંકુર ઊગ્યાંછે."

ગ્રહણ રાહુ નામના અસુરની પીડાથી થાયછે વગેરે મૂર્ખાઈવાળી કલ્પના એ માનતા નહિં અને ગ્રહણનું ખરું કારણ જાણતા તે નીચેની નોંધ જોયાથી સમઝાશે:—

---

* ભોળાનાથ પોતાના પિતાને 'કાકા' કહેતા.

"૭ ફેબ્રુ. ૧૮૬૦.

આજ ચંદ્રગ્રહણ હતુ; પણ વાદળાંને લીધે દેખાયુ નહિં. પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર પડેછે તે નીચે પ્રમાણેઃ—




આ વાત અંગ્રેજ લોકના મત પ્રમાણે છે તેમજ આપણા શાસ્ત્રનો પણ અભિપ્રાય છે. ગ્રહલાઘવમાં छादयत्यर्कमिन्दु र्विधुं भूमिभाच्छादकच्छायमानैक्यखंड कुरु ॥ એટલે સૂર્યનો પ્રકાશ ચંદ્ર ઉપર પડેછે અને પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર પડેછે.

એરીતે ખરૂ કારણ મૂકી દઈને મૂર્ખ * * * રાહુની છાયા માનેછે તો. ચંદ્ર રાહુનુ યુદ્ધ થાયછે એમ ગણેછે * * * * * * ગ્રહણનું સૂતક લાગતુ નથી ભુખ્યા રહેવુ એપણ અજ્ઞાનપણું છે."

સન ૧૮૫૯–૬૦ થી ભોળાથના ધર્મસંબંધી વિચાર બદલાવા માંડ્યા જણાય છે. ૧૮૫૯ ના જૂન માસની ૩૦ મી તારીખે એમણે ધર્મસંબંધી કેટલાક વિચાર બતાવ્યાછે તે નીચે ઉતારિયે છિયે તે ઉપરથી માલૂમ પડશે કે એ વિચારમાં એકે તરફ બિલકુલ એકપક્ષીપણું જણાતું નથી. સામાન્ય ધર્મને લગતા એ વિચાર છે એમ પોતે પણ કહેછેઃ—

'30 June 1859.

સર્વે ધર્મવાળા કહી ગયાછે એ પ્રમાણે ચાલે તેને કાંઈ બાધ નથીઃ—

ઈશ્વર આપણો કર્તાછે, તે સર્વ ઠેકાણે વ્યાપકછે તેનો ભય રાખવો. નિરંતર સદ્ગુણે ચાલવું; કોઇને પીડા કરવી નહિં; શક્તિ પ્રમાણે લોકોને ઉપકાર કરવો. ઈશ્વરની ભક્તિ કરવી તે તેના ઉપર લક્ષ રહે એવી કરવી. બ્હારની ક્રિયા ઈશ્વરને કબૂલ નથી, મનુષ્યનુ દિલ કેવુછે તે ઈશ્વર જુવેછે."

આ ઉપરથી જણાઈ આવશે કે આ સમયે એમના વિચારમાં થોડો ફેર થયો, અને તે એ કે બ્હારની ક્રિયાથી ઈશ્વર પ્રસન્ન થતો નથી એમ એમનો અભિપ્રાય બંધાયો. એ રીતે ધીરે ધીરે એ ક્રિયાઓ ઉપર સંપૂર્ણ અશ્રદ્ધા

થયેલી આપણે આગળ જોઈશું. માતાની ભક્તિ કરતા તે વખતે બીજા ધર્મપંથ વિશે એમના શા અભિપ્રાય હતા તે કાંઇ બરોબર જણાતું નથી. પણ માતાની પૂજાને બ્હાને પણ વ્યભિચારાદિ દુષ્ટાચાર પ્રત્યે એમને ગાઢ તિરસ્કાર હતો. અને એ દુર્ગુણ વલ્લભાચાર્ય મતના અનુયાયી વર્ગમાં ઘણો પ્રચાર પામેલો છે એમ માનીને ભોળાનાથે નીચેના વિચાર દર્શાવ્યાછે:—

"17 August 1859.

આજ ચાર વાગ્યા પછે ગોસ્વામી ગોકુળોછવનાં દરશણને સારૂ ગયો. વૈશ્નવ માર્ગની ગાદી ઉપર છે, તે મહારાજનો સ્વભાવ શાંત અને વિદ્વાન્ અને સદ્ગુણી જણાય છે. માટે એમની પાસે જવાનું ચિત્ત થયુ; રૂ. ૫) ભેટ મુકયા. અહીંના ધર્માચાર્યો ઘણુ કરીને લોભીને દુર્ગુણી હોયછે તે પ્રમાણે ગોકુળોચ્છવજીની વર્તણુક નથી એ આચાર્યની પદવીને ઘટેછે; ને એવા ધર્મગુરૂ હોય તો જગતના લોકો કેવળ દુષ્ટમાર્ગે વળગ્યાછે તે સારા થાય. પણ અફસોસછે કે ઘણા * * વ્યભિચારી અને દુરાચારી હોયછે અને એવા લોકને માન આપનાર લોકો ઘણા મૂર્ખછે. ઈશ્વિર લોકોને સુબુદ્ધિ આપો."

પૂર્વે ગમે તેટલી બિમારી આવતી તોપણ દાક્તરનું ઔષધ ભોળાનાથ કરતા નહિ. તે વિશે પાછળના પ્રકરણમાં લખ્યુંછે. પણ તે વિચાર બદલાયા તે તથા માનતાઓ રાખવાની વિરુદ્ધના એમના વિચાર પણ નીચેની ટીકા વાંચ્યાથી જણાશે:—

"1 June 1860.

અહીં (ખેડામાં) દુષ્ટરોગ (cholera) થોડો થોડોછે. મૂર્ખ લોકો ઔષધ નહિ કરતાં માતાની બાધા રાખેછે, પાઘડીને ઠેકાણે ફાળીયુ બાંધેછે અને કેટલાક હાથે ચૂડી પેહેરે છે; અફસોસ છે કે અજ્ઞાનલોકો વેહેમથી હેરાન થાયછે ને કરવાના ઉપાય કરતા નથી."

આ નોંધ ઉપરથી જણાયછે કે માતા ઉપરથી એમની શ્રદ્ધા થોડીક દૂર થઈ. 'ઔષધ ન કરતાં માતાની બાધા રાખેછે' એ શબ્દ ઉપરથી સ્પષ્ટ જણાયછે કે માતાની દુઃખનિવારક શક્તિ ઉપરથી એમને આસ્થા હવે ગઈ. માતાની ભક્તિ કરવી એ ઉત્તમ માર્ગ નથી એવા વિચાર ત્યારપછી બે વર્ષે દર્શાવેલા આગળ માલૂમ પડશે.

વડનગરા નાગર ગૃહસ્થોમાં મૃતકાર્યનું ખાવું નહિ એવો સાધારણ નિયમછે; પણ સર્વ નિયમને અપવાદ છે તેમ આ નિયમ પણ અપવાદરહિત

નથી. એને અપવાદ એટલોછે કે વૃદ્ધ પુરુષ કે સ્ત્રીનું મરણ થયું હોય, તેમાં વળી તે મરનાર સુખી થઈ ગયું હોય, તો તેનું તેરમું તથા શ્રાદ્ધ સાંવત્સરિક સર્વ જમેછે—પણ તેરમાની પૂર્વેનો એક પણ દિવસ નહિં. આ સાપવાદ નિયમ પણ કાંઇક સારોછે. તેમાં પણ એ અપવાદ દૂર થઈને સાધારણ નિયમ એવોજ થવો જોઇયે કે મરણનિમિત્ત કાંઇ પણ ખાવું નહિં એજ જ્ઞાની માણસનું કામછે એમ ભોળાનાથ માનતા; તેની ખાતરી થવા નીચે એક બે ઉતારા આપિયે છિયે:—

"28 September 1861.

શ્રાદ્ધતિથિએ સારૂ ખાવુ તથા ખવડાવવુ એના સમાન બીજી અણસમજણ નથી. બ્રાહ્મણોએ પોતાના ફાયદા વાસ્તે મૂર્ખ લોકોને છેતરવા કેટલીક કલ્પિત ક્રિયાઓ બતાવેલી છે તેમાંની આ પણ એક છે. ધીમે ધીમે લોકો સુધરશે ત્યારે એ ચાલ બંધ થશે."

ત્યારપછી પાંચ વર્ષે સુધારા તરફ આકર્ષણ વધારે થયાથી નીચેની જરા સખત નોંધ કરી હતી:—

"7 March 1866.

મૃત્યુ થયા પછે મરનારની પાછળના માણસે બ્રાહ્મણો જમાડવા તથા તેમને દક્ષિણા આપવી એ બિલકુલ ફોગટ ખર્ચ છે. બ્રાહ્મણ લોકોએ પોતાના સ્વાર્થ અને મતલબમાટે ધર્મનુ કાર્યછે એવુ લાકડુ ઘાલી દીધુછે તેથી અજ્ઞાન લોકો વેહેમને લીધે નઠારા ધારાને વળગી રહ્યા છે. એ ખર્ચ ડાહ્યા માણસોએ જેમ બને તેમ કમી કરવુ જોઇયે ને તે કમી કરવા માંડશે તો ધીમે ધીમે નીકળી જશે. મરનારના સ્મરણાર્થે કાંઇ કરવુ જરૂર છે. મૂર્ખ મજબૂત બ્રાહ્મણોને જમાડવાથી કાંઇ નામ રહેતુ નથી. અક્ષય નામ થાય એવુ કરવુ જોઇયે તે આ જમાડવાનો ચાલ બંધ થાય તો માણસને બીજો રસ્તો સૂઝે. જેમ જેમ વિદ્યા વધતી જશે તેમ તેમ સારા રસ્તા નીકળશે."

આ ઉપરથી જણાશે કે બ્રાહ્મણો સ્વાર્થપર છે એમ એ માનતા હતા. શ્રાદ્ધ કરતી વખતે પિંડદાન આપવું બંધ કર્યું ત્યારથીજ એમને શ્રાદ્ધની બાળકના ખેલ જેવી હાસ્યાસ્પદ કલ્પના, તથા તે ઉપરથી સૂચવાતી આપણા લોકની ઇંદ્રિયને સુખકારક વસ્તુ ઉપર અત્યાસક્તિ ઇત્યાદિ તેને લગતી સર્વ મૂર્ખાઇયો સમઝાઈ, અને તેનીજ સાથે બ્રાહ્મણોની સ્વાર્થપરતા પણ એમના મતમાં દાખલ થઈ. આપણું કોઇ આપ્ત મનુષ્ય મૃત થાય તેમાં ખુશી શું થવાનું કે જમણવાર કરવો?

બ્રાહ્મણને ખવડાવ્યાથી મરનારને પ્હોચે છે એવી વાત માનીને લોક બ્રાહ્મણો જમાડે છે. પણ આ તો કેવળ હાસ્યાસ્પદ છે તે **ભો**ળાનાથ સારી પેઠે સમઝતા. કેટલાક નવીન પંડિતો, જેમણે ઊંચા પ્રકારની કેળવણીનો લાભ લીધોછે તેઓ, એમ કહેછે કે મનુષ્ય ગુજરી ગયું એટલે આ સંસારના દુઃખમાંથી છૂટી સદ્ગતિ પામ્યું માટે ખુશી થઈ જમવું જોઇયે. આવા પંડિતો આવું વાક્ય જમવાના લોભથી કાઢતા હશે કે રૂઢિને ગમે તેમ બંધ બેસાડવાનો વ્યર્થ પ્રયત્ન કરવાના હસનીય ઉદ્દેશથી, તેનો તુરત નિશ્ચય થઈ સકતો નથી. પણ આ બોલવું કાંઇ ડહાપણનું જણાતું નથી. સર્વનીજ સદ્ગતિ થાયછે એમ શા ઉપરથી સમઝવું ? સદ્ગતિ થઈ એમ ખાતરી હોય તોપણ નિરંતર વિયોગનું અસહ્ય દુઃખ ભોગવીને ઉત્સવ હોય તેમ મિષ્ટાન્ન જમવાં જમાડવાં એ શું ? આવા પંડિતોને ઈશ્વરકૃપાથી એ દુઃખનો અનુભવ કરવાનો પ્રસંગજ નહિં આવ્યો હોય, નહિં તો એ લોક આવી દલીલ બતાવી સકે નહિં. પણ એ પંડિતોને મ્હારી એટલીજ વિનંતિ છે કે આ થોડા શબ્દ હું તે સંબંધે કહુંછું તે ઉપર યોગ્ય લક્ષ આપે. આપણા ઇષ્ટ મિત્ર અથવા સગાં જેમની સાથે આપણને સારો પરિચય થયો હોય અને લાંબો સહવાસ થયો હોય તેનો થોડી મુદત વિરહ થાય એટલે તેને થોડા સમય પછી પાછા મળવાની આશાછે તેમ છતાં તેનાથી વિયુક્ત થતાં કેટલો ખેદ થાયછે એ ભાવયુક્ત મનુષ્યોને ખબર પડેછે; તો પછી જે આપણો બંધુ નિરંતર આપણને ત્યાગ કરી જાય તેના વિરહથી અને તેનો ફરી કદી સમાગમ થવાનો નથી તેવી નિરાશાથી કેટલું બધું દુઃખ અને પરિતાપ થાય ! સદ્ગતિ થવા વિશેની દલીલ સામે એટલુંજ કહેવાનું કે આપણો કોઇ બંધુ જેનાથી થોડી મુદતનો વિરહ થાય છે અને તે ગમે તો બહુ મ્હોટી પદવી મેળવીને આપણાથી દૂર જાયછે. તો તેના વિરહથી દુઃખ થઈ તેને ઊંચી પદવી મળે તેથી ખુશી થવાય, પણ તે આપણને મૂકીને જાય તે વખતે તેને વળાવીને મ્હોટો ઉત્સવ ના થાય. આ જરાક વિષયાંતર થયો છે. પણ આવી તરેહના અભિપ્રાય **ભો**ળાનાથના આ વિષયને સંબંધે હતા માટે આટલુ લંબાણથી વિવેચન કર્યુંછે.

શ્રાદ્ધમાં બ્રાહ્મણોને ખવડાવવું એ કાંઇ ખરો ધર્મ નથી અને પુણ્ય દાન કરવાનો સત્ય માર્ગ બીજો જ છે એવું **ભો**ળાનાથનું વાક્ય પાછળ ઉતાર્યું છે, અને તેનેજ અનુસરીને એમણે ખરાં દાન કરવાના અનેક રસ્તા લીધા હતા. ગરીબ વિદ્યાર્થીને વિદ્યા શીખવામાં એ સારી મદદ કરતા. વિદ્યાવૃદ્ધિ જેવા

ઉપયોગી કામમાં એમના અંતઃકરણપૂર્વક સાહાય્યનાં બે મ્હોટાં પ્રમાણછે. એક 'આપારાવ લાયબ્રેરી' અને બીજું 'ગુજરાત કૉલેજ ફંડમાં રૂ. ૩૦૦૦) આપ્યા હતા તે; આ બે વિશે પાછળ લખાણ થઈ ગયું છે એટલે આ સ્થળે પુનરુક્તિની જરૂર નથી. સન૧૮૬૧ની સાલમાં પણ એમણે દાન કરવાંના સત્ય માર્ગ વિશે નીચે પ્રમાણે લખ્યુંછેઃ—

"3 March 1861.

આજ ડેપ્યુટી જગજીવનદાસનું માણસ દુષ્કાળનાફંડની યાદ લઈને આવ્યું હતુ તેમાં રૂ. ૧૦૦) ભર્યા. આવા કામમાં માણસે શક્તિપ્રમાણે મદદ કરવી જરૂરછે. અજબ છે કે લોકો ખરો ધર્મ શો છે તે જાણતા નથી."

સન ૧૮૬૧ ની સાલમાં તે સમયના પ્રમાણમાં ભોળાનાથના ધર્મ-સંબંધી વિચારમાં એટલો સુધારો થયો હતો કે તે વર્ષમાં એમણે પોતાના દેવ (એટલે મૂર્તિઓ) આપી દીધા અને એ ક્રિશ્ચન થયા એવી વાત ચાલી હતી. તે વખતમાં એ મૂર્તિ પૂજતા હતા તેમ છતાં આવી વાત એમના વિશે લોકમાં ચાલી તેનું કારણ માત્ર એજ હતું કે એમના વિચારમાં તે વખતે પણ ઘણો ફેર થયો હતો. અને તે વિચાર એટલા પ્રકાશમાં પણ આવી ગયા હતા. આ સમયથી એમના વિચારને વધારે સંસ્કાર મળતો ગયો અને વધારે ઉન્નતિ પ્રાપ્ત થવા માંડી. તેના પુરાવામાં ધર્મ સંબંધી કેટલીક વ્હેમી ક્રિયાઓ વિશે એમણે લખ્યુંછે તેનું એક પછી એક અવલોકન કરવું ઉચિત છે. માતા તથા મહાદેવના ઉપર એમને શ્રદ્ધા હતી. માતાની દુઃખનિવારક શક્તિ ઉપરથી શ્રદ્ધા ખશેલી આપણે પાછળ જોઈ. હવે મહાદેવ વિશે શું કહેછે તે જોઇયેઃ—

"13 April 1862.

મહાદેવનો વરઘોડો ચડાવવો એ ગૌણી ભક્તિનું અંગ છે. સંપ્રદાય પડયો તે ચાલેછે."

હાટકેશ્વરનો વરઘોડો હતો તે સંબંધે આ લેખ છે.

આ લેખમાં ફકત વરઘોડા વિશે લખાણ છે પરંતુ એ ઉપરથી મહાદેવ વિશેની શ્રદ્ધાનો લોપ થવાનો આરંભ થયો એમ સ્પષ્ટ જણાય છે. મહાદેવ ઉપરની શ્રદ્ધા ગઈ ત્યારપછી તે વિશે કાંઇ લખાણ જણાતું નથી, પણ શ્રદ્ધા ગઈ તેનાં બીજાં પ્રત્યક્ષ પ્રમાણ ઘણાં છે. એજ હાટકેશ્વરના વરઘોડામાં એમણે કેટલોક ખર્ચ ઉઠાવેલો તે દિવસે દિવસે એ ઓછો કરતા ગયા, તેનું કારણ

એજ કે ભાવ ઊઠતો ગયો. માતાની પૂજા વિશે બુદ્ધિસંસ્કાર થયા પછી નીચેનું લખાણ કરેલું જણાય છે:—

"28 th May 1863.

આજ પાછલી રાત્રે નીકળ્યા તે આશાપુરી* માતાએ દશ વાગે આવ્યા. * * * * માતાની મૂર્તિઓ કાંસુ રૂપુ વગેરેથી સુશોભિત જુની તેથી અડાણી સલાટની ઘડેલી છે. માણસની કિંવા દેવીની મૂર્તિ બરોબર પ્રમાણમાં હોય ત્યારેજ શોભેછે. દેવીઓની મૂર્તિઓ ઘણું કરીને બિહામણી હોયછે. માણસો ઈશ્વરને જૂદે જૂદે આકારે માને છે તે રીતે કોઇક સ્ત્રીના આકારમાં માને અથવા માણસને સ્ત્રી હોય તેમ ઈશ્વરને પણ સ્ત્રી હોય એમ ગણી દેવી ઠરાવીને માને આ સરવે ગૌણી ભક્તિ એટલે ઊતરતી ભક્તિનાં લક્ષણ છે. પરાભક્તિનું જ્ઞાન થાય તેનુજ જીવવું ધન્ય છે! અસો! નિરીશ્વર-વાદવાળા નાસ્તિક કરતાં મૂર્તિપૂજક સારા છે તો પણ છેક વેહેમી હોય તે તો ઘણાજ દુ:ખી થાયછે ને બીજાને હેરાન કરેછે."

મૂર્તિપૂજકો, નાસ્તિક કરતાં સારા એમ લખ્યું છે તે સત્ય છે, પરંતુ ઉત્તમ ભક્તિ તો મૂર્તિપૂજા નથી એમ એમના મનનો આ સમયે સિદ્ધાંત થયો જણાય છે. દેવીપૂજાના વામમાર્ગ ઉપરનો એમનો તિરસ્કાર આપણે પાછળ જોઈ ગયા; પરંતુ દક્ષિણમાર્ગ ઉપરથી પણ શ્રદ્ધા આ સમયથી ગઈ. આશાપુરીમાતાએ પોતાની પૌત્રીને સારું તેની માએ બાધા રાખેલી માટે પોતે પણ સાથે ગયા હતા. પણ ત્યાંજ એમણે ઉપરના વિચાર દર્શાવ્યા હતા, તે ઉપરથી જણાય છે કે શ્રદ્ધા વિના ગયા હતા. તેમજ ચાલતા રિવાજ તથા રૂઢિનો માર્ગ છોડવાનો તે સમયે પ્રચાર થયેલો નહિં તેથી ગયા હતા. તેજ કારણસર ૧૮૬૯ માં પોતાના પુત્રના મરણના થોડા દિવસ પ્હેલાં અંબાજી ગયા હતા. ત્યાં એમના પિતાએ અસલથી ટકોરખાનું બેસડાવ્યું હતું, એટલે ત્યાં હરરોજ ચોઘડિયાં વાગે અને તેનું ખર્ચ સારાભાઇ આપે એ રીતનો બંદોબસ્ત હતો. એ ખર્ચ હાલ તો ઘણાં વર્ષથી એમના કુટુંબ તરફથી મળતો એમણે પોતેજ બંધ કર્યો છે. પણ ભોળાનાથ પોતે ૧૮૬૯ માં અંબાજી ગયા ત્યાર પ્હેલાંનો એ બંધ કરવાનો વિચાર હતો; પણ તે સાલના જુલાઈ માસ સુધી કેટલાક કારણસર બંધ કરી સકાયો નહોતો; તે વિશે એમણે નીચેની નોંધ સકારણ લખી રાખી હતી; ને તેમાં અંબાજી

* આશાપુરીનું મંદિર પેટલાદ પાસે છે.

વિશે પણ કેટલાક વિચાર દર્શાવેલા છે; તે ઉપરથી **એમને ધર્મસંસ્કાર** થયાનું પ્રમાણ મળશે તેની સાથે એમની નિષ્પક્ષ સ્પષ્ટ બોલવાની ટેવ પણ જણાશે, તે એટલે સુધી કે પોતાના પિતાની પણ એકાદ બે ખામી વિશે સ્પષ્ટ પણ સમર્યાદ એમાં લખ્યું છે તે જણાશેઃ—

"આખા ગુજરાત તથા કાઠીયાવાડમાં **અંબાજી**નું માહાત્મ્ય ઘણુંજ છે; અને ઘણી મુદતથી લોકોની એ દેવી ઉપર શ્રદ્ધા છે. સુમારે ૧૦૦૦ વર્ષ એ **અંબાજી**નું સ્થાન બંધાયે થયાં હશે એમ ધારી સકાય છે. અમે આ વર્ષમાં ત્યાંહાં ગયા હતા. એ મંદિર ક્યારે બંધાયુ તેનો જુનો લેખ જોવામાં આવ્યો નહિ. કુંભારીયાનાં દેહેરાં જોયાં; **વિમળ** ઉપર માતાનો કોપ થયો ને દેહેરાં બળી ગયાની દંતકથા ચાલેછે અને તેથી **અંબાજી**ના કોપથી ભોળા વેહેમી લોકો ઘણા બીહેછે. એ પાહાડમાં જ્વાળામુખી પુરી નહિ નીકળવાથી Eruption થયેલુ. તેથી બળેલો ભાગ જણાય છે તે કારણ દેવીનું મહાત્મ્ય વધારવાને ઠીક ફાવેછે. આવી વાત જુની વખતમાં કહીયે તો લોકો માને નહિં અને હાલ પણ લોકોનો ઘણો ભાગ વેહેમી છે તે **વિમળ** ઉપર કોપનીજ વાત ખરી માનેછે. ઈશ્વરકૃપાથી વિદ્યાનો લાભ કેટલાક લોકો લેછે તેથી જ્ઞાનવાન્ તથા વિદ્વાન લોકો **અંબાજી**નો કોપ થયેલો તે કદી માનવાના નહિ. અજ્ઞાન અને વેહેમથી લોકો ખરૂં કારણ શુ છે તેનો મનમાં વિચારજ ઉત્પન્ન કરી સકતા નથી, તો સુધરે એવું ક્યાંથી બને? હું પોતેજ કબૂલ કરૂછુ કે સંવત્ ૧૯૦૦ ના. સંવત્ ૧૯૦૪ ની સાલમાં હું **અંબાજી** ગયો હતો ત્યારે એ દેવીને વાસ્તે લોકો જે જે ખોટી વાતો કરેછે તે હું ખરી માનતો પણ આજ કેટલાક વર્ષથી ઈશ્વરકૃપાથી ખરો વિચાર કરવાની શક્તિ આવ્યાથી બધો વેહેમ જતો રહ્યો છે. બીજી પાષાણની મૂર્તિઓ પ્રમાણે **અંબાજી** પથ્થરનો ગોખલો છે. જડ વસ્તુ ઈશ્વર હોયજ નહિ વળી અમુકજ ઠેકાણે દેવ કે દેવી રહેછે એ માનવું કેવળ મૂર્ખ કે ભોળા લોકનુ છે. લોકો કહેછે તે પ્રમાણે **અંબાજી**નાં જુદાં* જુદાં રૂપ જણાતાં નથી; અને એ વાત ખોટી છે. ભાવડાં લોકો ત્યાં પાડો મારેછે, એવી દેવી ઉપર હલકા અને અજ્ઞાની લોકો શ્રદ્ધા રાખેછે.

"હવે, ઘણા લોકો પ્રમાણે મારા બાપને શ્રદ્ધા હતી; અને તેમની ઉદાર-

---

* લોકો એમ માનતા અને માનેછે કે આરાસુર ઉપરની અંબાજી દિવસમાં જૂદે જૂદે વખતે જુદાં જુદાં રૂપ બદલે છે. વ્હેમી દશામાં ગયેલા તે વખતે ભોળાનાથે આમ રૂપ બદલાતાં—શ્રદ્ધાજન્ય કલ્પનાને બળે—દીઠેલાં, અને આ સમયે ગોખલોજ દીઠેલો, એમ એમનું બોલવું થતું.

તાને લીધે, બીજી વાત હદ ઉપરાંત હતી તેમજ શ્રદ્ધાથી ખર્ચ કરવામાં એ હદ રાખતા નહિ. એ ખર્ચ તેમના મનમાં ઉપયોગી હશે પણ સમજુ લોકો એને કેવળ વ્યર્થ અને ફોગટ ગણેછે. વળી તેમને અભિમાન તથા મોહોટાઈ માનવાની ટેવ હતી તેથી લોકોના ચઢાવ્યાથી માતાજીમાં નોબતખાનુ બેસાડવવુ એમ એમના મનમાં આવ્યું. મુનશીજીવાળા નગારાં બેસાડી દેછે એમ લોકોએ તેમને જુઠુ સાચુ સમજાવ્યુ તેથી પોતે ઘણી જલદીથી સંવત્ ૧૮૯૭ ની સાલમાં નોબતખાનુ બેસાડ્યુ; દરસાલ ચારસે રૂપૈયાનો ખર્ચ બાંધ્યો. આ ખર્ચ કેવળ નકામો છે એમ મારા તથા છોકરાઓના મનમાં ઘણા વર્ષથી આવેલુછે; પણ તે છોકરાઓ લોકોમાં અપકીર્તિ થાય એ બીહીકથી એ ખર્ચ બંધ કરવાની હિંમત ચલાવતા નથી. પરિણામે આ વર્ષના આરંભમાં તો એ ખર્ચ બંધ કરવાનો નિશ્ચય કર્યો હતો તોપણ વૈશાખ માસમાં અંબાજી ગયા ત્યાં સુધી એ ખર્ચ કાયમ રાખેલો જોવામાં આવ્યો. છોકરાનો બિચારાનો વાંક નથી કેમકે ઉમર થોડી તેથી લોકોની ખોટી નિંદાથી બિહેછે. હવે, એ ખર્ચને વાસ્તે બાબારાવના વિચારમાં આ વર્ષ ચલાવવુ ને પછે બંધ કરવુ એમ છે. હું એ વિચારથી મળતો નથી. જ્યારે બંધ કરીશુ ત્યારે નિંદા તો થવાની. માટે તુરત બંધ કરવો એમ મારો પોતાનો અભિપ્રાય છે. બંધ કરતાં વાર લગાડી તો આજસુધી થયુ નહિ, તે પ્રમાણે બંધ થવાનુ નથી. મારે એ બાબત કાંઈ આગ્રહ નથી કે હવડાંજ બંધ કરવુ; પણ મેહેં મારો વિચાર છે તે બતાવ્યો છે, આ ખર્ચ ફોગટ અને નકામોછે. માટે હું તો એ ખર્ચ જ્યાં સુધી બંધ નહિં થાય ત્યાં સુધી નકામા ખર્ચથી આપણે આપણું નુકસાન કરીયે છીયે એમ માનીશ. બંધ કરો કિંવા ન કરો મેહે મારા વિચાર બતાવ્યાછે તે એટલાવાસ્તે કે મારાં છોકરાંઓ તથા તેનાં છોકરાંઓ આ અભિપ્રાય વાંચે તો મારે માથે દોષ ના મૂકે કે દાદા નકામો ખર્ચ વળગાડી ગયાછે. માટે હું પોતે નિર્દોષ થવામાટે આટલી વાત આ ઠેકાણે નોંધી મુકુંછું."

આટલી લાંબી નોંધ આ સ્થળે ઉતારવાનું મુખ્ય કારણ તો માતા ઉપરથી એમની શ્રદ્ધા ગઈ છે અને તે વિશે એમના શા વિચાર છે તેનો વાચકોને ભાસ આપવો એજ છે. પણ એ ઉપરથી એમની વૃત્તિઓ તથા વર્તન વિશે બીજા પણ વિચારની સૂચનાઓ થાયછે. પ્રથમ તો એમની સ્પષ્ટ વાણીનો આ એક નમૂનો છે; બીજું, એમાંથી એમની ઉદારતા જણાયછે; અને ત્રીજું, સર્વથી ઉપયોગી એ છે કે એ લેખ ઉપરથી એમની હિંમતનું

પ્રમાણુ મળેછે. એમના પુત્રોને એ ખર્ચ બંધ કરતાં નિંદાનો ભય લાગતો હતો; જે પુત્રોએ અંગ્રેજી ઊંચા પ્રકારની કેળવણીનો લાભ લીધો હતો, જે પુત્રો તે વખતમાં નવા વિચારના, સુધારાવાળા ગણાતા હતા, તે પુત્રોને આવા ન્હાના કાર્યમાં અપકીર્તિનો ભય રહેતો હતો; અને જે પુરુષને નવી ઊંચી કેળવણીનો શાળામાંથી લાભ મળેલો નહિં, જે વ્હેમમાંજ ઊછર્યા હતા, જેમણે ચાળીસ ઉપરાંત વર્ષ વ્હેમી ક્રિયામાં ગાળ્યાં હતાં, અને જેમને લાંબી મુદતસુધી માતા ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી, તેજ પુરુષે તેની તેજ દેવી વિશે ઉપરનો લેખ લખ્યોછે, અને તેજ માતાના સંબંધમાં પોતાને ઘેરથી નકામો ખર્ચ બંધ કરવા વિશે અંતઃકરણની સૂચના કરીછે, અને ન થઈ સક્યાથી થયેલો ખેદ બતાવ્યો છે. આ બંનેમાં વધારે સંસ્કાર કોને મળ્યો કહેવાય? અને વધારે કેળવાયલું કોણ કહેવાય? નિઃસંશય **ભોળાનાથ.** જેમણે આટલી હિંમતથી જડ વસ્તુ ઉપરથી પોતાની આવી શ્રદ્ધા ખશેડી તેમનેજ સર્વ માન ઘટેછે અને તેજ ખરા કેળવાયલા અને સંસ્કાર પામેલા કહેવાય.

આ ઉપરથી તીર્થયાત્રાના વિષય ઉપર સહજ આવી સકાય. **ભોળા-નાથ** પૂર્વે જ્યારે વ્હેમી આચાર પાળતા, ત્યારે **અંબાજી** વગેરે સ્થળોએ ગયા હતા, ત્યાં સર્વ વ્હેમી ક્રિયા કરી હતી. **નર્મદા**સ્નાન વગેરે સર્વ આચાર એમણે કર્યા હતા. પણ એમને બુદ્ધિસંસ્કાર મળ્યા પછી એટલે ૧૮૬૪–૬૫ પછી જે જે સ્થળે ગયા હશે (ત્યારપછી બહુચરાજી, ઊંટડીયા, **કાશી,** વગેરે યાત્રાસ્થાને ગયા હતા) તે તે જગાએ પોતે તથા પોતાના પુત્રોએ બિલકુલ સ્નાનાદિ આચાર પાળ્યા નહોતા. એમના કુટુંબના સ્ત્રીવર્ગમાંથી કેટલાકે એવા આચાર **બહુચરાજી** સન ૧૮૭૨ માં ગયા ત્યારે કર્યા હતા. પણ એમની **કાશી** તરફની મુસાફરી વખતે તો એમના કુટુંબમાંથી જે એમની સાથે ગયા હતાં તેમાંનાં કોઇયે સ્નાનાદિ નિષ્ફળ વિધિ કર્યા નહોતા. બીજી મુસાફરિયોં વખતે યાત્રાના ધામમાં એમણે એ આચાર નથી કર્યા, તથા ત્યાંની બીજી હકીકત સર્વ પોતે લખી રાખીછે, પરંતુ **કાશી** તરફ પ્રયાણસમયે એમણે જે નોંધો લીધીછે તે, તથા તે મુસાફરી પછી એમણે પોતાના મિત્રને મુસાફરીનો હેવાલ લખ્યો છે તેમાંથી કેટલુંક આ જગાએ ઉતારવા લાયક છે તે પ્રસંગે પ્રસંગે ઉતારીશું. પ્રથમ તો એમણે યાત્રાના સ્થળ વિશે શું લખ્યુંછે તે જોઇયે. **પ્રયાગ** વિશે લખેછે કેઃ—

"14 January 1877.

હજારો લોકો અહીં ત્રિવેણીસ્નાન કરવા આવેછે; તીર્થનાં માહાત્મ્ય

બ્રાહ્મણ લોકે રચીને પોતાના સ્વાર્થ સાધવાને લોકોને ફસાવ્યા એનું પાપ તે રચનારને માથેછે. પાતકનો ખેદ તથા તેનો પશ્ચાત્તાપ કરવો એ વાત, તીર્થનાં માહાત્મ્ય માનવાથી લોકોના મનમાંથી કેવળ જતી રહીને, કેવળ મેષપાલ જેમ ગાડરાંને દોરી જાયછે તેમ બિચારા અજ્ઞાન લોકો વેહેમને રસ્તે દોરાઈને કેવળ ભ્રાંતિમાર્ગે ભટકતા ફરેછે. અહીં ત્રિવેણીસ્નાન તા. મુંડનનું મહાત્મ્ય છે પણ મેં તે કર્યું નથી. મારી સાથે જીવુ તા. મનુ તા. છન્ છે તેમણે પણ સ્નાન કર્યું નથી. આથી લોકો ઘણીજ નિંદા કરશે પણ સત્યને વળગી રહેવુ ને મૂર્ખ લોકોની નિંદાથી ન બીહવુ એમ દૃઢ નિશ્ચય કર્યોછે તે પાળવાનુ ઈશ્વર સામર્થ્ય આપો."

કાશી વિશે નીચે મુજબ લખેછે:—

"30 January 1877.

સવારમાં વેણીલાલજીના મકાને ગરમ પાણીથી નાહીને વિશ્વનાથનું દેહેરૂ જોવા ગયા. ગોવિંદશંકર સાથે હતા તેમણે મહાદેવને ફુલ ચઢાવવાનું કહ્યું પણ મેં ના કહી. * * * * * ગંગામા આખા શેહેરની વસ્તિના લોકોનાં મળમૂત્રનુ પાણી જાયછે. * * * કાશીમાં શેહેરમાં રસ્તા સાંકડાછે તથા ગટરોછે તથા વસ્તી ઘણી સાંકડી હોવાથી તબીયત ઘણી ગભરાયછે. તનદુરસ્તને પણ કાશી સારૂ નથી. ભોળી શ્રદ્ધાવાળા * * * લોકોને કાશીમાં ગમે અથવા પુરી માને; પણ વિદ્વાન્ અને વિચારવાન્ માણસોને કાશીમાં રહેવુ ગમે નહિ. તીર્થમહાત્મ્ય ખરૂ માનવાથી લોકો છેક અધમ સ્થિતિએ આવ્યા છે તેથી એ લોકોની ઘણી દયા આવેછે."

એ મુસાફરીનો તફસીલવાર હેવાલ લખવાની જરૂર નથી, તથા આ સ્થળ પણ નથી; પરંતુ યાત્રાના ધામમાં એમણે વ્હેમી આચાર બિલકુલ કર્યો નથી તે જાણવાને વાસ્તે, એમણે જે પત્ર રા. બા. મહીપતરામ રૂપરામ ઉપર તા. ૨૫ મી ફેબ્રુઆરી ૧૮૭૭ ને દિવસે મુંબાઈ આવીને લખ્યો હતો અને હિતેચ્છુમાં પ્રસિદ્ધ થયો હતો તેમાંના એક ભાગનું અવલોકન કરિયે:—

"We saw some remarkable places at Benares. It is an old and ancient place. The temple of Vishwanâth is not very large. The old *linga* is not in existence. It was broken by Alamgir. The people are very orthodox, and the beggars very troublesome. Gagâbhai, minister of Bhownagar, was much praised by the caste-

people, especially the beggars, as he performed a *Mahârudra* and gave *dakshina* to the Brâhmanas; while my conduct towards these people being quite the reverse they did not like me. I did not prefer to bathe in the filthy and dirty waters of the Ganges. The Manikarniká Ghat which is much celebrated, is very filthy, the drainage water and other filth entering into the river there. Nor did I give any feast or *dakshinas* to the caste Brâhmans. My Tîrtha-priest did not come to me as I did not go to bathe. I think they might have hated me very much, though they could not dare speak to my face."

૧૮૭૨ ના આખરમાં જ્યારે **ભોળાનાથ** બહુચરાજી ગયા હતા ત્યારે એમની તરફથી ત્યાં થાળ થઈ હતી; પોતે સ્નાનાદિક કાંઇ કર્યું નહોતું; **માનસરોવરની** અસ્વચ્છતા વિશે લખી રાખેલું પણ છે; તોપણ તે સમયે એમની થાળ થઈ હતી તેનો સબબ એજ કે એમના વિચાર આગળ સંપૂર્ણ વધ્યા નહોતા. પણ સ્નાન કર્યું ન્હોતું તેથી જણાયછે કે એમણે પોતાના નિયમનું ઉલ્લંઘન કર્યું નહોતું. થાળ થવા દીધી તે ફક્ત પોતાની સાથે આવેલા વ્હેમી વર્ગને નાખુશ ન કરવા માટે. ત્યાર પછી ચાર વર્ષે ઉત્તર હિંદુસ્થાનની મુસાફરી કરી તે વખતે **કાશી, મથુરા,** અને **પ્રયાગ** જેવાં મ્હોટાં ધામમાં કિંચિત્ માત્ર વ્હેમી આચાર પોતે અથવા પોતાની સાથેના શિષ્ટ મંડળમાંથી કોઇયે કર્યો નથી. અને તે પણ આસપાસ તે તે જગામાં પોતાના ઓળખીતાની તરફથી ઉત્તેજન તથા આગ્રહ છતાં, ત્યાં સ્નાનદાનાદિ કાંઇ પણ કર્યું નથી, અને તે વિશે પોતે પોતાના મિત્રને લખ્યું અને પ્રસિદ્ધ પણ કર્યું; એ ઉપરથી જોવાનું કે એ ચાર વર્ષમાં એમના વિચાર કેટલા આગળ વધ્યા, કેટલા વધારે ઉન્નત થયા, અને કેટલા વધારે સંસ્કાર પામ્યા. આ ઉપરથી વાચકવર્ગની ખાતરી થશે કે તીર્થયાત્રા વિશે પણ એમના વિચાર દિવસાનુદિવસ સુધરતા ગયા, તે એટલે સુધી કે તીર્થ ઉપરથી બિલકુલ ભાવ ગયો. તેનાં પ્રમાણમાં ઉપરની નોંધો ઉતારી છે તે ન્યૂન લાગતી હોય તો નીચેનો એમનો અભંગ વાંચવોઃ—

## અભંગ ૧૬.

નહિં ગંગાસ્નાને, નહિં જલપાને,
નહિં વ્રત દાને, પાપ જાય. ૧
મનમલિનતા શુદ્ધ કીધા વિના,
ધ્યાન ઉપાસના સર્વ વૃથા. ૨

વૃથા સર્વ તીર્થ, વૃથા સર્વ તપ,
વૃથા સર્વ જપ, કર્મ વૃથા. ૩

હિંદુઓમાં વ્રત કરવાનો જે વ્હેમી આચાર છે, અને જેથી અનેક પ્રકારનાં નુકસાન તે કરનારને તથા જનસમૂહને થયાં છે અને થાયછે, તે વિશે ભોળાનાથનો શો મત હતો તે જોઇયે. પૂર્વાવસ્થામાં તો એકાદશી, જન્માષ્ટમી, શિવરાત્રી, વગેરે ઘણાં ખરાં વ્રત એ કરતા હતા. પણ જેમ જેમ વિચાર સુધરતા ગયા, તેમ તેમ એનાથી થતાં નુકસાન એમની નજરે પડતાં ગયાં, અને એની નિષ્ફળતા ધ્યાનમાં આવતી ગઈ; અને ત્યારેજ એમણે સર્વ વ્રતનો ત્યાગ કર્યો. વિચાર સંસ્કાર પામતા ગયા તેમ તેમ ધીરે ધીરે વ્રત કરવામાં એ ફેરફાર કરતા ગયા હતા; જેમકે, પ્હેલાં નવરાત્રિમાં ફળાહાર કરતા, પણ તે બંધ કરી પછી દશમી ખાતા થયા, પછી એ વ્રતનો સમૂળ ત્યાગ કર્યો. સર્વ કરતાં શ્રાવણીને દિવસે જનોઈ બદલતાં જે કુત્સિત અને નિંદ્ય વિધિ કરવો પડેછે તે જાણી સર્વ સુઘડ જનોને ત્રાસ થયા વિના રહે નહિં. આશ્ચર્ય છે કે નાગરની જાત સર્વ કરતાં સ્વચ્છતામાં પ્રથમ પદ ધારણ કરનારી છતાં તેમાંના ઘણાકના મનમાં હજી એ વિધિની અસ્વચ્છતા આવતી નથી. એ વિધિ એવો છે કે જનોઈ બદલતાં અમુક સમયે ગોમૂત્રનું પાન કરવું તથા ગાયનું છાણ અંગ ઉપર થોડું લગાડી તેને પછી પોતાની જિવ્હા ઉપર મૂકવું. એ વિધિનું મૌર્ખ્ય ભોળાનાથના મનમાં સન ૧૮૬૨ માં આવ્યું, અને ૧૮૬૩ થી એ ગલીચ વિધિ કરવો બંધ કર્યો. તે વિશે એમણે નીચે મુજબ લખ્યું છેઃ—

"28 August 1863.

શ્રાવણી આજ અમદાવાદમાં કરી. જનોઈ બદલ્યું. શરીરશુદ્ધિને અર્થે ગોમૂત્ર તથા ગોમય (ગાયનું છાણ) નાંખીને પંચગવ્ય પીવાની જુની જંગલી રીતછે; આ કુત્સિત પદાર્થ ખાવો એવું સાંપ્રત કાળના મહાન્ બુદ્ધિમાન લોકોની નજરમાં યોગ્ય જણાતું નથી. મારી બુદ્ધિમાં પણ મૂત્રાદિક પદાર્થ ભક્ષણ કરવો એ કેવળ મૂર્ખ અજ્ઞાનીની રીતછે માટે એ પંચગવ્યનો મેં સ્વીકાર કીધો નથી. અણસમજવાળા તથા કેવળ ધર્માંધ લોકો એ પદાર્થને બહુ માન આપી શરીરશુદ્ધ્યર્થે પશુમૂત્ર તથા વિષ્ટા ખાયછે તે જોઇને હસવુ આવેછે, દયા આવવા જેવુ છે કે લોકો બિચારા ક્યારે સમજશે."

આ શિવાય એ બીજાં વ્રત પણ પૂર્વે કરતા, જેવાં કે શિવરાત્રી, એકાદશી, જન્માષ્ટમી. જન્માષ્ટમીને દિવસે ફળાહાર કરવો બંધ કરી દશમી ખાવા માંડી,

અને ત્યાર પછી એ વ્રત સમૂળગું મૂકી દીધું. તેમજ બીજાં વ્રત પણ પૂર્વે કરતા તે સર્વ ઉપરથી, જેમ જેમ વિચાર સંસ્કાર પામતા ગયા, તેમ તેમ શ્રદ્ધા ઊઠતી ગઈ, અને ખરું વ્રત શું છે તે સમઝાયું. આવા બાહ્યોપચારયુક્ત વ્રત ઉપરથી શ્રદ્ધા ગઈ એટલે સત્ય ભાષણ, સન્માર્ગવર્તનાદિક ખરાં વ્રત છે તે ઉપર ભાવ થયો, અને નિરર્થક દાંભિક વ્રત કરવાં મૂકી દીધાં. એ સર્વ વ્રત બંધ કર્યાં પણ તે વખતે વ્રતોદ્યાપનનો નિષ્કારણ વિધિ કર્યો નહોતો.

ગ્રહાદિકના વ્હેમનો વિષય લેતા પ્હેલાં વલ્લભાચાર્યના મત વિશે ભોળાનાથનો શો અભિપ્રાય હતો તે જોઇયે. ગોસાંઇજી મહારાજોની વિદ્યા તથા નીતિ વિશે એમણે જે લખ્યું છે તેનો ઉતારો પાછળ એક સ્થળે કર્યો છે. વૈષ્ણવ માર્ગમાં બીજા માર્ગ કરતાં એક પ્રકારનો ભ્રાતૃભાવ છે* એમ એમનું માનવું હતું. પણ બીજી રીતે વૈષ્ણવ માર્ગમાં કાંઇ પણ રુચિકારક અંશ નથી, તથા એ માર્ગથી તથા વામમાર્ગથી દુરાચાર આપણા દેશમાં ઘણો વધ્યો છે એમ ભોળાનાથ માનતા. વૈષ્ણવ માર્ગના પ્રચારથી વ્યભિચાર અને વામમાર્ગથી મદ્યપાન તથા બીજા પણ અનીતિમાન્ આચાર ચાલ્યા છે એવું એ માનતા. ભોળાનાથ હમેશ કહેતા કે અંગ્રેજી રાજ્યની, અંગ્રેજી વિદ્યાની, અથવા અંગ્રેજોના સહવાસની, અસર લાગ્યાથી જે હિંદુઓ મદ્યપાન કરતાં શીખ્યાછે તે લોકોને મદ્યથી થતી હાનિ સમઝાવ્યાથી આજ નહિ તો કેટલેક કાળે પણ મદ્યપાનનો તેઓ ત્યાગ કરશે; પણ જે ધર્મને બ્હાને મદ્યપાન કરેછે તેમાંથી મદ્ય દૂર થવું બહુજ અશક્ય છે. વલ્લભાચાર્યમાર્ગનો મુખ્ય દેવ કૃષ્ણ તેને વિશે ભોળાનાથે નીચે પ્રમાણે પોતાના વિચાર બતાવ્યા છેઃ—

" 5 Septumber 1863.

આજ જન્માષ્ટમી છે. કૃષ્ણના જન્મદિવસને માન આપીને ઉપોષણ કરવું એ રૂઢિ પ્રાચીન કાળ એટલે કૃષ્ણ પછેની હશે. કૃષ્ણને ઈશ્વર માનવા

---

* " ઊંચનીચ મ્હારે મનકાણ મને ભજે તે મ્હારા માણ.
વિપ્ર મુજમુખ સહુ ગુણ ભર્યો શ્વપચથકી તે નીચો ઠર્યો.
શ્વપચ જાતિ થઇ મુજને ભજે તેને અતિ ઉત્તમ પણ થજે;
* * * * * * *
* * * * * * *
જાતિભાવ વૈષ્ણવમાં ધરે તે નિશ્ચે નરકે સંચરે."
દયારામકૃત " હરિભક્તચંદ્રિકા "—કડી ૩૦—૩૨. જુવો.

એ ઇશ્વરી નિયમથી ઉલટું છે માટે હું તો એમને ઈશ્વર માનતો નથી. દેહધારી કદી ઈશ્વર થઈ સકતો નથી. પ્રાચીન અજ્ઞાન અવસ્થામાં તેમ હવડાં પણ મૂર્ખ લોકો શૂરા અથવા કાંઈ વિશેષ પરાક્રમવાળા માણસને ઇશ્વિરાવતાર કહેછે તેમ કૃષ્ણને કહેતા હશે પણ ઈશ્વરદત્ત બુદ્ધિથી વિચાર કરતાં તે મનુષ્ય હતા એટલુંજ નિશ્ચય થાયછે. એમના જન્મદિવસે ઉપવાસ કરવામાં મારી નજરમાં કાંઈ ફળ હશે એમ લાગતું નથી. શ્રદ્ધાવાળાને થતું હશે કે નહિ તે તો ઈશ્વર જાણે."

હિંદુસ્થાનમાં હાલના ધર્માચાર્યમાંથી ઘણે અંશે અનિષ્ટ કાર્ય કરનારા તથા પોતાની ફરજ પ્રમાણે નીતિને માર્ગે ચાલનારા નથી એવો એમનો અભિપ્રાય થયાથી, સન ૧૮૮૨ થી ૧૮૮૫ સુધીમાં અભંગમાળા રચી હતી તેમાં તે વિશે નીચેના વિચાર દર્શાવ્યા છેઃ—

નથી મારે કિંચિત્ કોઈ સાથે દ્વેષ ।<br>
પણ થાય ક્લેશ અધર્મથી ॥ ૧ ॥<br>
દુષ્ટધર્માચાર્યો બગાડે છે લોક ।<br>
થાય બહુ શોક જ્ઞાનિયોને ॥ ૨ ॥<br>
અબલા સ્ત્રિયોને બતાવે અનીતિ ।<br>
બગાડેછે રીતિ સર્વ તેની ॥ ૩ ॥<br>
પતિવ્રતાધર્મ કરાવેછે ભંગ ।<br>
દુર્જનનો સંગ કહું સત્ય ॥ ૪ ॥<br>
કોઈ ન કરશો કે'વા થકી કોપ ।<br>
કર્યો ધર્મલોપ દુર્જનોએ ॥ ૫ ॥<br>
દેશ દુઃખી જોઈ આવેછે રુદન ।<br>
હવે તો સહન થતું નથી ॥ ૬ ॥<br>
દેશમાં થયો છે અધર્મ અપાર ।<br>
હવે નહિ વાર કરો પ્રભુ ॥ ૭ ॥<br>
દયા લાવી દેવ બતાવો સ્વધર્મ ।<br>
સર્વ શુભકર્મ ગયા ભૂલી ॥ ૮ ॥

તેમજ આ દેશની ધાર્મિક સ્થિતિની વિચિત્ર અસ્તવ્યસ્તતાને લીધે ધર્મના અનેક પંથ થઈ ગયા છે તે સંબંધી પણ એમણે પોતાનો અભિપ્રાય એજ ગ્રંથના નીચે લખેલા અભંગમાં બતાવ્યો છેઃ—

જુઓ જન લોકો અતિ અનાચાર ।
પામ્યો છે પ્રચાર જગતમાં ॥ ૧ ॥
જુદા જુદા ધર્મ જુદા જુદા પંથ ।
જુદા જુદા ગ્રંથ પ્રત્યેકના ॥ ૨ ॥
એક કુટુંબમાં જુદા જુદા મત ।
જુદાં જુદાં વ્રત દેવ જુદા ॥ ૩ ॥
કોઇ માને હરિ કોઇ માને હર ।
પૃથક મંદિર બાંધે તેનાં ॥ ૪ ॥
કોઇ પૂજે પશુ કોઇ પૂજે વૃક્ષ ।
કોઇ પૂજે યક્ષ રાક્ષસને ॥ ૫ ॥
કોઇ મારી પશુ આપે બલિદાન ।
કોઇ મદ્યપાન માને ધર્મ ॥ ૬ ॥
અધર્મ તે ધર્મ અનીતિ તે નીતિ ।
એવી ધર્મસ્થિતિ થઈ દેવ ॥ ૭ ॥
દુર્ભાગ્યથી થયો સત્યધર્મલોપ ।
પ્રભુ કેમ કોપ કીધો તમે ॥ ૮ ॥

કાંઇ પણ કાર્ય સરવાને વાસ્તે કોઇ પણ જાતની માનતા અથવા બાધા રાખવાની રીત ભોળાનાથે પોતાના પૂર્વાશ્રમમાં કરી હતી. પરંતુ જ્યારે સર્વ વિચાર સુધર્યા ત્યારે માનતા બાધાની નિષ્ફળતા પણ દૃષ્ટિયે પડી અને એ રીતનો એમણે ત્યાગ કર્યો.

ગ્રહ તથા ફળાદેશ ઉપર છેક પૂર્વે એમને શ્રદ્ધા હતી. પરંતુ બીજા વિચાર સુધરતા પ્હેલાં એના ઉપરથી શ્રદ્ધા દૂર થઈ હતી, અને હરેક મનુષ્ય, જે એ વ્હેમને માનનાર હોય, તેને એ કહેતા કે "એ સર્વ જુઠું છે, મેં સર્વ જોયું છે, મને પૂર્વે શ્રદ્ધા હતી અને હાલ જુઠું છે એમ અનુભવ થવાથી શ્રદ્ધા ગઈ છે." તેને સંબંધ એમણે ઘણું લખેલું જણાતું નથી પરંતુ નિરંતર વાતચીતમાં તથા મંડળીમાં બોલતાં અનેકવાર એમણે કહ્યું છે કે એ માત્ર વ્હેમ છે, એમાં સત્યાંશ કાંઇજ નથી. એક સ્થળે એમણે ટૂંકામાં, પોતાના પૌત્રના જન્માક્ષર કરાવવાની વખતે લખ્યું છે કેઃ—

"5 September 1864.

ગ્રહનો વ્હેમ મને સુદ્દલ નથી. બૈરાંઓના વ્હેમ માટે જન્માક્ષર કરવા પડે છે."

આપણા હિંદુલોકની, તેમાં વિશેષ બ્રાહ્મણોની જિંદગીનો ઘણો ભાગ ધર્મશાસ્ત્રમાં બતાવેલા અનેક સંસ્કાર કરવામાં જાયછે. તેમાં જેમ વધારે દ્રવ્યવાન્ તેમ તેનો કાળ તથા દ્રવ્ય આવાં નિરર્થક કાર્યમાં વધારે જવાનાં. આ સર્વ સંસ્કાર ભોળાનાથે પોતાના કુટુંબમાં પૂર્વે તો કર્યા હતા, પણ પાછળથી બીજા સુધારાની સાથે એ બાબતમાં પણ સુધારો કર્યો હતો. જાતકર્મ નામકરણના સંસ્કાર છે તે ઘણે ભાગે દોષરહિત છે, પણ તે કરવા અવશ્યજ છે એમ એ માનતા નહિં, તથા તેમાં બ્રાહ્મણભોજનાદિક અકારણ વ્યયનો ત્યાગ કરવો જોઇયે એમ એમનો મત હતો. ચૌલનો વિધિ જે ઉપનયનની સાથે ઘણું કરીને થાયછે તે વિધિ ભોળાનાથના કુટુંબમાં એમના પિતાના વખતમાંથી જુદો થતો આવેલો તે છેક સન ૧૮૭૧ સુધી એમ ચાલ્યો. એમાં છોકરાનું મુંડન મુખ્ય અંશછે. પરંતુ એ પણ કાંઇ સાર્થક નથી એવો વિચાર એમણે સન ૧૮૪૯–૫૦ માં દર્શાવ્યોછે. ઉપનયનના સંસ્કાર વિશે એ એવું માનતા કે એના સત્યાર્થ પ્રમાણે તો છોકરો નિશાળમાં અભ્યાસનો આરંભ કરેછે ત્યારથીજ એ સંસ્કાર થયો એમ કહેવાય, અને એમાં જે ઉપવીત આપવાનું કર્મ છે તે તો જાતિબંધન છે ત્યાંસુધી કરવું; નહિં તો ઉપવીતધારણ કરવાથી કાંઇ કાર્ય સરતું નથી; બ્રાહ્મણ ઓળખાવવાને આવાં બાહ્યચિન્હ કરતાં તેનાં કર્માચરણથી ઓળખાવું વધારે શ્રેયસ્કર છે; આમ એ માનતા. વિવાહના વિષયના સંબંધમાં પાછળ ઘણા લંબાણથી વિવેચન કર્યુંછે એટલે આ સ્થળે તેની યોગ્યાયોગ્યતા વિશે પુનરુક્તિની જરૂર નથી. પરંતુ એના વિધિવિશે એમનો શો અભિપ્રાય હતો તે વિશે થોડુંક બોલવું પડશે. એમાં અગ્નિસાક્ષિત્વની જરૂર છે એમ પોતાના હૃદયથી એ માનતા નહિં. પરંતુ પરાપૂર્વથી શાસ્ત્રાધારે ચાલતો આવેલો એ સંસ્કાર છે તેથી, જાતિબંધન છે ત્યાંસુધી, એ સંસ્કાર કરવો પડશે એમ એ માનતા. વિવાહવિધિ વરકન્યાને સંબંધે વધારે જરૂરનો છે, તેમાં જે સર્વ બોલાયછે તે સંસ્કૃતમાં બોલાયછે તેનો અર્થ વર (વર વખતે સમઝી સકે પણ) કન્યા કે કર્મ કરાવનાર બ્રાહ્મણ પણ સમઝતા નથી, માટે એ સર્વ ગુજરાતીમાં થવું જોઇયે એમ એમનો મત હતો. ત્યારપછી એમાં બીજા જે નિરર્થક વિધિ હશે તેની જરૂર એમના મનમાં નહોતી. સન ૧૮૮૦ ની સાલમાં તથા ત્યારપછી જે લગ્ન એમના કુટુંબમાં થયાં તે સર્વ પ્રસંગે હોમાદિક અનિવાર્ય વિધિ ઉપરાંત કેટલાક વિશુદ્ધ વિધિ કર્યા હતા; લગ્નસમારંભ સમાપ્ત થતા પ્હેલાં ઇશ્વિરોપકાર માનવાને કુટુંબ તથા આપ્તવર્ગ મળીને ઉપા-

સના કરી, તેમાં પોતે અથવા પોતાના ઇષ્ટમિત્રને આચાર્યપદ આપી વધૂવર-ને તેમની વિવાહિત દશાના ધર્મ સમઝાવી આશીર્વાદ આપી, ઈશ્વરનો ધન્ય-વાદ ગાઈ એ. વિશુદ્ધ વિધિનું સમાપન એ કરતા. મરણસમયના સંસ્કાર પછી શ્રાદ્ધાદિક સંસ્કારની નિરર્થકતા તથા મૂર્ખાઈ એમને સારીપેઠે સમઝાઈ હતી, અને તે વિશે પાછળ વિવેચન થઈ ગયુંછે. હસ્તશ્રાદ્ધનો વિધિ તો એમને તદ્દન નિંદ્ય લાગતો. એ વિધિ એવો છે કે પિતા પિતામહ વગેરે જે પૂર્વજનું શ્રાદ્ધ કરવાનું હોય તેને સ્થળે એક અથવા અનેક બ્રાહ્મણ બેસે અને પછી તેને તે પૂર્વજવત્ ગણી તેને ઉદ્દેશીને સર્વ ક્રિયા થાય.* આ વિધિ ઉપર તો **ભોળા**નાથના પિતાને પણ તિરસ્કાર આવ્યાનો પ્રસંગ આવ્યો હતો. એક વખત **સારા**ભાઇયે હસ્તશ્રાદ્ધ કરવા માંડયું હતું તે વખત કેટલાક બ્રાહ્મણો માંહિં માંહિં સ્હેજ તકરાર કરવા લાગ્યા. એક કહે "હું **બાપા**ભાઇ, અને તું કૃપાશંકર." બીજો કહે "નહિં હું **બાપા**ભાઇ છું અને તું કૃપાશંકર; જગાની ભૂલ્ય કેમ કરેછે?" આ જોઈને **સારા**ભાઇને આ બ્રાહ્મણોની નિષ્ઠુરતા ઉપર તેમજ આ વિધિ ઉપર પણ ક્રોધ ચઢ્યો હતો, એમ **ભોળા**નાથ કહેતા હતા.

સંસ્કારમાં નિર્લજ્જતામાં તથા અસભ્યતામાં સર્વશિરોમણિ ઋતુશાંતિ તથા સીમંતના વિધિ છે, તે બંને સર્વથા નિંદ્ય અને ત્યાજ્ય છે એમ **ભોળા**-નાથ માનતા. બીજા વિધિ જાતિબંધનને આધારે છે તેમ આ બે વિધિ નથી, તેથી એમણે ઋતુશાંતિનો અસભ્ય સંસ્કાર તો સન ૧૮૬૨-૬૩ ના વર્ષથી બંધ કર્યો હતો, અને સીમંતનો નિર્લજ્જ વિધિ ૧૮૮૪ ની સાલથી નિર્મૂળ કાઢી નાંખ્યો છે. સંસ્કાર વિશે એમણે નીચે પ્રમાણે સન ૧૮૬૪ માં પોતાને ત્યાં ચૌલને પ્રસંગે લખ્યું છે:—

"12 Feb. 1864.

સંસ્કાર કરવા જરૂર છે એમ ધર્માજ્ઞા છે; બાકી એનું કાંઇ કારણ જણાતું નથી; બ્રાહ્મણ લોકોએ કાંઇક ભોળી શ્રદ્ધા અને કાંઇક લાલચને લીધે આવાં લફરાં ઘાલ્યાં છે. તે ધીમે ધીમે નીકળી જાય તો ઈશ્વરકૃપા કહેવાય."

**ભોળા**નાથના વિચાર-ધાર્મિક તથા સાંસારિક-સન૧૮૫૮-૫૯ ની

---

* આગળ પૃ. ૧૨૬ મે આપેલા અભંગમાં ૫ મી કડી જુવો;—

"श्राद्धने दिवसे बेसे पितृस्थान ।
माने यजमान तेने देव ॥"

આ સ્થળે હસ્તશ્રાદ્ધ ઉપરના **ભોળા**નાથના અરુચિના ભાવનું લેખી પ્રમાણ છે.

સાલથી બદલાવા માંડ્યા એમ અનુમાન થઈ સકેછે. હાલ કેટલાક યુવકોની એવી દુર્દશા થાય છે કે જૂના વ્હેમી આચાર ઉપરથી શ્રદ્ધા જાયછે અને નવું સારું કાંઇ તેને સ્થળે આવતું નથી. એ રીતે अतो भ्रष्टस्ततो भ्रष्टः ન થતાં ભોળાનાથના હૃદયમાંથી જૂના વિચાર જવાની સાથેજ નવા સદ્વિચાર તેની જગાએ પ્રવિષ્ટ થયા. તે સમયે જેટલે દરજ્જે એમના વિચાર સુધર્યા હતા તેના પરિણામમાં અમદાવાદમાં ધર્મસભા નામની મંડળી ૧૮૫૮-૫૯ માં એમણે સ્થાપન કરી. તેમાં એ તથા રા. રણછોડલાલ છોટાલાલ અગ્રેસર હતા. તે વખત વિચાર બહુ સુધર્યા નહોતા તેથી ત્યાં બ્રાહ્મણ પાસે કાંઇ વંચાવવું તથા વેદની શાળા કાઢવી વગેરે આચાર વિચાર થતા. ત્યાં પ્રથમ તો ઈશ્વર-ભક્તિ થતી નહિં. પરંતુ પાછળથી ભજન વાંચવા માંડ્યાં અને તેને લીધે સન ૧૮૭૦ ના મે માસમાં એનું નામ ભક્તિસભા પાડયું. કેટલાંક કારણથી એ સભાનું કામ મંદ થઈને પડી ભાગ્યા જેવું થયું હતું, તે ૧૮૭૦ ના જૂન મહિનામાં એનું પુનરુજ્જીવન ભોળાનાથે કર્યું. ધર્મસભા તરફથી કેટલાંક નવાં તથા જૂનાં પદનો સંગ્રહ થઈ પ્રકટ કરવામાં આવ્યો હતો; તે શિવાય બીજું કાંઇ જનસમાજને હિતકર કાર્ય એ સભાએ કર્યું હોય એમ જણાતું નથી. એ સભાનું મહત્ત્વ પણ લોકોમાં અથવા બીજી કોઇ પણ રીતે મનાયું નહોતું. તો પણ એ સભા વિશે આ સ્થળે લખવાનું કારણ માત્ર એજ છે કે એ સભાની સ્થાપના થઈ ત્યારથી ભોળાનાથના વિચારનું પરિવર્તન થયું ગણાય છે. એમની વ્હેમી અવસ્થા અને સંસ્કારયુક્ત દશા બંને તે સમયથી જુદી થઈ સકેછે. તેમજ હાલ આટલી ઉન્નત દશામાં આવેલી પ્રાર્થનાસમાજનું મૂળ તથા અગ્રગામી સ્વરૂપ—એ ધર્મસભા હતી. હિંદુ લોકોની ધાર્મિક દશા અસ્ત-વ્યસ્ત થઈ ગઈછે એમ ભોળાનાથના મનમાં ઘણાં વર્ષથી આવેલું હતું. એમને સુરતમાં નોકરી હતી ત્યારે ત્યાં રા. નંદશંકર તુળજાશંકર વગેરે એમના વિદ્વાન્ મિત્રોએ ધર્મસમાજ નામની મંડળી ધર્મસંબંધી સુધારા કરવાના ઉદ્દેશથી સ્થાપી હતી, એમાં ભોળાનાથ શામિલ રહ્યા હતા. પરંતુ સુરતમાં કાંઇ ધાર્મિક સુ-ધારાનાં કાર્ય થયાં નથી. અને તેમાં તે સમયે તો એ બાબત ત્યાંના લોકોનો બિલકુલ લક્ષ નહોતો, તેથી એ કામ પડી ભાગ્યું હતું. અમદાવાદની ધર્મ-સભાનું કામ છેક ૧૮૭૦ સુધી સારું ચાલ્યું. ભોળાનાથ દર રવિવારે ત્યાં જતા. પરંતુ ૧૮૭૦ પછી એમને એમ લાગ્યું કે ધર્મસભાથી ખરો ઉદ્દેશ સિદ્ધ થવાનો નથી; કારણ તે સમયે એમના વિચાર વધારે આગળ વધ્યા હતા,

અને ધર્મસભાના ઉદ્દેશ તથા તેનાં કૃત્ય બધાં પાછળ રહી ગયાં હતાં, એટલે સમયને અનુસરીને એના હેતુ તથા વિચાર ઉન્નતદશા પામ્યા નહોતા. પોતાના વિચારને વધારે સંસ્કાર મળ્યા છતાં પોતે બીજા સંરક્ષકોની સાથે પછાડી ઘસડાયા કરવું એમને દુરસ્ત લાગ્યું નહિં; તેથી એમણે ધર્મસભામાં જવું બંધ કર્યું, અને ધર્મસભા પણ મરણ પામી. એ સભા બંધ થઈ; પરંતુ ભોળાનાથના મનમાં નિશ્ચય થયો હતો કે હિંદુસ્થાનમાં ધર્મના અનેક પંથ થઈ ગયાછે તેમાં ભાગ્યે એકાદ પણ સત્યધર્મને અનુસરતો હોય, સર્વમાં વ્હેમનો અંશ પુષ્કળ છે, તથા આવા વ્હેમથી ભરપૂર ધર્મનેલીધે મનુષ્યને તેમજ દેશ સમસ્તને ઘણી હાનિ છે. આ સર્વ વિચાર એમને થવા લાગ્યા, તેની સાથે પાછલાં પાંચ સાત વર્ષથી એમણે કલકત્તાની બ્રાહ્મસમાજ તરફથી પ્રગટ થતાં પુસ્તકો વાંચવા માંડ્યાં હતાં. તેમજ તે સમયે એમને રા. મહીપતરામ રૂપરામનો વધારે સહવાસ થયાથી એમના સદ્દગુણની ભોળાનાથને પરીક્ષા થઈ. તથા એમના ધર્મસંબંધી વિચાર મળતા આવ્યા. બંનેના વિચારમાં આવ્યું કે દેશની ધર્મસંબંધી દશા સુધારવાને કોઇ મહાપ્રયત્નની જરૂર છે, અને તે નિરંતર કાયમ રહે તો કોઇ કાળે પણ કેટલાક પ્રમાણમાં દેશમાં સત્યધર્મનો પ્રચાર થાય. રા. મહીપતરામ જેવા પુરુષનું એમને સાહાય્ય મળ્યું, તેમજ બીજા વિદ્વાન્ મિત્રોએ એમને આવા સુકાર્યમાં મદદ કરવાની ઇચ્છા બતાવી. આ સર્વ વાત અનુકૂળ થઈ; અને બીજી બધી રીતે આવા સુયોગનો લાભ લઈને દેશમાં સત્ય ધર્મ પ્રવર્તાવવાના મંગલ ઉદ્દેશથી ભોળાનાથે એક મંડળી સ્થાપન કરવાનું ધાર્યું, તેમાં દર રવિવારે ઈશ્વરની ભક્તિ કરવી, તથા ઉપદેશ કરવો એમ નિશ્ચય કર્યો. નવા વિચારપ્રમાણે પોતે ઈશ્વરની ભક્તિ એકલા કરી સકત, તથા લખાણથી ઉપદેશ પણ કરી સકત; પરંતુ જનસમૂહને વધારે અસર કરવાને જાહેરમાં ઉપદેશ થવો જોઇયે તથા ઈશ્વરોપાસના પણ લોકોને દૃષ્ટાંત દેવા સારૂ અને આકર્ષણ થવા સારું સમાજમાં કરવી જોઇયે, એમ લાગ્યાથી સભામાંજ એ કાર્ય કરવાનું ઠરાવ્યું. તેના મત તથા હેતુ બ્રાહ્મસમાજ જેવાજ રાખ્યા, પરંતુ કૃતિમાં તેટલે દરજ્જે થઈ સકે તેમ નહોતું, કારણ કે બ્રાહ્મ-સમાજના અનુયાયી લોકોએ જાતિબંધન તોડ્યું હતું, અને તે કરવાને ભોળાનાથ તથા તે સમયે બીજા જે તેવા મતના હતા તે તે વખતે તૈયાર નહોતા; તેથી એ મંડળીનું નામ બ્રાહ્મસમાજ તો રાખી સકાયું નહિં, અને તેનું નામ પ્રાર્થના-સમાજ પાડવાનું નક્કી કર્યું. આવી રીતે સર્વ વાતનો નિશ્ચય કરીને આખરે,

સ્વદેશી બંધુઓને ખોટે રસ્તેથી સન્માર્ગે ચઢાવવા, દેશમાંથી દુરાચાર દૂર કરી તેને સ્થળે સદાચારનો પ્રચાર કરાવવા, વ્હેમ તથા ઠગાઈને દૂર કરી ખરી શ્રદ્ધા ઉત્પન્ન કરવા, મૂર્તિપૂજા જેવી અધમ ઉપાસનાને સ્થળે અમૂર્ત ઈશ્વરની માનસિક ભક્તિનો માર્ગ ફેલાવવા, ટૂંકામાં સર્વ વાતે અધર્મને સ્થળે સદ્ધર્મને ઉત્તમ પદ આપવાના શ્રેષ્ઠ અને ઉદાર હેતુથી, સન ૧૮૭૧ ના ડિસેંબર માસની તારીખ ૧૭ મીને દિવસે અમદાવાદમાં ટ્રેનિંગ કોલેજમાં ઈશ્વરોપાસનાનો આરંભ કરી, આગળ ઉપર વધારે ઉપયોગી થનાર તથા માન પામનારી 'અમદાવાદ પ્રાર્થના સમાજ'ની એમણે સ્થાપના કરી.

આ સમયથી ભોળાનાથનું સર્વ લક્ષ એજ પરોપકારી કાર્યમાં રોકાવા લાગ્યું, અને બીજા વ્યવહારમાંથી ધ્યાન ખસવા માંડ્યું. સમાજની સ્થિતિ કેવી રીતે સુધરે, એની સ્થિરતા થવાને શા ઉપાય યોજવાની જરૂર છે, એવી તથા સર્વ સૂક્ષ્મ બાબતો વિશે હમેશ એ ચિંતાગ્રસ્ત રહેતા. અમદાવાદપ્રાર્થના-સમાજમાં વાંચવાને ગદ્યપદ્યાત્મક પ્રાર્થના રચીને તે સમાજને નામે એમણે પ્રસિદ્ધ કરી; એ પુસ્તકની અત્યાર સુધીમાં ચાર આવૃત્તિયો થઈ ગઈ છે. એ પુસ્તક રચીને ભોળાનાથે સમાજને ભેટ આપી દીધું છે, એટલે તે છપાવવાનું ખર્ચ સમાજ કરે તેમ તેનો નફો પણ એ સમાજનેજ મળે. એ પુસ્તકની ભેટથી ભોળાનાથે એ પ્રાર્થનાસમાજને નિરંતરનું દ્રવ્યનું તથા તેની અંદરની અમૂલ્ય અને ભક્તિરસથી પૂર્ણ પ્રાર્થનાઓનું સાહાય્ય આપ્યું છે. તે શિવાય 'હિંદી, અભંગ,' 'ઈશ્વરોપાસના' વગેરે બીજાં ન્હાનાં પુસ્તકો રચીને સમાજને એમણે આપેલાં છે, તે સર્વ ભક્તિભાવયુક્ત સ્તુતિવચનોથી ભરપૂર હોવાને-લીધે સર્વ ભક્તને ઘણાં ઉપયોગી થઈ પડ્યાં છે. આ શિવાય બીજી પણ દ્રવ્યની મદદ એમણે સમાજને ખરા ઉત્સાહથી કરેલી છે. જ્યારે જ્યારે બંગાળા વગેરે બીજા મુલકોમાંથી કોઇ બ્રાહ્મધર્મોપદેશક આવતો ત્યારે ભોળા-નાથ એનો અંતઃકરણથી સત્કાર કરીને તેને અમદાવાદની મુલાકાતનો સંપૂર્ણ લાભ આપતા; તેનું આતિથ્ય કરવામાં જાતે ઉત્સુકતા રાખતા. તેને માટે ખર્ચ કરવામાં પણ એમની સહાયતા ઘણી મળતી.

પ્રાર્થનાસમાજમાં પ્રથમ તો માત્ર પ્રાર્થના અને સ્તોત્રનાં પદ્યો વંચાતાં ગવાતાં હતાં. પછી કેટલીક મુદતે ઉપદેશનો અંશ પણ દાખલ થયો, અને સામાજિકોમાંથી કોઇપણ એક જણ ઉપદેશપર વ્યાખ્યાન દર રવિવારે ઉપાસના વખત આપતો.

સમાજની સ્થાપનાને એક વર્ષ થયું એટલામાં કલકત્તા બ્રાહ્મસમાજના ધર્મોપદેશક બાબૂ પ્રતાપચંદ્ર મઝમુદાર સન ૧૮૭૨ ના ડિસેંબર માસમાં અમદાવાદમાં આવ્યા. તેમને યોગ્ય સન્માનથી ભોળાનાથે ઉપદેશકનું કાર્ય કરવાને સૂચવ્યાથી એમણે પોતાનું કૃત્ય ઉલ્લાસથી કર્યું. આ બનાવથી સમાજની સ્થિતિમાં ફેરફાર થવાનો સંભવ લાગ્યો. ભોળાનાથના ચિત્તઉપર બાબૂ પ્રતાપચંદ્રની વિદ્વત્તા, ભક્તિભાવ તથા ધર્મસુધારણાની ઉત્સુકતાની ઘણી સારી અસર થઈ; અને ત્યારપછી આ મહાકાર્યને માટે એમના પરિશ્રમ વધવા લાગ્યા. પ્રાર્થનાસમાજ ટ્રેનિંગકોલેજમાં મળેછે તેના કરતાં એને સારું એકાદ સ્વતંત્ર માલકીનું મકાન હોય તો તેની પરતંત્રતા દૂર થવાની સાથે એની સ્થિરતાનું એક ચિન્હ થવા જેવું થાય, એમ એમના મનમાં આવ્યાથી એમણે એ કામના પ્રયત્નનો આરંભ કર્યો, અને છેવટે પોતે દ્રવ્યની સારી સહાયતા આપ્યા પછી, રા. બા. શેઠ બહેચરદાસ અંબાઈદાસ-ની ઘણીજ સારી મદદ તથા બીજા ગૃહસ્થોની પણ થોડી ઘણી ધનસહાયતા મેળવી, –અને સમાજને સારું સ્વતંત્ર મંદિર બંધાવવાનો આરંભ કર્યો. એ મકાન બંધાતું હતું તેવામાં ઘણું ખરું ભોળાનાથ પોતે તે કામની ચિંતા રાખતા અને અંતઃકરણ પૂર્વક તેની સમાપ્તિની અપેક્ષા કરતા હતા. ત્યારપછી આઠેક વર્ષે એમનો પોતાનોજ બંગલો બંધાતો હતો ત્યારે આટલી ચિંતા એમણે રાખી નહોતી. પરિણામે સન ૧૮૭૬ના મેમાસમાં એ મંદિરનું વાસ્તુ કર્યું; તે સમયે ભોળાનાથે ખાસ પદ અને બીજી કવિતાઓ રચીને જે અપૂર્વ આનંદ તથા ઉમંગ દર્શાવ્યો હતો તેની પ્રતિમા તેમની સદાની સોલ્લાસ મુખાકૃતિ ઉપર પ્રત્યક્ષ જણાતી હતી. આજ પ્રકારનો આનંદ તથા ઉત્સાહ અને તેની સાથે અંતઃકરણનો પરિશ્રમ તથા સંપૂર્ણ ભક્તિભાવનો ભોળાનાથના હૃદયમાં અમદાવાદ પ્રાર્થનાસમાજના દરેક વાર્ષિકોત્સવે ઉદ્રેક થતો.

અમદાવાદ પ્રાર્થનાસમાજના મંદિરના વાસ્તુની દોઢ વર્ષ પૂર્વે, એટલે સન ૧૮૭૪ ના ડિસેમ્બરમાં, હિંદુસ્થાનમાં ખ્યાતિ પામેલા સ્વામી દયાનંદ સરસ્વતી અમદાવાદમાં આવ્યા. એમણે ઘણાં ભાષણો આપ્યાં તથા શાસ્ત્રીઓ વગેરે પંડિતો સાથે ધર્મસંબંધી વાદવિવાદ પણ ચલાવ્યો. પરંતુ એમના તથા ભોળાનાથના ધાર્મિક વિચાર કેટલીક બાબતમાં મળતા આવ્યા નહિં. દયાનંદે પ્રાર્થનાસમાજનું નામ બદલી તેનું નામ આર્યસમાજ પાડ-વાની સૂચના કરી, પરંતુ આર્યસમાજ તથા પ્રાર્થનાસમાજના મતમાં પ્રધાન અંતર હોવાનેલીધે ભોળાનાથની અચળ દૃઢતાથી એ સૂચના નિષ્ફળ ગઈ.

તે પછી દયાનંદે આર્યસમાજ નામની જુદી મંડળી સ્થાપી, તેમાં પ્રાર્થના-સમાજના સભાસદોમાંથી કેટલાક શામિલ થયા, પણ એ આર્યસમાજ તે સમયે પણ નામનીજ હતી, અને ત્યારપછી પણ થોડીજ મુદતે તે સમાજ હતી નહતી થઈ, અને તે સર્વ વાત તુરતજ ભૂતકાળની થઈ ભૂલાઈ ગઈ. તેનાં અનેક કારણ હતાં. દયાનંદ સરસ્વતીની વિદ્વત્તા, વક્તૃત્વ, ધર્મસુધારણાને સારું નિઃસ્પૃહ પરિશ્રમ, તથા વૈરાગ્ય અને સાધુત્વ માટે ભોળાનાથ એમની પ્રશંસા કરતા; પરંતુ એમનામાં કેટલીક ખામિયો હતી, જે ધર્મપ્રચારકનામાં હોવાથી તેના કાર્યમાં ખલેલ પ્હોચેછે; તે દોષને માટે ભોળાનાથ ખેદ બતાવતા. દયાનંદ સરસ્વતી અમદાવાદ આવ્યાથી પ્રાર્થનાસમાજને કાંઇ વિશેષ લાભ થયો નહોતો, ઉલટી કાંઇક અસ્તવ્યસ્તતા થઈ હતી; પરંતુ ભોળાનાથની દૃઢતા તથા પરિશ્રમથી સર્વ અવ્યવસ્થા જઈને સુવ્યવસ્થા થઈ અને ફરીથી સમાજનું કામ નિર્વિઘ્ન તથા ઉત્તરોત્તર વૃદ્ધિના માર્ગમાં ચાલ્યું.

આ "પ્રાર્થનાસમાજ" અને "આર્યસમાજ" એ નામ વિશેની ચર્ચા કોઇને ક્ષુદ્ર જણાશે; પરંતુ એ બાબતની અંદર સમાયલાં મ્હોટાં તત્ત્વનો વિચાર કરનારને તેનું ખરું મહત્ત્વ જણાશે. દયાનંદ વિચક્ષણ તીવ્રદર્શિની બુદ્ધિવાળા તથા ધર્મપ્રચારમાં પણ રાજકીય યુક્તિ વાપરનાર પુરુષ હતા. એમણે જોયું કે અમદાવાદમાં પ્રાર્થનાસમાજના સ્વરૂપમાં મ્હારા પ્રચારને બહુધા અનુકૂળ એવી સામગ્રી તૈયારજ છે; બીજે સ્થળે નવીજ આર્યસમાજો સ્થાપવામાં જે ખૂટતું હતું તે અહિં અનાયાસ ઉપસ્થિતજ છે. વાસ્તવિક રીતે તો તેમ નહોતું; કેમકે પ્રાર્થનાસમાજ અને આર્યસમાજ વચ્ચે ભેદ બતાવનારાં મ્હોટાં તત્ત્વો હતાં; પ્રાર્થનાસમાજના મતમાં વેદ ઈશ્વરકૃત નહિં, આર્યસમાજના મતમાં વેદ ઈશ્વરકૃત; વેદમાં સર્વ છે એમ સિદ્ધ કરવા કૃત્રિમ અર્થ કરતાં દયાનંદને અડચણ નહિં, ભોળાનાથ અને પ્રાર્થના સમાજને ખરી;—વગેરે બીજા પણ વિશેષ ભેદ હતા. પરંતુ ધર્મરાજખટપટી દયાનંદને તેની ફિકર બહુ નહોતી. જો "પ્રાર્થના" નું "આર્ય" થઇ જાય તો બસ ! अमदाबादमें भी आर्यसमाज स्थापनँ हो गया ! એમ વિજયઘોષ કરવાને માટે પુરતી સામગ્રી મળે. આ અંતર્ગત ઉદ્દેશથી—नाम मात्रमें क्या है ? अपन सब आर्यको यह आर्यसमाजका नाम विशेष उचित्त है—એવી એવી બાહ્યસ્પર્શી દલીલોથી ભોળાનાથ, મહીપતરામ વગેરેનાં મન ફેરવવાનો પ્રયત્ન દયાનંદે પુષ્કળ કર્યો. ભોળાનાથે તરત તો નિશ્ચયાત્મક ઉત્તર ના આપ્યો; અને વિચાર કરીને ઉત્તર આપવાનું

વચન આપ્યું. દયાનંદના મનમાં અડધો જય મળશે એમ થયું હશે. પરંતુ તે મુલાકાત પછી આખી રાત્રિ એ વિશે વિચારચિંતન કરવામાં **ભોળાનાથે** ઉન્નિદ્ર કાઢી, આખરે દૃઢ નિશ્ચય કર્યો કે નામ ન જ ફેરવવું. દયાનંદની યુક્તિયો નિષ્ફળ ગઈ. આ દૃઢ નિશ્ચયે કરીને પ્રાર્થનાસમાજ એક મ્હોટી ઘાંટીમાંથી બચી. આ વખતે જો જરા નરમાશ થઈ હોત તો આજ નિસ્તેજ નિરુપયોગી થયેલી આર્યસમાજમાં પ્રાર્થનાસમાજ સમાઈ જઈ કોણ જાણે કહિં ખૂણે અજ્ઞાનતાના અંધકારમાં પડી રહી હોત. તે ક્ષણે તો દયાનંદસ્વામીને વિજયઘોષ કરવાને એક અધિક રણશિંગું મળત. પ્રાર્થનાસમાજ સત્યશોધક હોવાથી સત્યને પ્રધાન ગણેછે, આર્યસમાજ પોતાના સમય સમયના મતને ગમે તેમ ખરા કરવાને માટે કોઇ પણ ઉપાય યોજવા ધાર્મિક સત્યને ગૌણ ગણેછે આનું એક ઉદાહરણ એ કે—એક સમયે **ભોળાનાથે** દયાનંદને કહ્યું,–" स्वामीजो ! आप वेदको ईश्वरप्रणीत बतानेका प्रयत्न करते हो, सो बुद्धिमान् लोकके सामने तो व्यर्थ है" તે ઉપર દયાનંદે કહ્યું–" ए सब बाततो सच है, परंतु, भोलानाथजी, ऐसे समजाये सिवाय लोक सब अपनी संग कैसे आनेवाले ? और अपनो गाडी चले कैसी ? " આવી ધાર્મિક સત્યને ગૌણ ગણનાર સમાજમાં નિમગ્ન થવાની અનિષ્ટ દશામાંથી પ્રાર્થનાસમાજ બચી, એ ઈશ્વરનો આભાર માનવાની વાત છે. કોઇ પણ આપત્તિ અથવા સંકટ આવીને પડેછે અને ત્યારે તેના મહત્ત્વનું જે ભાન થાયછે તે ભાન તે સંકટ પરભાર્યું સહજ અનાયાસે દૂર થયેથી નથી થતું; તેમજ આ પ્રસંગ વિશે સમઝવાનું છે. આ વિચાર કર્યાથી આ પ્રસંગ વિશેની ચર્ચાનું ઉચિતપણું જણાશે.*

ગુજરાતમાં પ્રાર્થનાસમાજના બળના પ્રચારનું દૂર દૂરતમ મૂળ બંગાળાની બ્રાહ્મસમાજ અથવા મુંબાઈની પ્રાર્થનાસમાજમાં કદાચિત્ હશે. પણ તે અલક્ષ્ય દૂર દૂરતમજ; વાસ્તવિક એ ધર્મપુનરુજ્જીવનની મધ્યમૂર્તિ **ભોળાનાથજ** છે; એ નવીન વિચારસંચલનનો પ્રચાર કરનાર, પછી દિનપ્રતિ-

---

* આ સ્થળે એક બીજી વાત પણ નોંધવી અનુચિત નહિં ગણાય. ભોળાનાથ ઈ. સ. ૧૮૮૧ ના આરંભમાં મુંબાઇમાં રહ્યા હતા તે અરસામાં રા. બ. મહાદેવ ગોવિંદ રાનડે જે દયાનંદ તરફ પૂજ્યભાવ રાખતા તેમણે આર્યસમાજ અને પ્રાર્થનાસમાજ ( મુંબાઈની ) ને એકઠી કરી નાંખવાનો અત્યંત પ્રયત્ન કર્યો હતો. પરંતુ ભોળાનાથ જે આર્યસમાજનું સ્વરૂપ ખરું સમઝતા હતા, તેમને ખાત્રી હતી કે સિદ્ધિ થવાની નથી. અને થયું પણ તેમજ. પ્રાર્થનાસમાજ તરફથી મ્હોમાગી અનુકૂળતા અપાઇ છતાં આર્યસમાજના ગૃહસ્થોએ એ એકત્રપણા તરફ વાસ્તવિક ઉદાસીનતાજ દર્શાવી.

દિન વૃદ્ધિંગત કરનાર, ભોળાનાથ અંતે એ પ્રાર્થનાસમાજને એક જ્વલંત જીવંત બળ બનાવી ગયાછે.

એ જ્વલંત જીવન આગળ ઉપર તથાવત્ રહેવું એ તો અદૃષ્ટાધીન છે. ભવિષ્યની તિમિરાચ્છન્ન ગુહામાં કોઇની દૃષ્ટિ સફળ થઈ નથી. એ જીવનમાં કાંઇંક નિસ્તેજપણું આવવાનાં ચિન્હ ક્વચિત્ જણાતાં હશે. કદી કોઇ એક ન્યૂનતા કાઢશે; તે એ કે પ્રથમથીજ આ સમાજમાં નવા લોહીને શામિલ રાખતા જઈને કર્મકરની પરંપરાની અવિચ્છિન્નતા નક્કી કરી સાચવી રાખવી હતી. આમાં ભોળાનાથનો દોષ છે કે નહિં તે જોઇયે. નવા લોહીના જવાનિયાઓનો આ બાબતમાં મ્હોટે અંશે દોષ છે. ખરી ભક્તિનો અંશ પોતાના હૃદયમાં સુષુપ્ત હોઈ—પ્રેમભક્તિનો જાણે અંદરથી ઉપહાસ કરતા ના હોય? તેમ—એ જવાન મંડળે પ્રાર્થનાસમાજને શુષ્ક રાજકીય સભાને યોગ્ય એવા વ્યવસ્થાના નિયમબંધનમાં બાંધવાનો આગ્રહ રાખ્યો, તે આગ્રહમાં ભક્તિપ્રધાન ભોળાનાથ અને તેમના સમભાવ સામાજિકોનું અનુમોદન ન મળ્યું; તેથી એ લોકો વિમુખ થઈ સમાજના કામમાંથી નિવૃત્ત થયા. ભોળનાથે સ્વાભાવિક દૂરદૃષ્ટિથી જોયું કે ભક્તિવિરસ જવાન લોહી ઉમેરવાથી લાભ કરતાં હાનિ વધારે છે; પ્રાર્થનાસમાજને પોતાનું સ્વરૂપ જાળવી રાખવાને અવશ્યનું તત્ત્વ ભક્તિજ છે, તે જઈ ભક્તિને અપ્રધાન ગણનાર, સમાજને રાજકીય સભા જેવી સમઝનાર, જુવાન મંડળ મળ્યું, તો પછી સમાજનું નાવ કાળસમુદ્રમાં કોણ જાણે કિયે અનિષ્ટ કિનારે જઈ પડશે. ભક્તિનું જીવાનુભૂત તત્ત્વ પ્રધાનતમ ગણનાર આમ કરે એમાં કાંઇ આશ્ચર્ય નથી. અને પ્રાર્થનાસમાજને પ્રાર્થનાસમાજ રાખવી હોય તો એમજ થવું યોગ્ય છે.

પછી સન ૧૮૭૬ માં બાબૂ સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદના ડિસ્ટ્રિકટ જજ્જની જગા ઉપર આવ્યા. એમને તથા ભોળાનાથને તે વખતથી સારી મૈત્રી થઈ; કલકત્તાની આદિ બ્રાહ્મસમાજના પ્રધાનાચાર્ય મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરના દ્વિતીય પુત્ર સત્યેન્દ્રનાથ હોવાથી એમનામાં ધર્મતત્ત્વ સારૂં હતું, અને તે કારણથી અમદાવાદ પ્રાર્થનાસમાજનો ઉત્કર્ષ થવામાં, એમણે ઉત્તમ વ્યાખ્યાનો આપી, સહાયતા કરી હતી. એમની સાથે મૈત્રી થવાથી ભોળાનાથને કલકત્તે જઈ ત્યાંની બ્રાહ્મસમાજની બંને *શાખાઓ જોવાની વૃત્તિ થઈ. અને તેનો લાભ એમણે ત્યાર પછી થોડેજ સમયે લીધો. સન૧૮૭૭ માં સત્યેન્દ્ર-

* તે સમયે બ્રાહ્મસમાજની બે શાખાઓ હતી.

નાથ રજા ઉપર કલકત્તે ગયા, તે વખતે ભોળાનાથે પણ ઉત્તર હિંદુસ્થાનની મુસાફરીનો આરંભ કર્યો. આ મુસાફરી વિશે પાછળ આ પુસ્તકમાં એકાદ બે સ્થળે સૂચના થઈ ચૂકી છે, પરંતુ તે વિશે અત્રે એક પ્રકારની પુનરુક્તિ કરવાનું કાંઇ વિશેષ કારણ છે, તે આગળ સમઝાશે. તે સમયે કલકત્તાની બ્રાહ્મસમાજમાં તથા આદિ સમાજમાં ગયાથી, તથા કેશવચંદ્રસેનની મુલાકાતથી, એમના મનમાં શા વિચાર ઉત્પન્ન થયા અને તે વિશે એમનો કેવો અભિપ્રાય થયો, તથા કાનપુરમાં, બાબૂ નવીનચંદ્ર રાયના સહવાસમાં કેવો ઈશ્વરપ્રાર્થનામાં સમય ગાળ્યો, વગેરે સર્વ હકીકતથી વાચકવર્ગને માહીત કરવા, એમણે કલકત્તેથી મુંબાઈ પાછા આવી ત્યાંથી રા. સા. મહીપતરામને પત્ર લખ્યો હતો અને જે હિતેચ્છુમાં પ્રગટ થયો હતો, તેમાંથી આ સ્થળે ઉતારો કરવો યોગ્ય લાગેછેઃ—

"On 19 th (January) I had been to see Babu Keshavchandra Sen and Pratapchandra Muzmundar, both of whom were very kind to me and showed their hearty love. In the evening I attended the divine service at the Brahmo Mandir; it was conducted by Babu Pratapchandra, the whole proceeding being in English.

The Brahma Mandir is not larger than ours. It may be large in breadth, I think. They have a large beautiful *Vedi* of marble. The minister preached from it. At the time of *Arti* he descends from it and stands near it. I very much liked the arrangements of the *Vedi*. The *Âdi* Samaj also has a *vedi* in its Mandir.

On sunday 21st I attended the Brahmo's meeting at Babu Keshav's where about 500 hundred men were assembled. They sang hymns for about three hours. In the evening all the people took the round in the town singing hymns. They looked like a Vaishnava's Mandli. They call this procession Nagar Sankirtan. Some of the Brahmos had flags in their hands. Among them a European Mr. Dall held a flag in the hand and I was amused seeing him. I did not go with the procession, but I and Mr. Tagore saw it standing on a side. This procession was not liked by the members of the Adi Samaj, but Keshav Babu likes it. The procession returned to the Mandir and the evening service was conducted by Babu Keshav in Bengalee. I could not understand it fully. They

have a harmonium and also an organ. The latter being out of order they played upon the former.

On Monday 22 nd January Babu Keshav C. gave a lecture in English in the Town Hall. It was very excellent. About 1,000 persons were assembled. The subject was "Disease of the soul and its remedy." It was a very interesting one.

On 23 rd I attended the morning anniversary service at the Brahmo Mandir and in the evening I attended the Adi Samaj anniversary service. The Mandir of the latter Samaj being small they had met at Devendra Nath Tagore's. The place was very well decorated by flowers and illuminations. Mr. S. Tagore conducted the service which lasted for three hours. I think the proceeding of the progressive Brahmos at their Mandir was very calm and they observed solemnity at the time of the service.

Keshav Babu is undoubtedly a great man. I was glad to make his acquaintance. He called upon me but I was not at home. I had been to see him. His age is about 40 years. He has six daughters. He cooks his morning meal himself. You know that he does not eat animal food. He prays to God with his heart and devout feelings. I have asked him to visit Ahmedabad and he has promised to do so when he finds convenience. On every occasion I remembered you and wished you had accompanied us. Calcutta is not like Bombay. The people of the place are not men of business.

Our *Arti* was much liked by both the Samajes, and they have introduced it into their service, changing a few words into Bengalee.

We were to have left Calcutta on 26 th, but Mr. Tagore asked me to stop for a day more as his father was expected that night. So I stopped one day more.

The following day I had the pleasure of seeing Maharshi Devendra Nath, who is really a venerable old gentleman. He knows *Upanishads* very well. Besides he is a good Persian scholar. I had a talk with him for about two hours. His age is about 63. I asked him to go to Ahmedabad with his son Satyendra Nath. He said he would think about it.

Babu Devendra has seven sons. The eldest son is Dvijendra, next to him is Satyendra. The names of the others according to their age are Hemendra, Vîrendra, Jyotirindra, Somendra and Ravîndra. The fourth being unwell I could not see him.

From Cawnpur we came to Agra and put up at Babu Navîna-chandra's. He had come to the station to receive us. We lived very comfortably with him. We held evening prayers at his house. One day I conducted the service and read prayers from our book and Manubhai sang the *Gâyan*. Our *Arti* was much liked by Navîna-chandra and his companions.

આ સ્થળે આ ઉતારો કરવાનાં કારણુમાં મુખ્ય એ છે કે એ કલકત્તે જઈ આવ્યા તે સમય પછી **ભોળાનાથ**ની વૃત્તિયોમાં અનેક સારા ફેરફાર થયા હતા. ત્યાંના વિદ્વાન્ ધર્મોપદેશકોને ઈશ્વરોપાસના કરતા જોઈને એમના-માં ભક્તિભાવની વૃદ્ધિ થઈ. **અ**મદાવાદની પ્રાર્થનાસમાજ અને કલકત્તા-ની બ્રાહ્મસમાજ વચ્ચે જે કાંઇ અંતર છે તે **ભોળાનાથ**ની દૃષ્ટિયે આવ્યું. અને ત્યાર પછી **અ**મદાવાદસમાજની કેવી રીતે ઉન્નતિ કરવી કે આ અંતર જેમ બને તેમ ઓછું થાય, તેની ચિંતા પણુ ત્યારથીજ થવા લાગી. બ્રાહ્મ-સમાજવાળાઓએ જાતિબંધન તોડયું હતું, અને મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો હતો. આ બે મુખ્ય વાતમાં એ લોક આગળ વધેલા હતા. બીજી ન્હાની વાતોમાં પણુ એ લોકો ઘણા આગળ હતા. બ્રાહ્મસમાજ અથવા પ્રાર્થનાસમાજનાં તત્ત્વમાંથી, 'સત્ય નિરાકાર અમૂર્ત ઈશ્વરની ભક્તિ કરવી.' તથા 'સર્વ મનુષ્યને સમાન ગણી માનવજાતિમાં ભ્રાતૃભાવની વૃદ્ધિ કરવી—આ બે મુખ્ય તત્ત્વને બ્રાહ્મસમાજવાળાઓ કૃતિમાં લાવી સક્યા હતા. એજ તત્ત્વ જો **અ**મદા-વાદપ્રાર્થનાસમાજ કૃતમાં લાવી સકે, તો ઘણે દરજ્જે બ્રાહ્મસમાજની સાથે સમાનતા મેળવી સકે. પરંતુ બંનેને કૃતિમાં લાવતાં જાતિબંધન વચમાં વિઘ્નકર્તાછેઃ—ત્યારે કરવું શું ? ઇત્યાદિ પ્રશ્નોની બાબત **ભોળાનાથ** એમની કલકત્તાની મુસાફરી પછી થોડા સમય સુધી નિરંતર ચિંતાગ્રસ્ત રહેતા. આટલી ચિંતા રાખવાનું કારણુ માત્ર એજ કે **અ**મદાવાદસમાજ જે એમના હૃદયમાં સુદૃઢ સ્થાપિત હતી, તેના ઉત્કર્ષ સારું અંતઃકરણનો ઉત્સાહ તથા ઉત્સુક્તા એ રાખતા. અંતઃકરણના ઉત્સાહ સાથે જો ઉત્સુકતા હોયછે, અને તેને ઈશ્વરની કૃપાની સહાયતા હોય (અને સત્કાર્યની ઉત્સુકતાને ઈશ્વર સહાય હોયજ), તો તેનું સુફળ થવામાં ઘણો વિલંબ લાગતો નથી. તેમજ

**ભોળા**નાથની આ શુભ કાર્યની ઉત્સુકતા થોડા મુદતમાં ફલીભૂત થઈ. સર્વ મનુષ્યને સમાન ગણી ભ્રાતૃભાવનો પ્રચાર કરવામાં કેટલેક દરજ્જે જાતિબંધન એ મ્હોટું વિઘ્નછે એમ એમના મનમાં આવ્યું. પરંતુ મૂર્તિપૂજાનો ત્યાગ કરી નિત્ય નિયમસર કોઇની માધ્યસ્થીવિના નિરાકાર પ્રભુની સ્તુતિપ્રાર્થના કરવામાં, તથા અવતાર ન માનવામાં, અથવા ગુરૂપૂજા કે તત્ત્વપૂજાનો ત્યાગ કરવામાં, જાતિબંધન હરકત કરનાર નથી એમ એમના વિચારમાં આવ્યું. પ્રાર્થનાસમાજનાં આ મુખ્ય તત્ત્વને કૃતિમાં આણી સકાય નહિં ત્યાંસુધી પ્રાર્થનાસમાજ ઉન્નતિના માર્ગમાં પડી નથી, તથા એના હેતુ સિદ્ધ થયા નથી એમ એ માનતા. કારણ કે મૂર્તિપૂજાના વિધિથી આખા ભરતખંડમાં ધર્મની અવ્યવસ્થા થઈ ગઈ છે, અને એ માર્ગથી મનુષ્યનું હૃદય અધમ રહેછે, તથા ઇશ્વરનું અપમાન થઈ એના સર્વવ્યાપકત્વને મહા બાધ થાયછે, ઇત્યાદિ મૂર્તિપૂજાની મ્હોટી મ્હોટી હાનિ એમની દૃષ્ટિમાં હતી; વળી માધ્યસ્થી માન્યાથી પણ ઈશ્વરના સર્વશક્તિમાન્પણાને બાધ આવેછે એમ એમનું માનવું હતું. ઈશ્વરના અવતાર માનવાથી પણ તેજ નુકસાન થવાનું તથા બીજી અનેક હાનિયો થવાની, એ એમના લક્ષમાં હતું; તથા ગુરૂપૂજાથી જે સાંસારિક અને ધાર્મિક વિષમાવસ્થા થઈ ગઈ છે તે દૂર કરવાની એમને અત્યંત ઉત્સુકતા હતી, અને એ ઔત્સુક્યને સફળ કરવાને એ નિરંતર પરિશ્રમ કરતા. આવી વિષમાવસ્થા દૂર કરવાનો પ્રાર્થનાસમાજનો મહાન્ હેતુ હતો; તે હેતુ પાર પાડવાને કાંઇંજ પ્રયત્ન ના થાય ત્યાંસુધી પ્રાર્થનાસમાજ એ નિરર્થક છે એમ **ભોળા**નાથ માનતા. એ હેતુ સર્વથા પાર પાડી સકવાને પાછું જાતિબંધન નડયું: કારણ માધ્યસ્થી, ગુરૂપૂજા, અવતાર વગેરે દોષયુક્ત વસ્તુઓ નિરંતરને માટે દૂર થઈ સકે એમ હતું, પરંતુ મૂર્તિપૂજાનો ત્યાગ સર્વથા થઈ સકે એમ લાગ્યું નહિં; એટલે જ્યાંસુધી જાતિબંધન તૂટે નહિં ત્યાંસુધી હિંદુઓને જન્મમાં કોઇ કાળે પણ મૂર્તિપૂજા, અથવા પ્રાર્થનાસમાજને મતે મૂર્તિપૂજા જેટલીજ અગ્રાહ્ય જે તત્ત્વપૂજા તે, કરવી પડેછે, એ વાત એમની દીર્ઘદૃષ્ટિમાં આવી. **ભોળા**નાથને જાતે તો ત્યારપછી અથવા તે પ્હેલાં ઘણાં વર્ષથી મૂર્તિપૂજા કે તત્ત્વપૂજા કરવી પડી નથી. એમણે એવી સૂચના કરી કે **અ**મદાવાદપ્રાર્થનાસમાજના સભાસદોમાંથી જેની ઇચ્છા હોય તેણે એવી પ્રતિજ્ઞા લેવી કે ઈશ્વરની **નિત્યની** ઉપાસના કોઇની માધ્યસ્થી માન્યા વિના કરવી અને તેમાં મૂર્તિપૂજાના ગૌણવિધિનો ત્યાગ કરવો. આ સમયે એમણે

ઘણો ઉલ્લાસ બતાવ્યો હતો. તેના પ્રમાણ સારું, તથા એમની સૂચનાનો અમલ થયો તે જાણવા સારું, નીચેની નોંધ જોવી જોઈએ:–

" 3 rd June 1877.

આજ પ્રાર્થનાસમાજમાં મોટું કામ થયું. મૂર્તિપૂજા ના કરવી એવી પ્રતિજ્ઞા લેવાનો વિચાર ચાલતો હતો તે ઈશ્વરપ્રસાદથી આજ સિદ્ધ થયો. મહીપતરામ તથા લાલશંકરે આ કામને પૂરતો આશ્રય આપ્યો તેથી મારી ધારણા પાર પડી. પ્રતિજ્ઞાનો સારાંશ:—

(૧) નિત્યોપાસનામાં ઈશ્વરની પ્રતિમા અથવા સૃષ્ટવસ્તુની આરાધના કરીશ નહિં.

(૨) રોગ અથવા વિપત્તિના કારણ વિના પ્રતિદિન શ્રદ્ધાથી ઈશ્વરની પ્રાર્થના કરીશ.

(૩) સદાચારે ચાલવાનો તથા પાપથી મુક્ત થવાનો યત્ન કરીશ.

(૪) કોઇની માધ્યસ્થી વિના કેવળ ઈશ્વરનીજ શુદ્ધભક્તિથી મારો મોક્ષ થશે એમ હું માનીશ.

(૫) પ્રતિવર્ષે સમાજમાં કાંઇ યથાશક્તિ દ્રવ્યની સહાયતા આપીશ.

" આ કામ અવશ્યનું હતું તે આજ થયું. હજુ નૈમિત્તિક પ્રસંગે મૂર્તિપૂજા કરવી પડેછે; ન્યાતનાં બંધનો છે ત્યાંસુધી તેવી પ્રતિજ્ઞા લેવાને ઘણાં માણસો તૈયાર નથી; મનથી એ કામ નાપસંદ કરનારા તો ઘણા છે પણ જાહેર હિંમત ચલાવવાને તેમની હિંમત નથી; ઈશ્વર કૃપા કરશે તો તે દિવસ પણ આવશે અને એની સાચી ભક્તિ કરવાનો વધારે ફેલાવો થશે."

આ સમયસુધી પ્રાર્થનાસમાજની ઉન્નતિ ચાલતી હતી. ત્યાર પછી સમભાવે સ્થિરતા ચાલેછે. પરંતુ કોઇ પણ તરેહથી પાછાં પગલાં થયાં નથી. આ સમય પછી થોડી મુદતે કલકત્તાની બ્રાહ્મસમાજમાં કેશવચંદ્ર સેનની કેટલીક મ્હોટી ચૂકનેલીધે બે વિભાગ થયા, અને તે ક્ષોભની અસર છેક અમદાવાદસમાજસુધી લાગી. તેમાં વિશેષ ભોળાનાથના વિચારને અસર થવાથી આ સ્થળે તેવિશે બોલવાની જરૂર છે. સન ૧૮૭૮ માં કેશવચંદ્ર સેનના ધર્મસંબંધી કેટલાક વિચિત્ર વિચાર થયા જણાયા. કેટલેક અંશે આપણા વ્હેમી આચાર તરફ એમનું પરાવર્તન થયું હતું; અને એ વિપરીતગતિની થોડીક અસર ભોળાનાથની વૃત્તિયો ઉપર થઈ. ભોળાનાથને વ્હેમ ઉપર તો પાછી શ્રદ્ધા બેઠી નહિંજ, પણ કેશવચંદ્ર સેનની મહત્તા તથા વિદ્વત્તા ઉપર ઘણોજ

મોહ થવાથી, એમના (કેશવચંદ્રના) જૂની વાત અને નવી વાતનું ઐક્ય બતાવવાના પ્રયત્ન ઉપર એમને રુચિ થઈ. પરંતુ આ પ્રતીપગમન ક્ષણિકજ હતું. કારણ એવી તરેહની સમાનતા તથા વિરોધશમન કરવાના કેશવચંદ્ર સેનના પ્રયત્ન વ્યર્થ થયા. તેમજ **ભો**ળાનાથને પોતાના બુદ્ધિપ્રભાવવડે સત્યાર્થ સમજાયો, અને ઉન્નતમાર્ગમાં ફરીથી એમણે ચાલવા માંડ્યું.

પ્રાર્થનામાળામાં છેક મોડે સૂધી "દેવાધિદેવ" વગેરે પ્રાચીનમતગર્ભ વચનો રહેલાં તે તે મતનું **ભો**ળાનાથ અવલંબન કરતા હતા એમ દેખાડતા નથી, પરંતુ તે દીર્ઘકાળના પૂર્વસંસ્કાર અને સતતપરિચયનુંજ પરિણામ હોવું જોઇએ. એ મતનો એમણે સ્વીકાર નથી કર્યો તેના પ્રમાણ સારું એમના રચેલા "દિંડી તથા અભંગ" નામના ન્હાના પુસ્તકમાંની દિંડી ૨૨ માંની નીચેની બે લીટિયો જોવા બસછેઃ—

નહિં અન્ય દેવદેવિદેવતાઓ,
બહુ દેવતાનિ વ્યર્થ કલ્પનાઓ.

તેમજ આત્માનું ભિન્ન ભિન્ન જીવયોનિમાં સંચરણ, મનુષ્યનો પુનર્જન્મ, વગેરે કલ્પનાઓ એ નહોતા માનતા, છતાં "દયા કરી માનુષ દેહ દીધો" ઇત્યાદિ એવા મતઉપર શ્રદ્ધાનો સંશય ઉત્પન્ન કરનારાં કોઇ કોઇ સ્થળે વચનો એમનાં આવી ગયાં છે, તે અભ્યાસ અને પૂર્વસંસ્કારનુંજ પરિણામ. તોપણ આ વચન ઉપરથી એમ પણ અર્થ થઈ સકે કે પ્રત્યેક પ્રાણીને પોતાનો આત્મા છે, એમ માનવાનેલીધે પણ આવાં વચન આવ્યાં હોય.

વેદાંતમતને વાસ્તે **ભો**ળાનાથે ઘણીવાર વાતચીતમાં તથા વ્યાખ્યાનોમાં એવું કહેલું કે એ મત નાસ્તિકવાદની સમાન છે. પોતાના રોજકામમાં તો એવિશે કાંઇ લખેલું જણાતું નથી; પરંતુ "વેદાંતસ્તોત્રસંગ્રહ" નામના પુસ્તકના આરંભના પૃષ્ઠ ઉપર એમણે નીચે પ્રમાણે ટીકા લખી છેઃ—

"આ પુસ્તક ઈશ્વરનિષ્ઠ તથા ભક્તિમાન્ પુરૂષોને વાંચવા લાયક નથી. અહંબ્રહ્મ એટલે કેવળ નાસ્તિકમતવાળાને કામનું છે. એમાં કોઇ પ્રકારે ઈશ્વરની પ્રાર્થનાના કામમાં આવે એવું સ્તોત્ર નથી. ઈશ્વર દયા કરીને તેમને સત્યધર્મનો સુપંથ બતાવે. **ભો**ળાનાથ **સા**રાભાઈ. તા. ૩ માર્ચ ૧૮૮૭."

**ભો**ળાનાથને હાલના બ્રાહ્મણ ઉપર ઘણીજ અશ્રદ્ધા થઈ હતી. આ અશ્રદ્ધા તથા તિરસ્કારનાં બીજ ઘણાં વર્ષથી રોપાયાં હતાં, પરંતુ તેનું વૃક્ષ

ઘણું મોડું તૈયાર થયું, અને ફળ જોવાં હોય તો ૧૮૮૨-૮૩ માં રચેલી એમની *અભંગમાળાના નીચે લખેલા અભંગમાં જણાશેઃ—

## अभंग ४२.

विप्र धर्मभ्रष्ट बनी वृथा पुष्ट ।
करे कर्म दुष्ट निंद्य घणां ॥ १ ॥
नव जाणे वेद नव जाणे कर्म ।
नव जाणे धर्म शास्त्रना ते ॥ २ ॥
नामधारी द्विजजनसमुदाय ।
फोगटनुं खाय श्रम विना ॥ ३ ॥
स्वधर्म छोडीने बन्या धर्मठग ।
छेतराय जग तेना ढोंगे ॥ ४ ॥
†श्राद्धने दिवसे बेसे पितृस्थान ।
माने यजमान तेने देव ॥ ५ ॥
एवो पितृयज्ञ नीतिथी विरुद्ध ।
करेछे निषिद्ध सुज्ञ जनो ॥ ६ ॥
लोक छे अज्ञान करे वृथा दान ।
आपे अन्नपान कुपात्रने ॥ ७ ॥
अरे प्रभु मारा हवे थई सामा ।
करो तमे क्षमा लावी दया ॥ ८ ॥

તે પ્હેલાં પણ સન ૧૮૫૯ માં, જ્યારે રા. મહીપતરામ વિલાયત ગયા તે સંબંધી પોતાની નાત્યમાં તકરાર ચાલતી હતી ત્યારે, ભોળાનાથે 'નાગર-મિત્ર' નામનો નિબંધ રચ્યો હતો તેમાં એમણે બ્રાહ્મણો વિશે મત જણાવ્યો હતો. તે નીચેના ઉતારામાં જણાશે :—

"ખોટાં કામ મુકાવવા અને સારાં કામ કરાવવામાં ધર્મશાસ્ત્રની પ્રવૃત્તિ છે. અને એજ હેતુથી પ્રાયશ્ચિત્ત વિધિ કહેલોછે. શ્રુતિકાર ઘણા સમજુ અને ઉપકારી હતા. વિનાકારણે કોઇને બહિષ્કાર કરવાનું તેઓના મનમાં નોતું. જુવો કે મહાપાતકીનો ઘટસ્ફોટ કીધા પછી પણ તેને પાછો પોતાની મંડલીમાં લેવાનો તેઓનો ઇરાદો સ્મૃતિવચનોથી સિધ થાયછે.

---

* હજી પ્રસિદ્ધ થઈ નથી.

† પાછળ પૃ. ૧૧૨ મે હસ્તશ્રાદ્ધ વિશે વર્ણન કર્યું છે તે વિધિ ઉપર આ કટાક્ષ છે.

**મનુસ્મૃતિ અધ્યાય ૧૧ શ્લોક ૧૮૬-૧૮૭.**

प्रायश्चित्ते तु चरिते पूर्णं कुंभमपां नवम् ।
तेनैव सार्धं प्रास्येयुः स्नात्वा पुण्ये जलाशये ॥
स त्वप्सु तं घटं प्रास्य प्रविश्य भवनं स्वकम् ।
सर्वाणि ज्ञातिकार्याणि यथापूर्वं समाचरेत् ॥

**અર્થ.**-પતિતે પ્રાયશ્ચિત્ત કીધા પછી, તેના ભાઇભાંડુએ તથા તેણે શુધ જલમાં સ્નાન કરીને પાણીથી ભરેલો નવો ઘડો ભોંય ઉપર મૂકવો, પછી તેણે (પ્રાયશ્ચિત્ત કીધેલા માણસે) તે ઘડો પાણીમાં નાંખવો, અને પોતાના ઘરમાં પ્રવેશ કરવો; પછી તેની સાથે સર્વ સંબંધીઓયે પૂર્વવત્ જ્ઞાતિવ્યવહાર રાખવો.—શાસ્ત્રકારે આ કેવો ઉદાર નિયમ બાંધીને ઉપકાર કરેલોછે. હવડાંના તથા પ્રાચીન કાલના બ્રાહ્મણોમાં કેટલો બધો અંતર પડી ગયોછે. હવડાંના બ્રાહ્મણોમાં હજારે દશ અથવા તેથી પણ ઓછા બ્રાહ્મણ વિદ્વાન તથા સદાચરણી હશે, અને બાકીનો ભાગ બધો કેવલ નામધારક બ્રાહ્મણોછે.

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥

(**મનુસ્મૃતિ** અધ્યાય ૨ શ્લોક ૧૫)

**અર્થ.**—જેવો લાકડાનો બનાવેલો હાથી, જેવો ચામડાનો બનાવેલો મૃગ, તેમજ વિદ્યા ભણ્યા વિનાનો બ્રાહ્મણ એ ત્રણે નામધારક માત્રછે. વલી એ સ્મૃતિમાં એજ પ્રકરણના ચાલતા પ્રસંગમાં લખ્યુંછે કે, અવિદ્વાન બ્રાહ્મણને દાન આપવું એ નિષ્ફલછે,-માટે પાત્રે દાન આપવું એજ શ્રેયસ્કર છે.

વિદ્વાન અને અવિદ્વાનમાં કેટલો અંતર છે પણ હવડાંના લોકોની સ્થિતિ જોઈ ઘણુંજ દુઃખ લાગેછે. ગૃહસ્થ તથા ભિક્ષુકોમાં પરસ્પર ચાલવાનો ધર્મ તથા મર્યાદા છે તે વિવેક હવડાં રહ્યો નથી. વિદ્વાન બ્રાહ્મણોને ગૃહસ્થોએ પોતાના પૂજ્ય ગણવા એ ગૃહસ્થધર્મ છે અને બ્રાહ્મણોએ પોતે સદાચરણથી ચાલી ગૃહસ્થોને ધર્મોપદેશ કરવો એજ તેમનો ધર્મ છે. આ સમયમાં એ ધર્મનો લોપ થઈ ગયો, અવિચાર તથા અવિવેકનું બલ વધી ગયું, બ્રહ્માક્ષર ન જાણે એવા ભિક્ષુકો ગૃહસ્થોના ઉપરી થઈ બેઠા તે શાસ્ત્રના પુસ્તકની એક પંક્તિ વાંચી સકે નહી તેમની પાસે ગૃહસ્થો ધર્મશાસ્ત્રનો નિર્ણય પુછવા જાય અને તે ખોટું કહે તોપણ ગૃહસ્થો તેમને આધીન થાયછે.

ધર્મશાસ્ત્રનો નિર્ણય બતાવવો એ કાંઇ લાડુ ખાવા કે ઘીનાં ટાંકાં કરવા કે પકવાનનો કેલ બનાવવા જેવી સેહેલી વાત નથી. સંસ્કૃત ભાષાનું તથા ધર્મશાસ્ત્રનુ પૂર્ણ જ્ઞાન હોય એવા વિદ્વાન પંડિતોનેજ શાસ્ત્રાર્થ બતાવવાનો અધિકાર છે. અનાચારી અવિદ્વાન અને નામધારક બ્રાહ્મણોને શાસ્ત્રનો નિર્ણય કહેવાની યોગ્યતાજ નથી.

મનુસ્મૃતિ અધ્યાય ૧૨ મો શ્લોક ૧૧૪-૧૧૫.

अव्रतानाममंत्राणां जातिमात्रोपजीविनाम् ।
सहस्रशः समेतानां परिषत्त्वं न विद्यते ॥
यं वदन्ति तमोभूता मूर्खा धर्ममतद्विदः ।
तत्पापं शतधा भूत्वा तद्वक्तॄननुगच्छति ॥

**અર્થ.**—"બ્રહ્મચર્યાદિવ્રત પાલતા નથી, વેદાધ્યનરહિત છે, માત્ર જાતના બ્રાહ્મણ છીયે એટલુ કહી ઉપજીવિકા ચલાવતા હોય, એવા હજારો બ્રાહ્મણો હોય તોપણ તે ધર્મશાસ્ત્રનો નિર્ણય કરવાને યોગ્ય નથી; જે અજ્ઞાન, મૂર્ખ અને ધર્મશાસ્ત્રનો અભિપ્રાય પોતે જાણતા નથી એવા બ્રાહ્મણ જે માણસને ધર્મસંબંધી નિર્ણય બતાવે તો તે માણસનું પાતક હોય તે હજારગણું ( ? ) વધીને તે નિર્ણય બતાવનાર બ્રાહ્મણને માથે પડેછે. આ રીતે ધર્મશાસ્ત્રનો અભિપ્રાય છતાં હવડાંના નામધારક બ્રાહ્મણો અવિચારથી, વિનાકારણે, નાગરોને ટપોટપ પ્રાયશ્ચિત્ત કરાવે છે, તેમાં પ્રાયશ્ચિત્ત કરનાર તથા કરાવનાર બન્નેની સમજણનું તોલ થાય છે."

આવા નામધારી બ્રાહ્મણોને મ્હોએ તેમના દોષ **ભોળાનાથ** પોતાના સ્પષ્ટવક્તાપણાના સ્વભાવપ્રમાણે કહેતા. વેદનો માત્ર મુખપાઠજ જાણનારા પણ અર્થ ન સમઝનારા બ્રાહ્મણોને પણ શાસ્ત્રવચનનો આધાર દેખાડી એ તેમને મ્હોએ તેમની નિઃસારતા દેખાડતા. એવા વેદિયાનો લગ્નાદિક પ્રસંગે નિરુપાયે ઉપયોગ એમને કરવો પડતો. પણ એ લોકોને વાસ્તવિક વિદ્વાન્ સમઝીને કદી માન આપ્યું છે એવું તો **ભોળાનાથે** કર્યુંજ નથી. ન ચાલતે વાપરવાના ઉપકરણ તરીકેજ એમને એમ વાપર્યાં છે. અને એમની કિમ્મત **ભોળાનાથ** કેટલી કરતા, તથા એમનો ઉપયોગ પણ કેવી રીતનો છે, તે પ્રસંગ આવ્યે **ભોળાનાથે** દેખાડેલું છે. એમના ઉપરજ બધો આધાર રાખીને બેઠા નથી એવું સ્પષ્ટ જણાવવાનો પ્રસંગ એકવાર આવ્યો હતો. **ભોળાનાથ**-ની ભાણેજનું લગ્ન હતું તે પ્રસંગે એમના એક યુરોપિયન મિત્રને નિમંત્રણ

કર્યું હતું. ચૉરીમાં લગ્નવિધિ ચાલતો હતો તે વખતે એ મિત્ર સકુટુંબ ઊંચે એક છજામાંથી જોતો હતો. આ જોઈ વૈદિકવર્ગ હઠ પકડી બેઠો કે એ મ્લેચ્છ અહિંથી જાય તોજ વેદોચ્ચાર થાય. **ભોળા**નાથે કહ્યું—"આ બીજા આસપાસ નગારચી વગેરે મુસલમાનો છે, તે શું મ્લેચ્છ નથી? તેમના સાંભળતાં કેમ વેદોચ્ચાર કરોછો? તેમ છતાં તમારે નાજ કહેવી હોય તો પધારો, હું લગ્નવિધિ જાતે કરાવીશ, તમારું કામ નથી." આ સાંભળી વેદમૂર્તિ બ્રાહ્મણોએ ગૂપચૂપ ફરીથી વિધિ ચલાવવો શરૂ કર્યો. **ભોળા**નાથની લોકનિર્ભયતાનું પણ આ એક ઠીક ઉદાહરણ છે.

હાલના અવિદ્વાન્ બ્રાહ્મણો **ભોળા**નાથને અરુચિકર હતા તેમજ પૂર્વના બ્રાહ્મણો, જેમણે પુરાણાદિક રચીને **આર્ય**ધર્મને ભ્રષ્ટ બનાવ્યો છે અને **હિંદુ** લોકને અધમપદે આણી દેશ સમસ્તને સર્વથા હાનિ કરી છે અને કેવળ પરાધીન કરી દીધો છે, તે બ્રાહ્મણોને તેજ કારણનેલીધે મહાધિક્કારની દૃષ્ટિથી એ જોતા. એ લોકની સ્વાર્થપરતા, લોભ, તથા શાઠ્ય ઉપર એમના જેટલો તિરસ્કાર ભાગ્યે કોઇને થયો હશે. એ તિરસ્કાર કેટલે દરજ્જે વાજબી હતા એવિષે વિચાર કરિયે તો નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોતાં એ તિરસ્કાર સર્વથા યોગ્ય હતો એમ જણાશે. આ તિરસ્કારના ફળમાં એમને ખરી વિદ્વત્તા ઉપર શ્રદ્ધા બેઠી અને સત્ય ઇશ્વર ઉપર ઘણો ભક્તિભાવ પેદા થયો. એ વિશે આગળ વિવેચન થશે. સંસ્કારશુદ્ધિ મળ્યા પછી એમના ધાર્મિક વિચાર જાણવાને, એમણે રચેલું "અજ્ઞાની અવિચારીરે" એ પદ પરિશિષ્ટ (च.) માં આપ્યું છે તે અવલોકનયોગ્ય છે.

**ભોળા**નાથની ધાર્મિક બે ભિન્ન અવસ્થાની આલોચના કરવાનું કાર્ય ચિત્તરંજક અને ઉપદેશપ્રદ છે. ઉપર લખેલી હકીકત તથા એમના હસ્તાક્ષરની નોંધોના ઉતારા વાંચ્યાથી સર્વને માલૂમ પડશે કે **ભોળા**નાથે ધર્મસંબંધી બે સ્થિતિનો અનુભવ કર્યોછે,—એક અસંસ્કૃત તથા વ્હેમી અને બીજી સંસ્કૃત તથા વિશુદ્ધ. આવી એક અશુદ્ધાવસ્થામાંથી સંસ્કારયુક્ત દશામાં મ્હોટી ઉમ્મરે આવવું એ એક અપૂર્વ બનાવ જેવું ભાસેછે. ચોતરફ વ્હેમી આચારથી વીંટાયલા આદમીને શુદ્ધાવસ્થા પ્રાપ્ત કરવી દુર્લભછે. બાલ્યાવસ્થામાં સર્વ કોમળતા હોવાથી સંસ્કાર પડવા પણ સ્હેલાછે, તેમ પહેલા સંસ્કાર ખશી બીજા નવા સંસ્કાર પડવા પણ સુલભ છે; પરંતુ બાલ્યકાળના વિચાર બધા સુદૃઢ થઈ ગયા પછી. અને તેવા વિચારાનુસાર ઘણાંક વર્ષ સુધી

આચાર કર્યા પછી, ઉન્નત દશામાં આવવું એ ખરેખર ઈશ્વરોપકાર કહેવાય પરમેશ્વરના પ્રસાદ વિના આવો બનાવ થાય નહિં એ સત્યછે. પરંતુ તેની સાથે મનુષ્યપ્રયત્ન પણ હોવો જોઇયે. ભોળાનાથને એ પ્રયત્ન કરવાની શાથી ઇચ્છા થઈ? ગૌણી ભક્તિના માર્ગમાં ઉછરીને આવી સુસ્થિતિ કયી રીતે મળી? એનાં કારણ મારી સમઝ પ્રમાણે બે છે;—તેમાં એક તો એમના પોતાના મુખથી જાણેલું છે. અને બીજું એમના નિત્યકર્મનાં હસ્તલિખિત પુસ્તકો ઉપરથી જણાય છે. એમના બે આશ્રમની વિભાગસીમા સન ૧૮૫૮–૫૯ ની સાલમાં દેખાયછે. વ્હેમી દશા દૂર થવાનાં સુચિન્હો તે સાલમાં જણાયાં, એટલે એ દશાની અંત્યસીમા તે સમયે ગણાય; અને ધર્મસભાની તેજ સાલમાં સ્થાપના થઈ તે સમયે એમની ઉન્નતાવસ્થાની આરંભસીમા ગણાય. તોપણ ખરેખરા વ્હેમી અનાચારને છોડી દેવામાંડ્યા તે ૧૮૬૨ માં અને ત્યારપછી. એવાં કૃત્ય કાંઇ એકે કાળે બનતાં નથી. જેમ જેમ બુદ્ધિ-સંસ્કાર વધતો જાય અને સમયાનુકૂલતા પ્રત્યક્ષ થતી જાય તેમ તેમ મનુષ્યના વિચારમાં તથા કૃતિમાં ફેરફાર થયે જાયછે. મનના આકસ્મિક આ-વેશથી જે પરિવર્તન થાયછે તે બહુધા ક્ષણસ્થાયી હોય છે. આ ન્યાયને અનુસરીને ભોળાનાથની વૃત્તિ અને કૃતિ સમયાનુસાર ફરતી ગઈ, અને તેથી એમણે આકસ્મિક આવેશનાં દુષ્ફળ ભોગવ્યાં નહિં તથા શાશ્વતપણું વધારે મેળવ્યું; તે એટલે સુધી કે, ૧૮૮૦–૮૨ ના ક્ષણિક પરાવર્તન શિવાય, નિરંતર ઉદ્ધારના માર્ગમાં એમના વિચાર તથા કૃતિયો ચાલ્યાં અને મરણ-પર્યંત સત્ય ઈશ્વરના સહવાસમાં રહેવાની એમને ટેવ પડી. ધાર્મિક સુધારણા એ એમનું મુખ્ય કૃત્ય હતું, એમ સમઝયાથી એમનું ચિત્ત નિરંતર એના એજ વિચારમાં રહેતું, અને તેની સાથે ખરો ઉત્સાહ હોવાથી એમના પ્રયત્નનું ઘણે દરજ્જે સુફળ થયેલું જણાયછે. એ સુફળ જનસમૂહને ઘણે દરજ્જે થવું તો દુર્લભ છે, પરંતુ થોડાક ભાગને એથી ઘણો લાભ થયોછે; તેમાં વિશેષ ભોળાનાથની વૃત્તિઓને અદ્દભુત લાભ થયો હતો. એમનામાં સ્વાભાવિક ક્રોધાવેશ વધારે હતો; એ વૃત્તિ એમણે પિતાપિતામહાદિકની પાસેથીજ લીધી હતી. ક્રોધી સ્વભાવનું ઉપશમન એમની ઉત્તરાવસ્થામાં ઘણું થયેલું જણાતું હતું; ક્રોધ સમૂળ નષ્ટ થઈ તેને સ્થળે નિરંતરની ચિત્તશાંતિ વ્યાપી ગઈ. આવા સારા પરિવર્તનનું કારણ વયોવૃદ્ધિ કરતાં ભક્તિભાવની તથા જ્ઞાનની વૃદ્ધિ એ વધારે હતું. પાછળના એક પ્રકરણમાં એમના ભક્તિભાવ

વિષે થોડી સૂચના કરીછે. પરતું આ સ્થળે એ સંબંધે વધારે લંબાણથી કહેવું અવશ્યનું છે; પણ તે કહેતા પ્હેલાં એમની વ્હેમી અવસ્થામાંથી થયેલા પરિવર્તનનાં ઉપર હમણાંજ સૂચવેલાં બે કારણ બતાવીશું. એક કારણ એ લાગેછે કે એમનામાં વિદ્યાસંસ્કાર થોડો થયા પછી અંગ્રેજોનો સહવાસ ઘણો થયો હતો. નોકરીના સબબથી અઠવાડિયામાં એક અથવા બે કરતાં વધારે વખત એમને અંગ્રેજ અમલદારોની ખાનગી મુલાકત થતી, અને એ સહવાસમાં એમને કેટલાક સંસ્કાર થયા હશે, તેના પરિણામમાં આવી એમની સુસ્થિતિ થઈ હશે, એમ અનુમાન થઈ સકેછે. બીજું પ્રત્યક્ષ કારણ જે એમના મુખથી સાંભળ્યું હતું તે એ કે પ્રખ્યાત ડાક્ટર બ્લેરનાં અંગ્રેજી ઉપદેશવાચક વ્યાખ્યાનોનો એમણે રા. રણછોડલાલની સંગતિથી તથા એમની ભલામણથી અભ્યાસ કર્યો હતો, અને એ અભ્યાસના ફળમાં એમને આવી ઉન્નતાવસ્થા મળી. રા. રણછોડલાલ એમના વિચાર સુધારવામાં મૂળ સહાયભૂત હતા એમ ભોળાનાથ પોતે કહેતા. તેમજ ન્હાના ન્હાના સાંસારિક સુધારા જેની સવિસ્તર ગણુનાની જરૂર નથી, તેવા એમની માના હાથથી કેટલાક દાખલ થયેલાછે. આ ઉપરથી જણાય છે કે ઉન્નતિનું અલક્ષિત તેજ એમના કુટુંબમાં મૂળથીજ હતું, અને વ્હેમના ગાઢ તિમિરમાં પણ અદૃશ્ય રીતે તેનો પ્રકાશ પડતો.

આ અજ્ઞાનતિમિરના વાતાવરણમાં સત્યનાં કાંઇક ગૂઢકિરણ હતાં તેનું બીજું એક પ્રત્યક્ષ ઉદાહરણ છે, અને તે પણ ભોળાનાથના પરિવર્તનના દૂરતમ સહકારી કારણોમાંનું એક છે. ભોળાનાથની ફોઈ હમેશાં—અને તેમની સાથે ભોળાનાથની મા પણ કોઇ કોઇ વાર—અમદાવાદમાં ખાડિયા અને સારંગપુરની દરમિયાન એકાદ સ્થળે રામસ્નેહીપંથની ઉપાસનામાં શામિલ થતાં હતાં. આ પંથ રામચન્દ્ર ઉપરથી નથી થયો પણ કોઈ રામચરણદાસ નામના સાધુએ સ્થાપ્યાથી એ નામ પડ્યું છે. રામાવતાર એ પંથના લોક નથી માનતા. એ પંથના અનુયાયી મૂર્તિપૂજા કરતા નથી, પણ માત્ર એક નિરાકાર ઈશ્વરને માને છે, અને 'રામ, રામ,' એ માળાવડે જપ એજ એમની પૂજા છે. અમદાવાદમાં હાલમાં આશરે સો માણસ એ માર્ગનાં હશે. તેઓ પોતાના ઘરમાં પણ મૂર્તિને પૂજતા નથી. કોઇ પછી પૂજતા હશે, પરંતુ એમના મતમાં મૂર્તિપૂજા નિષિદ્ધ છે. એ માર્ગના સાધુ પોતાને માટે અન્ન રાંધતા નથી, પણ સંન્યાસીની માફક અન્નની ભિક્ષા માગેછે. હવેન

વખતમાં રામચરણની ગાદીને પ્રણામ કરવાનું આ માર્ગમાં પેઠું છે. પરંતુ આ ઉપરથી આ સ્થળે તો જણાવવાનું એટલુંજ છે કે આજથી પચાસ વર્ષ ઉપર પણ ( કેમકે ભોળાનાથનાં ફોઈ ગુજરી ગયે તે મુદ્દત થઈ ગઈ છે ), ભોળાનાથના પિતાના કુટુંબમાંથી સ્ત્રીવર્ગમાંથી કેટલાંક અમૂર્ત ઈશ્વરની ઉપાસનાવાળા પંથના મતને માનતાં હતાં, અથવા તો અનુમોદન આપતાં હતાં. અને તેની પ્રત્યક્ષ અથવા પરોક્ષ અલક્ષિત અસર ભોળાનાથના મન ઉપર થયાવિના નહિં રહી હોય; સંસ્કારરૂપે ગૂઢ રહી હશેજ.

આવી ઉન્નત દશા એમને મળી તેનાં બે ચાર રૂપ થયાં. મુખ્ય ઈશ્વર ઉપર સપ્રેમભક્તિ અને શ્રદ્ધા; પાપભીરુતા, મનુષ્યમાત્ર તરફ ભ્રાતૃભાવ, ઉદારતા અને દેશકલ્યાણની સોત્સાહ ઇચ્છા. આ રૂપનાં અનેક ન્હાનાં પેટાઅંગ થાય; તે દરેકનું એમણે સારી પેઠે મનન કર્યું હતું. વિકારોપશમન, જે ધર્મનું એક મુખ્ય અંગ છે તેનો એમણે અભ્યાસ રાખ્યો હતો. એકાદશી વગેરે નિરર્થક વ્રતાચરણ કરી દેહકષ્ટ કરવાનો અસંગત વિધિ, જેનો પૂર્વે પોતે આશ્રય લીધો હતો તેનો હવે ત્યાગ કરી મનોનિગ્રહરૂપ સત્યવ્રતાચરણ કરવા માંડ્યું. દેશકલ્યાણ–તેમાં મુખ્ય ધર્મસુધારણા તથા સાંસારિક ઉન્નતિ–થવાના ભોળાનાથના શ્રમ તથા ઉત્સાહ વિષે પુરતું વિવેચન થયું છે. એમની ઉદારતા વિષે પણ વર્ણન થઈ ચૂક્યું છે. ભ્રાતૃભાવની પણ ચર્ચા થઈ છે. પાપભીરુતાનાં પ્રમાણ જોઇતાં હોય તો એમનાં વ્યાખ્યાનોમાં તથા નિત્યકર્મનાં પુસ્તકોમાં અનેક છે. સર્વે કરતાં વધારે શ્લાઘ્ય તથા તીવ્ર એમનો ભક્તિભાવ તથા શ્રદ્ધા હતાં. ઈશ્વરની ઉપાસના એ નિત્ય નિયમાનુસાર કરતા. એમના ચિત્તની સ્વાભાવિક ચંચલવૃત્તિને લીધે ઘણા લાંબા કાળ સુધી ઉપાસના એ કરી સકતા નહિં, પરંતુ જેટલી ક્ષણ સુધી તે કાર્યમાં એ પ્રવૃત્ત રહેતા તેટલા સમયસુધી તો ઈશ્વરમાંથી બ્હાર એમની વૃત્તિ જતી નહિં, અને એવી રીતે દિવસમાં અનેક વાર અલક્ષ્ય રીતે એ ઈશ્વરસંલગ્ન રહેતા. એમનામાં એટલો ભક્તિભાવ હોવાનું કારણ એજ કે એમને જગત્કર્તા પ્રત્યે સપ્રેમ દૃઢ શ્રદ્ધા હતી. જ્યારે એ મૂર્તિપૂજા કરતા ત્યારે માતા ઉપર સંપૂર્ણ શ્રદ્ધા અને ભક્તિભાવ હતાં. તેના પ્રમાણ સારું નીચે બે ગરબા ઉતારિયે છિયે; એ ગરબામાંનો એક પોતાના પુત્ર આપારાવને પ્રથમ પુત્રપ્રાપ્તિ થઈ તે પુત્રના રક્ષણાર્થે પ્રાર્થનાનિમિત્ત એમણે રચ્યો હતો; અને બીજો એમના ભાણેજના લગ્નસમયે જોડ્યો હતો. એ આ સ્થળે ઉતારવાનું કારણ માત્ર એજ છે કે મૂર્તિપૂજા ભોળાનાથ કરતા

તે પણ ખરી શ્રદ્ધાથી કરતા, અને અસ્થાને જતો પણ ભક્તિભાવનો પ્રવાહ તે સમયે પણ સબળ વેગવાળો હતો તે સ્પષ્ટ થાય:—

## શ્રી.

અલબેલીરે અંબે માત જોવાને જઈયે એ રાગની ગરબી છે.

વીશ્વેશ્વરી અંબે માત, જગદુદ્ધારણી તું,
ભુવનેશ્વરી ત્રીભુવનતાત, જગદુદ્ધારણી તું;
જગકર્તા જગભરતા દેવી સકલલોકઆધારરે,
બ્રહ્માદીક સહુ બોલી થાક્યા તોય ન પાંમ્યા પાર.—જગદુધારણી તું. ॥ ૧ ॥
એક અનેકે વ્યાપક માજી ચીદ્રુપે તમ આપરે,
*અઘટઘટ ઘટ નાયસી માયા, (?) છો સમરથ માબાપ.—જગદુધારણી તું. ॥ ૨ ॥
મતી આપો શુભ માજી મુજને હુ છું રંક અનાથરે,
સકળ કામના મનની પુરો, સર્વ તમારે હાથ.—જગદુધારણી તું. ॥ ૩ ॥
શરણ આવ્યોછું માજી તારે, રાખુ દ્રઢ વિશ્વાસરે,
ભક્તી આપીને ચીતમાં રાખો, અંતે તમારી પાસ.—જગદુધારણી તું.॥૪॥
સંકટ વેલા સાહાય થયાં ને પાલ્યાં બહુવીધ લાડરે,
કરૂણા કીધી મુજપર માજી. શો વાલું તમ પાડ.—જગદુધારણી તું. ॥ ૫ ॥
જનતારણી શુભમંગલકારણી, હારણી દુખ તતકાલરે,
પશુપાલણી જગધારણી અંબે રક્ષણ કરજો બાલ.—જગદુધારણી તું.॥ ૬ ॥
શુ બોલું શું બોલું માજી, પૂર્ણ રૂપ અગાધરે,
દીન દાસ થઈ માગું માતા ક્ષમા કરો અપરાધ.—જગદુધારણી તું. ॥ ૭ ॥

## શ્રી.

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં.—એ રાગની છે.

અંબે અખીલ બ્રહ્માંડ બીરાજો છો—
બહુ ગાજો છો પૂર્ણ પ્રતાપ જગતમાંહી આપ.—પધારો આ અવસરે ૧
દેવી મંત્ર કે જંત્ર હું નવ જાણુ નવ જાણું વીધી બહુજાપ,
વીમોચન શાપ.—પધારો આ અવસરે. ૨
તમને સેવે સકલ દેવી દેવતા
વદે વેદ વીશે વીખ્યાત કે સર્વનાં માત. —પધારો૦ ૩

---

* અઘટિતઘટનાપટીયસી એ શબ્દસમુદાયને બદલે અહિં કંઇ ગડબડ થઈ જણાય છે.

અંબે તુજ વીન નથી કોઈ આશરો
ચીત રાખી સુણો માહારી વાત, છો માતને તાત.—પધારો૦ ૪
રાજરાજેશ્વરી દેવી અંબીકા
ભવતારણી જનસુખકાર, જગત આધાર.—પધારો૦ ૫
ભાવ નમ્ર કરી વંદુ તવ ચરણે
શરણે આવી પાડુછુ પોકાર, લગાડો ન વાર.—પધારો૦ ૬
મનપત્ર ને શ્રદ્ધાની લેખણી
ભક્તીરંગે લખે તારો દાસ, રાખી વીશ્વાસ.—પધારો૦ ૭
વેહેલાં આવી શોભાવો આ મંડપે
પુજું ચીત લાવી ચર્ણની પાસ, એ છે મારી આસ.—પધારો૦ ૮
તીથી મુહૂર્ત વીચારીનેજ આવો
તે વેલા કરૂં શુભ કાંમ હઈયે ધરી હાંમ.—પધારો૦ ૯
નવ જાણું વીધી કે વીધાનમાં
એક જાણું અંબે તારૂં નામ, જેથી થાય કામ.—પધારો૦ ૧૦
માજી મંડપશોભા વધારજો
પધારજો ગણ સઉ સંગ જામે બહુ રંગ.—પધારો૦ ૧૧
ગણરાજ ગણાધીપતી લાવો
લાવો શંભુ શીવા અરધંગ, જટામાંહી ગંગ.—પધારો૦ ૧૨
તમે દયા કરો અંબે માવડી
તમે આવોની આજનાં આજ, સદા સીરતાજ.—પધારો૦ ૧૩
શરણે આવ્યાની લાજ વધારોછો,
સુધારોછો તેનાં સઉ કાજ, તમે મહારાજ.—પધારો૦ ૧૪
અપરાધ લક્ષાવધી મેં કીધા,
તે સામું જોશો નહી માત હું જોડુંછું હાથ.—પધારો૦ ૧૫
દીન દાસ તમારો છું હું માજી,
એવું કહેતાં આવ્યાં અકસ્માત અંબે સાક્ષાત.—પધારો આ અવસરે ૧૬

આ બે ગરબા વાંચ્યાથી એમનો ભક્તિભાવ પ્રત્યક્ષ જણાય છે. તે વખત માતા ઉપર શ્રદ્ધા હોવાથી આ ગૌણીમાર્ગનો ભક્તિભાવ એમનામાં હતો; પરંતુ શુદ્ધ સંસ્કાર મળ્યા પછી અમૂર્ત ઈશ્વર ઉપર પણ માનસિક ભક્તિ ખરા અંતઃકરણની હતી; એના પ્રમાણમાં એમની "પ્રાર્થનામાળા," તથા "દિંડી

તથા અભંગ" માં આવેલી સર્વ અમૂલ્ય પ્રાર્થનાઓ છે. તેમજ એમની "અભંગમાળા" ના પ્રથમ શતકનો અભંગ ૬૦ મો એમના ગાઢ ભક્તિભાવના વિશેષ નમૂના દાખલ નીચે ઉતાર્યો છે:—

मने प्रिय लागे तमारुं भजन । पामे मारुं मन शान्त तेथी ॥ १ ॥
भजनथी रेशे विमुख जे जन । पामशे पतन अंते सत्य ॥ २ ॥
प्रभुनी शक्तिनुं सदा निरीक्षण । आपेछे शिक्षण क्षण क्षण ॥ ३ ॥
नियमित थाय मेघनुं वर्षण । करवा पोषण प्राणियोनुं ॥ ४ ॥
आरोग्य राखवा कीधांछे सृजन । फल पुष्प अन्न औषधियो ॥ ५ ॥
तमारे आधीन जननमरण । हलनचलन छे सर्वस्व ॥ ६ ॥
तमारी कृपानुं करीने स्मरण । नमुंछुं चरण साष्टांगे हुं ॥ ७ ॥
मनकामनाओ करुं निवेदन । करो कृपाघन परिपूर्ण ॥ ८ ॥

આવો ગાઢ ભક્તિભાવ અંતઃકરણની સુદૃઢ શ્રદ્ધા વિના થાય નહિં.

કેટલાક લોકો શ્રદ્ધાના બે પ્રકાર કહેછે,—બાલકની શ્રદ્ધા અને પ્રૌઢ પુરુષની શ્રદ્ધા. "બાલકની શ્રદ્ધા સરળ અને કારણ વગેરેની પૃચ્છા કર્યા વિના સંતુષ્ટ હોયછે. ઘણા માણસોના ધર્મજીવનનો આરંભ આ પ્રકારની શ્રદ્ધાથી થાયછે. પરંતુ તે શ્રદ્ધાનું સ્વરૂપ હમેશ આમનું આમ રહેતું નથી; કેમકે તે બહુ અંશે બ્હારથી મેળવેલી શ્રદ્ધાછે, જાતિઅનુભવનું પરિણામ નથી. પરંતુ કેટલાક લોકોમાં આવી બાલકવત્ શ્રદ્ધા ઘણો લાંબો વખત ટકેછે. ઈશ્વરનું અસ્તિત્વ માનવું, એનું સાંનિધ્ય અને મનુષ્ય ઉપરનો એનો નિરંતરનો પ્રેમ માનવાં, જીવનયાત્રામાં દોરનાર અને સત્યમાર્ગ બતાવનાર જ્યોતિ તરીકે એને માનવો;—આ સર્વ આવી સાદી શ્રદ્ધાવાળાને સહેલું લાગેછે. આ સત્યોની સુંદરતા અને શાન્તિજનની તથા પાવની શક્તિ તેજ એ સત્ય સ્વીકારવાને એ લોકોને મન પુરતાં કારણ છે, અને એમને બાજી સાબીતીની અપેક્ષા રહેલી નથી. ધર્મના પ્રશ્નોને સંબન્ધે તો આવા માણસો બહુધા માનસિક શાન્તિથી પૂર્ણ જીવન ગાળેછે. તત્ત્વજ્ઞાનના ઊંડા અને શોધક પ્રશ્નો એમને સ્પર્શ કરતા નથી, અને એમને પોતાની શ્રદ્ધાને તત્ત્વજ્ઞાનના પુરાવાની મદદની અપેક્ષા નથી હોતી તેથી, શ્રદ્ધાની બાબતો જોડે તત્ત્વજ્ઞાનના પ્રશ્નો મેળવનારા પુરુષોના માનસિક ક્ષોભ અને વિપરીત પ્રયત્નોનું પૂરું હાર્દ આ સાદા શ્રદ્ધાળુઓ સમઝી સકતા નથી અને તેની સાથે સમભાવ થઈ સકતા નથી. પરંતુ આ સાદી અને નિર્મળ શ્રદ્ધા અને માનસિકશાન્તિવાળું જીવન

નિરંતર રહેતું નથી. વ્હેલેમોડે સર્વના જીવનમાં આ સરળ શ્રદ્ધા પાછી હઠીને માનસિક ક્ષોભ તેનું સ્થળ લેછે, અને તે ક્ષોભ કેટલીકવાર ઘણો લાંબો ચાલેછે અને દુઃખજનક બનેછે. પૂર્વે જે વાત માનવી ઘણી સ્હેલી જણાતી હતી, તે હવે માનવી ઘણી કઠણ લાગેછે. માત્ર માનીને જ મન જેથી સંતુષ્ટ થતું, તે વાત હવે **જાણવાની** તેની ઇચ્છા થાયછે. શ્રદ્ધા અને તર્કબુદ્ધિનું યુદ્ધ આમ ખરેખરું જેના મનમાં શરૂ થાયછે, તેના મનને જ્ઞાન મેળવ્યા વિના,—કોઇ પણ માનસિક ક્રિયાઓથી જ્ઞાન મેળવ્યા વિના,—ધર્મનાં તત્ત્વોના સત્યનો જાતીય અનુભવ કર્યાવિના, સંતોષ થતો નથી. આ યુદ્ધનો અર્થ એજ છે કે શ્રદ્ધા તે જ્ઞાનનું રૂપ ધારણ કરવાને પ્રયત્ન કરેછે, અને જ્ઞાન તે સાક્ષાત્કાર બનવાને પ્રયત્ન કરેછે. સંશય, ઉત્કંઠા, ધ્યાન, તત્ત્વશોધ, વાદવિવાદ, ઇત્યાદિ સાધનોની દ્વારા શ્રદ્ધાના જ્ઞાનરૂપમાં આવિર્ભાવ પામવાના પ્રયત્નના પરિણામમાં એક વધારે ગંભીર અને વધારે ઉદાત્ત પ્રયત્નક્ષોભ થાયછે અને તેથી જ્ઞાન તે સાક્ષાત્કારમાં રૂપાન્તર પામેછે, અને અંતે આત્મિક દુનિયાંનાં સનાતન સત્યમાં આત્મા નિરંતર અને અચલ સ્થાપિત થાયછે. આધ્યાત્મિક આલસ્યને લીધે અથવા તર્કબુદ્ધિ ઉપર અસાધારણ અવિશ્વાસને લીધે, જે પુરુષો શ્રદ્ધાના જ્ઞાનરૂપમાં પરિણત થવાના પ્રયત્નને રોકેછે, તેઓ કાં તો ખરી શ્રદ્ધા તદ્દન ખોઈને આખી જિંદગી સુધી અંદરખાનેથી સંશયાત્મા રહેછે, કે કાં તો જાતીય અનુભવ અને સાક્ષાત્ દર્શનથી જે શ્રદ્ધાનું બળ તથા જ્વલંતપણું મળી સકેછે તેથી હીન રહેછે." *

* તા. ૧૭ મી જુન ૧૮૮૮ ના Indian Messenger માંના એક વિષય ઉપરથી.

"The simple, unquestioning, childlike faith, with which most men begin their religious life, does not last for ever. It does not last, because, to a great extent, it is a faith received from without, and is not the result of personal experience. But in some men it lasts very long. To believe in the existence of God, to believe in His nearness, and His constant love to man, to believe in Him as the light and guide of life,—all this is easy to them. The very beauty and the peace-giving and sanctifying power of these truths commend them to their acceptance, and they need no other proof. Such men generally live a life of intellectual quietude, so far at least as religious questions are concerned. The deep and searching questions of Philosophy do not touch them, and needing no confirmation of their faith from Philosophy, they cannot appreciate and sympathize with the intellectual struggles and misguided efforts of those who mix up

આ વિચારોના પ્રકાશથી તપાસતાં **ભોળાનાથની** શ્રદ્ધા બાલકની શ્રદ્ધાને મળતી વધારે હતી એમ જણાયછે. પરંતુ ઉપરના વિચારોને કેટલેક અંશે ખોટા પાડે એવી એ શ્રદ્ધા હતી. બાલકશ્રદ્ધા તે જન્મભર રહેતી નથી એ જો સત્ય હોય, તો **ભોળાનાથની** શ્રદ્ધા એ સામાન્ય નિયમને અપવાદભૂત હતી. તેમજ એ શ્રદ્ધામાં પ્રૌઢશ્રદ્ધાના ઉપર કહેલા સાક્ષાત્કાર તથા જાતીય અનુભવ એ અંશજ ન્હોતા એમ ન્હોતું. બાલકશ્રદ્ધાને પ્રૌઢશ્રદ્ધામાં સંક્રાન્ત થતાં જે અંતઃક્ષોભની કસોટીમાંથી જવું પડેછે; શ્રદ્ધાને જ્ઞાન બનતાં, જ્ઞાનને સાક્ષાત્ દર્શન બનતાં, જે સંશયાદિકના તોફાનમાં થઈને સંક્રમણ કરવું પડેછે; તે પ્રસંગ **ભોળાનાથના** ધર્મજીવનને બહુધા આવ્યોજ ન્હોતો એમ માનવાને કારણ છે. એ ખરું કે એમની પ્રાર્થનાનાં પદ્યોમાં કોઇ સ્થળે ઝાંખી સૂચના છે,* જેથી

---

philosophical questions with matters of faith. But this life of simple and unclouded faith and of intellectual quietude in matters religious, does not last for ever. Very early with some, late with others, it gives place to a life of intellectual struggle, sometimes very long and painful. What appeared very easy to believe before, now becomes very hard to believe. What the mind was content by merely believing, it now wants *to know*. * * * * * * * * Nothing short of *knowledge*,—by whatever processes it may be gained,—nothing short of a personal experience of the truth of religious doctrines, will satisfy the mind in which this struggle of faith and reason has really begun. * * * * This struggle is nothing more or less than the struggle of faith to become knowledge, and of knowledge to become sight. The struggle of faith to be transformed into knowledge, with all its accompanying doubts, anxieties, meditations, philosophical researches and controversies–leads to that deeper and nobler struggle, by which knowledge itself is transformed into sight, and the soul is for ever immovably established in the eternal varities of the spiritual world. Those who, from spiritual indolence or from an abnormal distrust of Reason, arrest the struggle of faith to become knowledge, either lose all real faith whatever, and remain secret doubters all their life, or are at least deprived of that vividness and strength of faith which personal experience and direct vision alone can give.

*"નાસ્તિકઊર્મિ ઉપજતાં તત્ક્ષણ તેને નિવારિ ધિક્કારે." પ્રાર્થનામાળા અંક ૧૩ મો, ગીતિ

એમ જણાય કે સંશયના ક્ષોભમાં એમનું મન કોઇક વખતે પડ્યું હશે. પરંતુ તે લાંબો ચાલનાર પ્રયત્નક્ષોભના કરતાં ક્ષણિક વૃત્તિની વધારે સૂચના કરેછે. નાસ્તિકતર્કનો ભોળાનાથ સર્પવત્ પરિહારજ કરતા હતા, છતાં એ 'અંદરખાનેથી સંશયાત્મા' પણ ન્હોતા, તેમ જાતીય અનુભવ અને આધ્યાત્મિક સાક્ષાત્કારના તેજથી હીન પણ ન્હોતા. આનું કારણ શું? ખરું જોતાં શ્રદ્ધાના ઉપર કહેલા બે ભેદ છે તે સર્વવ્યાપક નથી. અંધશ્રદ્ધા, બાલશ્રદ્ધા, અને પ્રૌઢશ્રદ્ધા, એમ ત્રણ ભેદ કરવા જોઇયે. અને ઉપરના વિચારોમાં જે જે બાલશ્રદ્ધાને વિશે કહ્યુંછે, તે તે બહુધા અંધશ્રદ્ધાને વધારે લાગુ પડેછે. બાલશ્રદ્ધા તે તો એકદૃષ્ટિયે જોતાં પ્રૌઢશ્રદ્ધાની પેઠેજ, પણ કાંઇક પ્રકારાન્તરેજ, ઈશ્વર, અનંતત્વ, ઇત્યાદિ આધ્યાત્મિક તત્ત્વોના સાક્ષાત્કારથી પ્રકાશિતજ હોયછે. આજ કારણથી ખરી બાલશ્રદ્ધાને તર્કબુદ્ધિના પવનના તોફાનમાં થઈને ગયા વિનાજ આધ્યાત્મિક સત્યના રમણીય પ્રદેશના કિનારા ઉપર ઉતરવું દુર્લભ નથી. આ રીતે ભોળાનાથની શ્રદ્ધાના વિશેષ સ્વરૂપનો ખુલાસો થઈ સકેછે.

પૂર્વે જે પુરુષ સર્વ વ્હેમી આચારમાં ગ્રસ્ત હતા, તેમણે પાછળથી સંસ્કારશુદ્ધ થઈ વ્હેમમાત્રને દૂર કરી સ્વચ્છ નિર્મળ અંતઃકરણ કર્યું; પૂર્વે જે પુરુષે અનેક બ્રાહ્મણોને દાનદક્ષિણાથી સંતુષ્ટ કર્યાં હતા, તેજ પુરુષે તેજ બ્રાહ્મણોને સ્વાર્થપર ગણી અવગણના કરી; પૂર્વે જે પુરુષને ગ્રહજન્માક્ષરાદિકના વ્હેમ ઉપર શ્રદ્ધા હતી, તેજ પુરુષે સત્સંગે કરીને તે વાત ઉપરથી શ્રદ્ધા જઈ તેવી વાતને ઉત્તેજન આપવું બંધ કર્યું; પૂર્વે જેમના ઘરમાં શ્રાવણ માસ વગેરે વ્રતને સમયે પૂજાદિક કર્મ થતાં, તેમના ઘરમાંથી તે સર્વ અનાચાર નિર્મૂળ જતા રહ્યા; પૂર્વે જેમણે માતા મહાદેવ ઉપર અંતઃકરણની શ્રદ્ધા રાખી તેમની ભક્તિ કરેલી, તેજ મહાપુરુષે એ ગૌણી ભક્તિનો સમૂળ ત્યાગ કરી સત્ય નિરાકાર તથા અમૂર્ત ઇશ્વિરની સાથે પોતાની ચિત્તવૃત્તિ સંલગ્ન કરી;—આ સર્વ સુપરિવર્તનથી આસપાસની હિંદુ પ્રજાને વિવિધ પ્રકારની અસર થઈ. એમનાથી વૃદ્ધ અથવા સમવયસ્ક પુરુષો, તેમજ એમનાથી અલ્પ•વયના મનુષ્યો—જે હૃદયને અધમ દશામાં રાખનાર મૂર્તિપૂજાદિક અનાચારને અંતઃકરણથી હજી વળગી રહ્યા હતા, તેઓની દયાને પાત્ર ભોળાનાથ થયા. એમના નિકટ સંબંધીમાંથી વૃદ્ધ હશે તે તો છેક સુધી માનતાંજ નહિં કે ભોળાનાથના વિચાર આટલા ફરી ગયા હોય—(તેમની દૃષ્ટિયે બગડી ગયા

હોય). કેટલાંકને એમ લાગતું કે એ જાતે ભોળા હોવાથી જુવાન પુત્રોના નવા વિચાર પાછળ પોતાની ઇચ્છા વિરુદ્ધ દોરાયા જાયછે. કેટલાક, જેઓને પાશ્ચાત્ય વિદ્યાનો સંગ થયો ન થયો જેવો હતો, તેઓને મન ભોળાનાથ નિંદાસ્પદ લાગ્યા. નિરુદ્યોગી લોકો નિરંતર તેમની નિંદાનોજ કટુ સ્વાદ ચાખ્યા કરવા લાગ્યા. અંગ્રેજી વિદ્યાનો લાભ મળેલા યુવકોમાંથી કેટલાકો અનેક જાતની પ્રતિકૂળતા હોવાનેલીધે પોતે એમનું અનુકરણ ન કરી સક્યાથી એમના કૃત્ય અને વિચારમાંથી ભૂલ સોધી કાઢવાના પ્રયત્નમાં પોતાની તર્કશક્તિ લઢાવવા લાગ્યા. અને કેટલાક જેમને વિદ્યાના સુફળરૂપ સત્યાસત્ય સોધવાની શક્તિ આવી હતી તેઓ ભોળાનાથના વિચારપરિવર્તનની તથા ધર્મ સુધારણાના એમના અશ્રાંત સોત્સાહ પરિશ્રમની પ્રશંસા કરવા લાગ્યા, અને પ્રાર્થનાસમાજના સિદ્ધાંતાનુસાર ચાલનાર જીવંત દૃષ્ટાંતરૂપ ભોળાનાથના આવા ઉત્કર્ષયુક્ત આચારવિચારથી સંતુષ્ટ થયા, તથા પ્રાર્થનાસમાજની સ્થાપનાને દેશના સૌભાગ્યસૂર્યનો ઉદય થયો એમ માનવા લાગ્યા. અને તત્ત્વત: થયું પણ એમજ; પ્રાર્થનાસમાજના ઉત્તરોત્તર ઉત્કર્ષથી તથા ભોળાનાથનાં પદ, વ્યાખ્યાન, સંભાષણાદિક શ્રમથી ગુજરાતમાં ધર્મસુધારણાનો આરંભ થઈ ચૂક્યો, અને તેનો પ્રવાહ અસ્ખલિત ચાલ્યો.

આ ઉદયમાં ભોળાનાથ મુખ્ય નાયક હતા એમ કહિયે તો ચાલે. એમણે પોતાની સંગતિથી ઘણાકને સુધાર્યા છે અને દેશસુધારણાનાં મહાકૃત્ય માથે લેનાર એક નવી પ્રજા ઉત્પન્ન કરી છે. આવાં સુફળ ફક્ત વ્યાખ્યાન અથવા ભાષણથી થતાં નથી. સંસારમાં રહેવા છતાં વૈરાગ્ય કેવી રીતે સચવાયછે એનું દૃષ્ટાંત જોઇતું હોય તો ભોળાનાથની વૃત્તિ તથા કૃતિ જોવી. સત્ય વૈરાગ્યયુક્ત હૃદયમાંથીજ સ્વાભાવિક રીતે નિકળેલા નીચેના શબ્દો છે એમ સહજ જણાશે:—

*घरबार छोडी जाय वनवास ।
आपी अति त्रास कुटुंबीने ॥ १ ॥
साधु बनवाने बदलेछे वेश ।
नहिं ए उद्देश ईश्वरनो ॥ २ ॥
हस्तपादादिनां मळ्यां छे साधन ।
जीवनोपार्जन करवाने ॥ ३ ॥

* અભંગમાળામાંનો અભંગ છે.

साचा साधुजन न तजे संसार ।
करे व्यवहार यथाशास्त्र ॥ ४ ॥

विहित विधिथी भोगवीने भोग ।
करेछे उद्योग सत्कर्मनो ॥ ५ ॥

परम प्रभुनां पाळीने विधान ।
करेछे कल्याण लोकनुं ते ॥ ६ ॥

धन्य एवा साधु पुरुषनो जन्म ।
करे शुभ कर्म निष्कामथी ॥ ७ ॥

प्रभु मने प्रेरो एवां शुभ कर्म ।
न धरुं अधर्मपंथे पाद ॥ ८ ॥

સંસારની માયાથી વીંટાયલા છતાં, એટલે પુત્ર પુત્રી અને તેમનાં છોકરાં તથા છોકરાંનાં છોકરાંના કોલાહલથી ભરપૂર ગૃહમાં રહીને પણ એમણે ઈશ્વર સાથે હૃદયની એકતા કરી. એમના સ્વાભાવિક ભક્તિભાવને તથા સ્નેહાળ વૃત્તિને ઉત્તેજન મળ્યાથી એ ઉત્કૃષ્ટ ભાવ ઉત્તરાવસ્થામાં પ્રફુલ્લ થયા. એ ભાવ સુદૃઢ થવાથી મહાદુઃખમાં પણ ઈશ્વરને દોષ ન દેતાં તે કરે તે આપણા સારા સારૂં એવો એ દૃઢ વિશ્વાસ રાખતા. તેના ઉદાહરણ માટે,—પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાના જ્યેષ્ઠ પુત્રના મરણ સમયે એમણે જે અસાધારણ ધૈર્ય તથા ઈશ્વરાધીનતા બતાવી હતી તે બસ છે. તેના પ્રમાણ સારૂં, તથા જગતની અસ્થિરતા વિશે એમનો દૃઢ વિશ્વાસ બતાવવા સારૂં નીચેનો અભંગ ઉતાર્યો છે. એ એમણે પોતાના જ્યેષ્ઠ પુત્રના મરણના પછી એક વર્ષની અંદર તા. ૧૫ મી ઑગસ્ટને દિવસે રચ્યો હતો:—

સમર્થ પ્રભુનું સ્મરણ કરૂંછું,
ભસ્તક ધરૂંછું ચરણમાં. ૧

અગમ્ય ગહન ગતિ છે તમારી,
થાકે વાણી મારી ગાતાં ગુણ. ૨

અશાશ્વત સર્વ સાંસારિક સુખ,
આવી પડે દુઃખ અકસ્માત. ૩

*આજ છે મંગલ, કાલે અમંગલ,
થાયછે નિષ્ફલ યત્ન સર્વ. ૪
આજ મિત્રયોગ કાલે છે વિયોગ,
ભોગવવા ભોગ જે જે આવે. ૫
આજ પુત્ર સાથે થાયછે બાપણુ,
થાય વિસર્જન કાલે તેનું. * ૬
પ્રિય પુત્ર ગયો પ્રભુ પુણ્ય ધામે,
મુક્તિપદ પામે આત્મા તેનો. ૭
હાથ જોડી નાથ કરૂં હું વિનતિ,
કરશો ઉન્નતિ તે આત્માની. ૮
અજ્ઞાનથી લાગે સર્વ વિપરીત,
પરંતુ ઘટિત કરે પ્રભુ. ૯
વિયોગથી થાય સ્વાભાવિક દુઃખ,
આપો ચિત્તસુખશાંતિ મને. ૧૦
તમારી કૃપાથી કરું હું તિતિક્ષા,
ભોગવું હું શિક્ષા જે આપો તે. ૧૧
તેસઠ વરસ આજ પૂરાં થયાં,
વૃથા સર્વ ગયાં ભક્તિ વિના. ૧૨
આત્મકલ્યાણાર્થે સાધ્યું ન સાધન,
પ્રભુ આરાધન કીધું નહિ. ૧૩
અવશેષ કાલ વૃથા નવ જાય,
સર્વ કાર્ય થાય પ્રભુપ્રિય. ૧૪
પ્રભુચરણથી રહે નહિ લક્ષ,
નિરખું સમક્ષ તમને હું. ૧૫

આ મહાદુઃખપ્રસંગે ઈશ્વરની ઇચ્છાને તાબે થવાની વૃત્તિ **ભોળાનાથે** એટલી બધી કેળવી હતી કે એમના કુટુંબના એક જૂના મિત્રે શોકસમભાગી થવાના શબ્દો કહેતાં તેના ઉત્તરમાં **ભોળાનાથ** બોલ્યાઃ—"આવે પ્રસંગે દુઃખને માટે ઈશ્વરને દોષ દેવો એ તો શું, પણ મનને શોકને વશ થવા દેવું તે પણ મહા અપરાધ ગણવો જોઇયે." આ શબ્દો બોલતાં સ્વાભાવિક શોકોદ્વેગનું

* આ અભંગમાં દર્શાવેલા કેટલાક વિચાર મરાઠી ગીત "कधी सुख पारावार, कधी होय हाहाकार" ઈત્યાદિ—માંથી લીધેલા જણાયછે.

અને અસાધારણ ધર્મધૈર્યનું યુદ્ધ એમની મુખમુદ્રા ઉપર સ્પષ્ટ જણાતું હતું. તેવામાં વળી બીજે વખતે બીજા મિત્ર આગળ એ બોલ્યા કે;—"આ દુનિયાંમાં માણસની સ્થિતિ રણભૂમિમાં ચાલનાર યોદ્ધાના જેવી છે; આમથી તેમથી અનેક ગોળીઓનો પ્રહાર શરીર ઉપર પડયે જાયછે, પણ યોદ્ધો તે તરફ લક્ષ ના આપતાં એક સીધે રસ્તે છેવટના લક્ષ્ય તરફ દૃઢ પગલે ચાલ્યો જાયછે. સંસારનાં દુઃખોમાં માણસે પણ તેમજ કરવાનું છે."

પ્રાર્થનાસમાજના પ્રતિજ્ઞાપત્રમાં **ભો**ળાનાથે એવી કબૂલાત કરી હતી કે રોગના સમય વિના નિત્ય ઉપાસના કરવી; પરંતુ રોગને સમયે **ભો**ળાનાથ પોતે સવિશેષ ઈશ્વરસંલગ્ન રહેતા. આખરના મંદવાડમાં મહારોગથી પીડિત હતા, પરંતુ અંતના ત્રણ દિવસ જે વખત એ અચેતન સ્થિતિમાં હતા તે શિવાય એક દિવસ પણ એ ઈશ્વરોપાસના વિના રહેતા નહિ. ઈશ્વરોપાસના એમના આત્માનું પોષણ હતું. અને એ થઈ રહ્યા પછી એમને ચિત્તસ્વસ્થતા મળી હોય એમ પ્રત્યક્ષ જણાતું. ઈશ્વરના ઉપર આટલો પ્રેમભાવ હોવાથી એમને મૃત્યુની બિલકુલ ભીતિ ન હોતી, અને મરણભીરુ લોકને એ હશી કાઢતા. આખરના મંદવાડમાં એમણે પોતાના જીવિતની આશા ઘણે ભાગે છોડી હતી, તોપણ મરણની ભીતિ બિલકુલ બતાવી અથવા રાખી ન હોતી; એથી ઉલટું જ્યારે એમના મિત્ર રા. રણછોડલાલ એમના દેખતાં જરાક ચિંતા બતાવતા ત્યારે **ભો**ળાનાથ તરત કહેતા કે "મરી જવાશે તેમાં શું થયું ?" એમનામાં મરણના ભયનો અભાવ તથા મરણમાટે તત્પરતાનું એક ઉત્તમ ઉદાહરણ છે. અંતના મંદવાડમાં એમની પથારી સમીપ નિરંતરની રીત પ્રમાણે કુટુંબમંડળ પ્રાર્થના કરવાને બેઠું હતું. કેટલાંક પદ્ય ગવાયા પછી **સ**સાનંદ **અ**ગ્નિહોત્રીકૃત "સંગીત પુષ્પાવલી" માંથી નીચેનું પદ ગવાયું:—

हरिनामभजनका बेला है ।
मन करत वृथा अवहेला है ॥ १ ॥
जग दो दिनका यह मेला है ।
फिर करना कूच अकेला है ॥ २ ॥
क्यौं बिरथा क्लेश अनेक सहे ।
जगतृष्णापावकमांहिं दहे ॥ ३ ॥

ઇત્યાદિ.

આ પદ ગાતાં, અતિ અશક્ત શરીરના અશક્ત મનઉપર અનિષ્ટ અસર થશે એમ ધારીને, મૃત્યુ સંબંધી બીજી કડી, વચમાં વિચ્છેદ પાડયાવિના,

ન સમઝાય એમ ટાળી દઈ ગાન ચલાવ્યું. પરંતુ તેના ભાવમાં મગ્ન થયેલા, મરણને શુભદ્વાર ગણનાર, **ભોળાનાથ**, એ આખું પદ એમને યાદ હતું તેથી, જાણે એ કડી ગવાઈજ છે એમ વાસ્તવિક સમઝીનેજ, પોતાના એક પુત્ર તરફ દૃષ્ટિ કરી વચમાં બોલી ઉઠ્યા.—"કૂચનો અર્થ સમઝ્યા?" "કૂચ" એટલે "કાંઇ" એમ નહિ; 'કૂચ' એટલે 'જવું' "મુકામ ઉપાડી ચાલવું."—એમ કહેતાં 'કૂચ' નો અર્થ હાથના અભિનયથી દેખાડતા ગયા. આ વચનનું ઉચ્ચારણ કરતી વખત એમની મુખમુદ્રા તથા બોલવાની રીત એટલાં ભાવ-સૂચક હતાં કે તેથી તેમની મરણતત્પરતાની છાપ સર્વના મન ઉપર પડી.

**ભો**ળાનાથના જેવો ભક્તિભાવ ગુજરાતમાં એમની સ્થિતિના અથવા ગુરૂ કહેવડાવનારા લોકોમાં પણ ભાગ્યે જેવામાં આવશે. આ કહેવું અતિશયોક્તિ છે એમ ઉદાર તથા વિચારશીલ વાચકવર્ગને નહિ લાગે. એમની દયા, સુશીલતા, ઉદારતા, પ્રેમ, નિષ્કપટતા, ગર્વાભાવ, ઉત્સાહ, ભક્તિ આદિ સર્વ પ્રશસ્ય અને અપ્રતિરૂપ હતાં. આ સર્વ મહાગુણ **ભો**ળાનાથનામાં સંપૂર્ણરૂપે વ્યાપ્ત હતા તેથી એ મહાપુરુષમાં ગણાયા છે; અને તે ગણના યોગ્ય છે. એમનું સુવિચારસંપન્ન તથા સચ્ચરિત્રયુક્ત સર્વ જીવન દૃષ્ટાંતરૂપ, શિક્ષા લેવા લાયક, તથા સર્વથા અનુકરણીય છે.

---

## પ્રકરણ ૧૦ મું.

### ગ્રંથો તથા લખાણો.

પોતાના પિતાની કીર્તિનો પ્રવાહ જારી રાખવાને માટે, સત્યનિષ્ઠતા તથા સુધારાની આગેવાની માટે, ધર્મના કાર્યમાં જિંદગીનો મ્હોટો ભાગ સમર્પણ કર્યા માટે,-વગેરે કારણો માટે **ભોળાનાથ સારાભાઈ** એ નામ ગુજરાતના મ્હોટા ભાગમાં જાણીતું થયેલુંછે; તે કરતાં પણ તે ખ્યાતિ ચિરસ્થાયિની રાખી સકે એવો સ્તંભ એમના ગ્રંથોનો સમુદાય છે. પ્રાર્થનાસમાજને અંગે પ્રસિદ્ધ થયેલી "પ્રાર્થનામાળા" તથા તે શિવાય બીજા ન્હાના ન્હાના ગ્રંથો હાલ ગુજરાતી સાક્ષરવર્ગ તથા વાચકવર્ગમાં પ્રસિદ્ધ છે, અને તેના રચનાર તરીકે **ભો**ળાનાથનું નામ પણ બહુ સ્થળે જાણીતું છે.* એમના લખાણનો ઘણું કરીને બધો ભાગ ધર્મસંબન્ધીજ છે, અને ઘણું કરીને બધી પોતાની પ્રવૃત્તિ ધર્મસંબન્ધી લખાણમાંજ એમણે વાપરી હતી, એટલે સાહિત્યના બીજા ભાગની પેઠે એમના લખાણની પરીક્ષા કરવાનીજ નથી. ધર્મસંબન્ધી કાવ્યની જે જે મર્યાદાઓ છે તેમાં રહીનેજ એ કાવ્યો તપાસવાનાં છે.

તે કરવાની પૂર્વે સામાન્ય રીતે થોડુંક બોલવું ઉચિત છે. જીવનચરિત્રનો વિષય બનવાની યોગ્યતાનું સ્વરૂપ શું તે સવિસ્તર કહેવાનું આ સ્થળ નથી. પરંતુ એટલુંજ કહેવું બસ છે કે, જો અજ્ઞાન અને વ્હેમના અંધકારમાંથી જાતે મુક્ત થઈ પ્રકાશમાં આવીને સંતુષ્ટ થઈ બેશી ન રહેતાં, પાછળ રહી ગયેલા પોતાના મનુષ્યબંધુઓને પણ તે પ્રકાશમાં ખેંચી લાવવા સબળ અને સફળ કર પસારનાર પુરુષ જીવનચરિત્રનો વિષય થઈ સકે; જો તે સાધ્યની સિદ્ધિને અર્થે સાધનમાં તન, મન, અને ધનનો વ્યય કરનાર જીવનચરિત્રને લાયક ગણાય; અને તે મનના વ્યયમાં-જીવનચરિત માટે અધિકાર આપનારું ઉત્તમોત્તમ સાધન જે કવિત્વ-તે કવિત્વરૂપી મહાસાધન એ મહાન્ ઉદ્દેશમાં વાપરનાર જો જીવનચરિતની યોગ્યતાને પામે;-તો સર્વથા **ભો**ળાનાથમાં એ યોગ્યતા-જીવનચરિતના માનની યોગ્યતા-હતી. સામાજિક સુધારામાં આગેવાની માટે, અને કદાચિત્ ધર્મના સુધારામાં અગ્રણીપણા માટે, મતવાદી લોકોનો **ભો**ળાનાથની

---

* રચનાર તરીકે **ભો**ળાનાથે પોતાનું નામ પુસ્તક ઉપર છપાવ્યું નથી;-પ્રાર્થનાસમાજને અર્થે એ સર્વ કાવ્ય સમર્પણ કર્યું એટલે પછી પોતાનો સંબંધ દર્શાવવો અનુચિત લાગ્યો હશે તેથી. પરંતુ "પ્રાર્થનામાળા"ના અંક ૧૫ મામાં ગીતિમાં શ્લોક ૬ થી માંડીને શ્લોક ૯ સુધીમાં પૂર્વાર્ધઉત્તરાર્ધના આરંભના અક્ષરોમાં પોતાનું નામ અંતર્લાપિકાદ્વારા આણ્યુંછે.

એ યોગ્યતા માટે મતભેદ હશે. પરંતુ કવિત્વની બાબતમાં તો ગુજરાતમાં સર્વ સ્થળે એમની યોગ્યતા માટે ભિન્નમત ભાગ્યેજ સંભવશે. પછી એમના કવિત્વની યોગ્યતા તથા ગુણદોષની મર્યાદાનો નિર્ણય તો નિષ્પક્ષ ભવિષ્યની પ્રજાના હાથમાં છે.

આજકાલ્ય **ભોળાનાથ**નાં કાવ્ય તે–પ્રાર્થનાસમાજના ઉપકારક સાધનને લીધે કાંઇક, પણ વિશેષે કરીને તેમાંના અંતર્ગત ગુણોને લીધે—લોકપ્રિય થઈ પડયાંછે. તેનું દૂરતમ બીજ નૈસર્ગિક શક્તિજ હોવી જોઇયે. પછી અનેક ઉપકારક નિમિત્તોએ આવી ચઢી સફળતા સારી કરી એ તો ખરુંજ. અને એ નૈસર્ગિકી શક્તિ આધુનિક માનસશાસ્ત્રપ્રમાણે તપાસતાં એમના પિતા તથા પિતામહના મનોગુણથી ઉતરી હોવી જોઇયે, એમ જણાયછે. **સારા-ભાઈ** ફારસીમાં પ્રવીણ હતા તે એટલે સુધી કે કવિતા પણ તે ભાષામાં ઉત્તમ પ્રકારની કરતા; અને એક સમયે એ ભાષામાં શીઘ્રકવિત્વથી કોઇ સભામાં મનરંજનકારક થયા હતા એમ **ભોળાનાથ**ના કહેવામાં હતું. વ્રજભાષામાં પણ કવિતા **સારાભાઇ**યે ઘણીક કરીછે, પણ તે વખત પ્રસિદ્ધિનાં સાધન ન હોવાથી અંધકારમાં રહેલી. આ કવિતા વ્રજભાષાની જાતની કવિતામાં ઊંચા પ્રકારની જણાયછે. અને એ મસ્તિષ્કનો અંશ બીજરૂપે **ભોળાનાથ**માં ઉતર્યો, અને કેળવણીના સંસ્કારથી તથા સમય સુધરતાં બીજા પણ સંસ્કારનાં સારાં સાધનને યોગે એ બીજમાંથી સુંદર પુષ્પિત વૃક્ષ ઉદ્‌ભૂત થયું, એમાં સંદેહ નથી.

**ભોળાનાથે** કવિતા રચવા ઉપર કિયા સમયથી લક્ષ આપવા માંડયું તેના આદિમ ક્ષણનો નિર્ણય કરવો કાંઇક કઠણ છે. એમના રોજકામ ઉપરથી એટલું તો જણાયછે કે એમની જૂનામાં જૂની પદ્યરચના ઉપર સંવત્ ૧૯૧૫ નું વર્ષ છે. સંવત્ ૧૯૨૨ ના અરસામાં કાલિદાસના "**અભિજ્ઞાન શાકુન્તલ**"નું ભાષાન્તર કરવાનો આરંભ **ભોળાનાથે** કર્યો હતો. પણ રા. **ઝવેરીલાલ ઉમિયાશંકર** એ કામ કરવા લાગ્યાછે એમ સાંભળ્યું એટલે એ પડતું મૂકયું, એમ એમના જાતના કહેવાથી જાણુંછે. એ ભાષાન્તર થયું હોત તો કેવું થાત એની કલ્પના કરવી એ, એમની કવિતાની પ્રવૃત્તિ બીજીજ દિશામાં ગઈ હોવાથી, કઠણ છે. તોપણ એ પ્રયત્નને અંગે કરેલા નીચેના શ્લોક જડયાછે તે ઉપરથી જણાશે કે એ ભાષાન્તર ગુણહીન થાત નહિં :—

*સૃષ્ટિ આદ્યે સૃજ્યું જે,[1] હવન[2]હવિ ગૃહે, હોમને જે[3] કરેછે,
જે બે[4-5] કાલો ધરેછે, શ્રુતિગુણસહિતે,[6] જે બધે વ્યાપિ રેછે,
જેથી ઉત્પન્ન સર્વ,[7] (વેં?) તરુજળતરણાં, તત્ત્વ[8] જે પ્રાણ પાલે,
એવી આઠે તનૂએ યુત પ્રભુ તમને રક્ષણો સર્વ આલે. ૧

†નહિજ નહિજ રાજા ઘાત બાણે કરો માં,
કુમલ મૃગતનૂના પ્રાણ પ્યારા હરો માં,
મૃદુ મૃદુ મૃદુ પુષ્પે અગ્નિજ્વાલા ધરો માં,
અઘટિત ક્રૂર કર્મો હે વિભૂ આચરો માં.
નહિ નહિ કદિ શોભે યોગ બેહૂ સમાન
અબલપશુવધોથી ના મલે કાંઇ માન
હરણ અતિ કુણાં તે કેમ સહે વજ્રતીર
નહિ ઉચિત કહ્યોછે ધર્મ હે શૂરવીર.

§ માર્ગાંતરે અતિ સુરમ્ય સરોવરો રે
નીલાંબુજો ખિલિ રહે અતિ સુંદરાં રે
વૃક્ષો લતાથિ રવિકિર્ણ રહે સમાન
રેણૂ સરોજરજથી મૃદુ પુષ્પવાન.
બોલે સુબોલ બહુ કોકિલ કેલિકારી
વાધે વિનોદ વનિતા વનમાં વિહારી

---

* या सृष्टिः स्रष्टुराद्या वहति विधिहुतं या हविर्या च होत्री
ये द्वे कालं विधत्तः श्रुतिविषयगुणा या स्थिता व्याप्य विश्वम् ।
यामाहुः सर्वभूतप्रकृतिरिति यया प्राणिनः प्राणवन्तः
प्रत्यक्षाभिः प्रपन्नस्तनुभिरवतु वस्ताभिरष्टाभिरीशः ॥

† न खलु न खलु बाणः सन्निपात्योयमस्मिन्
मृदुनि मृगशरीरे पुष्पराशाविवाग्निः ।
क्व बत हरिणकानां जीवितं चातिलोलं
क्व च निशितनिपाता वज्रसाराः शरास्ते ॥

§ रम्यान्तरः कमलिनीहरितैः सरोभि-
श्छायाद्रुमैर्नियमितार्कमयूखतापः ।
भूयात्कुशेशयरजोमृदुरेणुरस्याः
शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ॥

શાકુન્તલા કુશલતા પરિપૂર્ણ કામો
શાંતાનુકૂલ પવનો સુપથોજ પામો."

"ઈશ્વરપ્રાર્થનામાળા" હાલ જે ક્રમમાં મૂકાઈ છે તે પ્હેલાં તેના અંગભૂત કેટલાંક પદ્યો ખેડામાં સંવત્ ૧૯૨૬-૨૭ માં રચાયલાં હતાં. સરકારી નોકરીમાં દિવસનો મુખ્ય ભાગ ગાળવો પડતો, છતાં તેમાં પણ અને નિરંતર નિયમિત આચારને અનુસરવાના અભ્યાસને લીધે પ્રભાતના ઉત્તમ સમયમાં **ભો**ળાનાથનો પદ્યરચનામાં કાળ સફળ જતો. નોકરી છોડ્યા પછી તો રાત્રિ તથા દિવસનો ઘણો ભાગ કાવ્ય કરવાના હૃદયાનુકૂલ કર્મમાં એ કાઢતા.

**ભો**ળાનાથની કવિતાનું નિરીક્ષણ કરવામાં પ્રથમ તેની ભાષા વિશે બોલવું યોગ્ય છે. હાલમાં ગ્રંથકારવર્ગમાં ભાષાનો પ્રવાહ મુખ્ય બે માર્ગમાં જાયછે. એક તો સરલ, વખતે ગ્રામ્ય, અને સાદી ભૂમિમાં થઈ સંક્રમણ કરેછે. બીજો કૃત્રિમ, આડંબરદંભી, શુષ્કગર્જનાયુક્ત થઈ, વૃથાપાંડિત્યની ભૂમિમાં થઈને પોતાનો ગૌરવયુક્ત પ્રવાહ ચલવેછે. પ્રથમનો વર્ગ રૂઢ ગુજરાતી શબ્દો, સરળ ગુજરાતી શબ્દો, અને કોઇ વેળા ગ્રામ્ય શબ્દો પણ વાપરેછે. બીજો વર્ગ સંસ્કૃત શબ્દો-ભારે ભારે સંસ્કૃત શબ્દો, અસાધારણ સંસ્કૃત શબ્દો, અને સંસ્કૃતમાં પણ ન જણાય એવા કૃત્રિમ કપોલકલ્પિત "તર્જુમિયા"* શબ્દો-વાપરેછે, તથા વાક્યરચના પણ કદી કદી અરૂઢ વાપરેછે, અને જેને રા. **ન**વલરામે "સંસ્કૃતમય" ગુજરાતી કહીછે, અને ખરું જોતાં જે અસંસ્કૃતજ છે, એવી ભાષા વાપરેછે. આ બે પરસ્પરવિરોધી શૈલીનું અદ્ભુત સમાધાન **ભો**ળાનાથની શૈલીમાં થયુંછે. બંનેમાંના દોષનો ત્યાગ કરી, ગુણોનું ગ્રહણ કરી, જહદજહત્સ્વરૂપ ધારણ કરી, પોતાના અનન્યસામાન્ય ગુણ મેળવી, રસમય તેમજ પ્રૌઢ શૈલીની ઉત્પત્તિ એ સમાધાનનું ફળછે. આ અભિપ્રાયને રા. **ન**વલરામના નીચેના અભિપ્રાયથી પુષ્ટિ મળશેઃ—

†"ઈશ્વરપ્રાર્થનામાળા એ નામનું કવિતાનું એક પુસ્તક છપાયાંને તો થોડાંજ વર્ષ થયાંછે, પણ તેટલી મુદતમાં તેની શુદ્ધ તથા પ્રૌઢ વાણી, નિર્મળ વિચાર, અને અમદાવાદપ્રાર્થનાસમાજના અખંડ ઉદ્યોગથી તે ગુજરાતમાં સઘળે

* પોતાની ભાષામાં અર્થ પ્રથમ ઉપસ્થિત ન થતાં અંગ્રેજી અથવા બીજી પરકીય ભાષામાં પ્રથમ ઉપસ્થિત થઈને પછીથી પોતાની ભાષામાં આણવા વાપરેલા કિલષ્ટ અરૂઢ શબ્દો. રા. **ન**વલરામનું "સંસ્કૃતમય ગુજરાતી" એ મથાળાનું **ગુ**જરાતશાળાપત્રના ૧૮૮૩ના મે માસના અંકમાં લખાણ જુવો.

† ઈ. સ. ૧૮૭૯ના જાન્યુઆરી માસનું "ગુજરાતશાળાપત્ર"-આરંભમાં-જુવો.

ઠેકાણે પ્રસિદ્ધ થઈ ચૂક્યુંછે. એના બનાવનાર રાવબહાદુર ભોળાનાથ સારાભાઇ અમદાવાદના એક મોટા કુલીન તથા ગર્ભશ્રીમંત નાગર ગૃહસ્થ છે. અને તેમની તર્ફથી આશા રખાય તે પ્રમાણેજ ભાષાની શુદ્ધ પ્રૌઢિ જે ઈશ્વરપ્રાર્થના જેવા વિષયમાં અવશ્યની છે તેમાં ગુજરાતી ભાષાના સઘળા આધુનિક લખનારાઓને એમણે હઠાવ્યાછે. ભાષાની જૂની તથા નવી કેલવણી એમનામાં યોગ્ય રીતે મળી હતી અને તેજ એમની વાણીના મોહનું મુખ્ય કારણ છે."

એજ વિશે બીજે સ્થળે પણ રા. નવલરામ આ પ્રમાણે કહેછે:—

* "જો પ્રૌઢ ભાષા પણ અનુભવી વિદ્વાન ગૃહસ્થથી લખાએલી હોય છે તો તે સાધારણ લોકથી એ કાંઇ સમજાતી નથી એમ નથી. પ્રૌઢ ભાષા સાધારણ લોકને અપ્રિય કે અગ્રાહ્ય નથી તેનું પ્રત્યક્ષ ઉદાહરણ ભોળાનાથભાઇની "ઈશ્વરપ્રાર્થનામાળા" છે. આ પુસ્તકની પ્રૌઢ ભાષાસંબંધી અમે અમારો વિચાર પૂર્વે એકવાર કાંઈ વિસ્તારથી દર્શાવી ચુક્યા છીએ એટલે તે બાબત હાલ વધારે બોલવાની જરૂર નથી. પણ કહેવાની મતલબ એ છે કે જોકે એ પુસ્તક સંસ્કૃત શબ્દોથી કેવળ ભરપૂર છે, ફારસી આરબી શબ્દો તો ઘણું કરી આખા પુસ્તકમાં એકે શોધ્યો પણ જડશે નહિ, અને અપભ્રંશ શબ્દો પણ ન ચાલેજ વાપરેલા દેખાયછે, તોપણ તે ભાષાની બાબતમાં સર્વમાન્ય થઈ પડયુંછે, અને જૂની કેળવણીના માણસો પણ તે હોંસે હોંસે વાંચેછે. આમ થવાનું કારણ શું? એજ કે એમાં ગમે એટલા અને ગમે એવા સંસ્કૃત શબ્દો વાપર્યાછે તોપણ સઘળા ગુજરાતની શિષ્ટ ભાષાને માન્ય છે, એટલે તે પ્રાચીન ગ્રંથોમાં વપરાએલાછે અને અદ્યાપિ દેશના શિષ્ટમંડળમાં હમેશાં બોલાતાછે. એ શબ્દો તર્જુમીઆ કે "લેખિનિનૃત્યાલય"ના જેવા કપોલકલ્પિત નથી."

ઉપર કહેલા બે શૈલીના યોગ્ય સંમિશ્રણનાં ઉદાહરણ "પ્રાર્થનામાળા" તથા "હિંડી અને અભંગ" માં સ્થળે સ્થળે મળશે. એ પુસ્તકો એટલાં પસરેલાં છે કે એમાંથી ઉદાહરણાર્થે ઉતારા આપી સ્થળ તથા સમય રોકવાની જરૂર જણાતી નથી. એટલુંજ કહેવું બસછે કે જ્યાં સાદા રૂઢ ગુજરાતી શબ્દો આવ્યા હશે ત્યાં પણ પ્રૌઢ શબ્દો જોડે જોડે એવા વેરાયા હશે, તેમજ

---

* "ગુજરાતશાળાપત્ર"–ઇ. સ. ૧૮૮૩–મેના અંકમાં "સંસ્કૃતમય ગુજરાતી" એ મથાળાના લખાણમાં (પૃ. ૧૦૭) જુવો.

પ્રૌઢ શબ્દોમાં રૂઢ શબ્દો હેવા વેરાયા હશે, કે એ બંને વિરોધિ ન જણાતાં એક એકના ઉપકારક થઈ–સરલ શબ્દો પ્રૌઢ શબ્દોનું ગૌરવ ઓછું કરવાથી તેમનામાં પણ જાણે સરલતાનો અંશ પ્રેરી, તેમજ પ્રૌઢ શબ્દો સરલ શબ્દોની લઘુતા ઘટાડી તેમનામાં પોતાની પ્રૌઢિ પ્રેરી, સમતોલ, અનુદ્વેગકર, અને શ્રુતિસુખ રચના ઉપસ્થિત થવાની. અને પ્રૌઢ શબ્દો પણ અપરિચિત અથવા કૃત્રિમતાદૂષિત કોઈ પણ સ્થળે જડશે નહિં.

ભોળાનાથની મધુર અને ગંભીર વાણીના મોહનું સબળ પ્રતીતિકર પ્રમાણ એ છે કે એ વાણીનું અનુકરણ એમના પછી ઘણાએ કર્યુંછે. અનુકરણ એ અનુકૃત વસ્તુની સુંદરતાનું કાંઇ અવ્યભિચારિત પ્રમાણ નથી. કવિ નર્મદાશંકરની કર્તા કર્મ ક્રિયાપદોને ઉથલપાથલ કરી નાંખનારી (પાછળના વખતની) ગદ્યશૈલીનાં પણ અનુકરણ થયાંછે; તેમજ કવિ દલપતરામની શુદ્ધ રૂઢ ભાષાવાળી પણ વખતે ગ્રામ્યતામાં પેસતી અને કવિત્વના જ્યોતિથી બહુધા હીન એવી પદ્યશૈલીનાં પણ અનુકરણ થયાંછે. પરંતુ અનુકરણ એ અનુકૃત વસ્તુની મોહકશક્તિનું તો સૂચક છેજ. ભોળાનાથની શૈલીની સુંદરતા તો પ્રમાણાન્તરથીજ જણાય છે, પ્રત્યક્ષજ છે. અને એ સુંદરતા–અનુકરણ કરનારની અયોગ્યતાને લીધે તથા અનુકરણનું કામ દુષ્કર હોવાને લીધે–આજ સુધી થયેલાં અનુકરણોમાંથી એકેમાં આવી જણાતી નથી.

એજ મોહક શક્તિનું બીજું સૂચક પ્રમાણ બીજી ભાષાઓમાં ભાષાન્તર થવાં એ છે. "ઈશ્વરપ્રાર્થનામાળા" તથા "ઈશ્વરોપાસના" નાં હિન્દીમાં ભાષાન્તર આખાં થયાંછે, અને છૂટક છૂટક પદ્યનાં પણ ભાષાન્તર બંગાળીમાં થયાંછે.

ભોળાનાથની ભાષાશૈલી પરિપક્વ દશાને પામી તે તો પાછળથીજ– "પ્રાર્થનામાળા" નો મ્હોટો ભાગ એમણે સરકારી નોકરી છોડ્યા પછી જે રચ્યો તે અને તે આસપાસના અરસામાંજ. એમનાં પુરાતન ગદ્ય તથા પદ્યનાં લખાણ જોતાં જણાયછે કે લેખનપદ્ધતિ જેવા ન્હાના વિષયમાં તથા શબ્દશુદ્ધિની બાબતમાં એમની તે સમયની શૈલી કાચી અને દોષયુક્ત હતી. પાછળ આપેલા એમના રોજકામના ઉતારાઓ ઉપરથી તથા અંબાજીના સંબન્ધનાં પદ્યો ઉપરથી આ વાત જણાઈ આવશે, અને એનાં ઉદાહરણ એમાં મળી સકશે. સંવત્ ૧૯૧૫ માં રચેલાં* "વીશ્વેશ્વરી અંબે માત જગદુદ્ધારણી

* પાછળ પૃ. ૧૩૩ મે આખાં દાખલ કર્યાંછે.

તુ " એ ગરબી અને "અંબે અખીલ બ્રહ્માંડ બીરાજેછે" એ ધોળ; પછી સંવત્ ૧૯૨૭ માં રચેલું "કીરપા કીધી અંબે મારી માવડી" એ ધોળ*; અને પછી પાછળનાં ક્રમવાર કાવ્યો તપાસતાં એમની ભાષામાં થતા સંસ્કારનું સંક્રમણ જણાઈ આવશે. -હસ્વ ઇ ને બદલે બહુધા સર્વત્ર દીર્ઘ ઈ, ળ ને બદલે લ (ગુજરાતીમાં રૂઢ થયેલા શબ્દોમાં પણ), 'ઋ' ને બદલે 'ર', 'પછી'ને બદલે 'પછે', આવ્યો વગેરે ને બદલે 'આવો' વગેરે–ઇત્યાદિક વિશેષ એમનાં જૂનાં લખાણમાં જણાઈ આવશે, તથા સંસ્કૃત શબ્દો વાપરવામાં અશુદ્ધિ કદી કદી દેખાશે. પરંતુ જે રીતે અને જે સત્યશોધકતા અને સત્યપ્રિયતાને લીધે જૂની વ્હેમી અસંસ્કૃત સ્થિતિમાંથી ક્રમે ક્રમે અલક્ષિત પણ અંતે સુલક્ષિત રીતે સજ્જ્ઞાન અને સુધારાની સંસ્કૃત સ્થિતિમાં એ આવ્યા, તેજ રીતે અને તેજ સત્યશોધકતા અને સત્યપ્રિયતાને લીધે, અસંસ્કૃત ભાષાશૈલીમાંથી હાલની એમની સંસ્કૃત ભાષાશૈલીમાં એમણે સંક્રમણ કર્યું. નિતો અધિકાધિક જ્ઞાનની વૃદ્ધિને અર્થે ક્ષુદ્રતમ સાધનમાંથી પણ લાભ લેવો અને એ રીતે નિરંતરનો વિદ્યાભ્યાસ જારી રાખવો, એ અભિમાનરહિત જિજ્ઞાસુત્વને લીધે જ આ સિદ્ધિ એમણે મેળવી. હાલ એમના સમકાલીન કેટલાક બીજી રીતે જૂની નવી વિદ્યાવાળા ગૃહસ્થો હજી પણ 'આવો,' 'ગઓ' વગેરે લખતા જણાય છે, તે ઉપરથીજ તારતમ્ય જણાઈ આવશે. આ ઝીણી અથવા નજીવી વાત કોઇને લાગશે; પણ તેમ નથી. એમાંથી તો ભોળાનાથની નિરંતર વૃદ્ધિ પામવાની વિલક્ષણતાનું બીજ જણાયછે.

ઉપર કહેલા કાચી શબ્દશુદ્ધિવાળી શૈલીમાંથી પાકી સબળ શૈલીમાં થયેલા સંક્રમણના જૂદા જૂદા ક્રમ તપાસવાને અર્થે આપણે એમનાં બે ત્રણ છૂટા છૂટા સમયનાં પદ્યોનું નિરીક્ષણ કરિયે. સંવત્ ૧૯૧૫–એટલે ઈ. સ. ૧૮૫૯ ના અરસામાં રચેલી ગરબી તથા ધોળ પાછળ આપ્યાંજ છે.

શરણ આવ્યોછું માજી તારે રાખું દ્રઢ વિશ્વાસ રે<br>
ભક્તી આપીને ચીતમાં રાખો અંબે તમારી પાસ.

જગદુધારણી તું.

સંકટ વેલા સાહાય થયાં ને પાલ્યાં બહુવિધ લાડ રે<br>
કરૂણા કીધી મુજ પર માજી સો વાલું તમપાડ

જગદુધારણી તું.

---

* પાછળ પૃ. ૨૫ મે આખું દાખલ કર્યુંછે.

આમાં શબ્દશુદ્ધિસંબન્ધી ચૂકો દર્શાવીછે, તે ઉપરથી એમની પૂર્વે-ની લેખનપદ્ધતિ જણાશે. આ ઢબ અનિયમિત પણ હશે એમ લાગેછે. આજ ગરબીની બીજી ટૂકમાં 'કર્તા' એમ શુદ્ધ છે અને 'ભરતા' એમ દૂષિત છે. લેખનશુદ્ધિ ઉપર લક્ષ આપનારો તે સમયજ ન્હોતો.

દેવી મંત્ર કે જંત્ર હું નવ જાણું
નવ જાંણું વીધી બહુ જાપ વીમોચન શાપ
પધારો આ અવસરે.
અંબે તુજ વીન નથી કોઈ આસરો
ચીત રાખી સુણો મહારી વાત, છો માતને તાત
પધારો આ અવસરે.

પૂર્વેની ગરબી કરતાં વિશેષ ભાવબળવાળી અને વિશેષ કવિત્વવાળી આ ધોળની રચનામાં શબ્દશુદ્ધિદોષ (જે આ કડીઓમાં દર્શાવ્યા છે તે) તો તેવાજ છે. અને છ દિવસનેજ અંતરે લખાયલાં બે પદ્યોમાં એથી જાદી રીતની સ્થિતિ સંભવેજ નહિં.

ઈ. સ. ૧૮૬૪ અને ૧૮૬૮ ની વચમાં નીચેના ચાર દોહરા છે. અમુક વર્ષ લખ્યું નથી, પણ આ અરસાના રોજકામની ચોપડીમાં એ લખ્યાછે તેથી આટલી સમયમર્યાદા તો નિશ્ચયાત્મક બંધાયછે.

જે સત્તાથી વિશ્વનો થયો ઘણો વિસ્તાર
તે ભગવાન મહાનને પ્રણમૂં વારંવાર. ૧
પુરૂષોત્તમ પરિપૂર્ણ છો આદિ બીજ જગદીશ
સ્વામિ સર્વથી પારછો ધ્યાન ધરૂ હરનીશ. ૨
જે મધ્યે સઘલૂં રહયૂં જેથી થાય પ્રકાશ
બ્રહ્માદિકથી પાર છો સ્વાયંભૂ અવિનાશ. ૩
એવા શ્રેષ્ઠ મહેશને શરણ રહ્યો હું દીન
સર્વનિયંતા આપ છો જિવ સઉ તમઆધીન. ૪

• આ સાદી, સરલ, પણ નિર્માલતાદોષરહિત, શૈલીમાં લખાયલા દોહરાઓ-માં એ જોવા જેવું છે કે શબ્દશુદ્ધિમાં ઘણોજ સુધારો થયેલોછે. 'સઘલૂં' એમાં લકાર શિવાય બાકી બીજા શબ્દશુદ્ધિના દોષ મ્હોટા જણાતાજ નથી. વસ્તુતઃ લકારનો પ્રયોગ તો છેક સૂધી પણ સંસ્કૃતસમ શબ્દો—જેવા કે काल, बाल, निर्मल, ઇત્યાદિ—માં એ કરતાજ હતા. અને હજી પણ એ

પ્રયોગ વિશે સાક્ષરવર્ગમાં મતભેદજ છે. એટલે એ મુખ્ય દોષ નજ કહેવાય. આ ઠેકાણે ભાષાના પ્રકરણમાં–કવિત્વ વિશે આગળ બોલવું છે છતાં આગળ ઉપર ફરી આના આ ઉતારા કરવા ન પડે અથવા પાછળ આપ્યાંછે કરી આ ભાગનાં કાવ્યો તરફ લક્ષ ખેંચવું ન પડે માટે–આ કાવ્યોના કવિત્વ વિશે પણ પ્રસંગે બોલીજ દેવું ઠીકછે. આ સાદા કાવ્યમાં ઉપર કહ્યું તેમ નિર્માલ્યપણું થઈ ગયું નથી અને તે ગુણ ટેકાવી રાખનાર તત્ત્વ કવિત્વજ છે એમ કોઇ પણ સુજ્ઞ જોતાં વાંતજ કહી સકશે.

ઈ. સ. ૧૮૬૬ (તા. ૧૧ એપ્રિલ) નું નીચેનું વસંતતિલકામા કાવ્ય અપૂર્ણ સ્થિતિમાં મળી આવ્યુંછેઃ—

હે દેવદેવ કરૂણાકર વિશ્વપાલ
વિશ્વેશ વ્યાપ્ય વિભુ વિશ્વધર કૃપાલ
આવી ઊભો હું ચરણે પસરીજ હાથ
માગુ ક્ષમા મુજ દયા કર દીનનાથ. ૧

દેવો નથી કરી સક્યા સ્તુતિ પૂર્ણ તારી
શી યોગ્યતા સ્તવનની કરવાજ મારી
હું નમ્ર નમ્ર થઈ નિર્બલ બોલુ બોલો
હેતે કરી હરિ તમે (મુ?) જ ચિત્ત ખોલો. ૨

નિત્યે કરૂછુ અપરાધ અગાધ મોટા
સંકલ્પ સર્વ ચિતમાં વિચરેજ ખોટા
તે કર્મ જો કરિ દયા દિલથી વિસારો
તારેજ માત્ર પ્રભુ થાય નિભાવ મારો. ૩

ધારો તમે અતિ દયા કરૂણાસ્વભાવ
માટે નથીજ કરતા ચિતથી અભાવ
વિશ્વાસ એજ ધરિને વિનતી કરૂછુ
ઊલ્લાસ રાખિ પ્રભુને ચિતમાં ધરૂછુ. ૪

જે યાચના જન કરે પરિપૂર્ણ પાડો
અત્યંત છે તમતણા પ્રભુ એજ પાડો
તે કેમ વાલી સકશે જીવ અલ્પજ્ઞાન
સ્વામી સમર્થ સહુના બહુ શક્તિમાન. ૫

સપૂર્ણું પ્રેમ કરીને ઊપકાર કીધો
આ મૃત્યુલોક મહિ માનુષ દેહ દીધો
રાખો દયા સહુ તમે સરખી સમાન
તોયે વિશેષ કરિ સદ્ગુણીનેજ માન. ૬
હું રંક પ્રાણી નવ જાણુ વિચાર સારા
માનુંછું હું ક્ષણક્ષણુ ( ણે ?) ઊપકાર તારા
અપરાધ માફ કરિ સર્વ દુખોજ કાપો
સંસાર પાર કરિ પૂર્ણ સુખોજ આપો. ૭
મારાં કુકર્મ સઘલાં તમને વિદીત
વિસ્તાર નાથ કરવો નથિ રે ઊચીત
આધાર સત્ય વલી આશ્રય એક તારો
ઊધાર આપ કરિ સર્વ ભયોથી તારો. ૮
અંતે થશે શી ગતિ તે નહિ કોઇ જાણ્યુ
સર્વજ્ઞથી નવ રહે કંઈ ( એ ?) અજાણ્યુ

* * * *

આટલેથી આ પદ્ય અટકેછે. શબ્દશુદ્ધિની બાબતમાં સુધારા ઉપર આવેલા સમયનું આ લખાણ છે એટલે તે વિષયમાં તો દોષો બહુ થોડા આ પદ્યમાં જણાયછે. લકાર તો છેજ, અને શ્લોક ૩ ના અંતિમ ચરણમાં 'ત્યારે' ને બદલ 'તારે' એ માત્ર વિશેષ ધ્યાન ખેંચે એવો લેખનપ્રયોગ છે. તથા 'વ્યાપ્ત' ને બદલે 'વ્યાપ્ય' અને 'કૃપાલ' ને બદલે 'ક્રપાલ'—એ શબ્દો શુદ્ધિની બાબતમાં ખામીવાળા છે. શબ્દશુદ્ધિની બાબતમાં આટલું છે. પરંતુ એકંદર રીતે જોતાં આ પદ્ય—વિચારની ઘટનામાં કોઇક સ્થળે, પદ્યરચનામાં ઘણે ભાગે, અને અર્થની ખૂબી આણવામાં, જરા ઘણું કાચું અને કઢંગું છે. સાધારણ હ્રસ્વ દીર્ઘની ચૂકો તો ત્વરામૂલક હશે એ કબૂલ છે. પરંતુ તે શિવાય ક્યાશ પ્રત્યક્ષ જણાઈ આવેછે. વિગતવાર હસ્તનિર્દેશ કરીને જણાવવાની સુજ્ઞજનો આગળ આવશ્યકતા નથી. આ પદ્ય ભોળાનાથે કોઇ ઠેકાણે દાખલ નથી કર્યું તે એમણે અયોગ્ય ધારીજ બાતલ કર્યું હશે; શાથી કે આગળ ઉપર "ગરબી" આવેછે તે તથા આમાંની કેટલીક પંક્તિયો એમણે પ્રાર્થનામાળામાં રૂપાન્તર કરી મૂકેલીછે. આમાંજ શ્લોક છઠ્ઠાનું પૂર્વાર્ધ "પ્રાર્થનામાળા" અંક ૪ થાના વસંતતિલકામાં ૧૩ મા શ્લોકનું પૂર્વાર્ધ કરીને શબ્દે શબ્દ મૂક્યુંછે;

તેમજ આ પદ્યના શ્લોક ૮ માનું પૂર્વાર્ધ "પ્રાર્થનામાળા"ના એજ અંકના પદ્યમાં ૪ થા શ્લોકના પૂર્વાર્ધમાં "નથિરે ઉચીત"નું "નહિરે ઘટીત" એટલું બદલી મૂક્યુંછે; તેમજ આ ૮ મા શ્લોકનું ઉત્તરાર્ધ કેટલોક સારો ફેરફાર કરીને અંક ૩ જામાં નીચે પ્રમાણે મૂક્યુંછે:—

આધાર આશ્રય કૃપાનિધિ સત્ય તારો
સંસારસિંધુભયથી પ્રભુ નાથ તારો.

આમાં જે જે ફેરફારો કર્યાછે તેનું પરિણામ શુભજ થયુંછે, તેથી ભોળાનાથની ઉપરના પદ્ય ઉપર એકંદર અરુચિનું અનુમાન થઈ સકશે. શ્લોક ૫ નું પૂર્વાર્ધ, ૬ નું ઉત્તરાર્ધ, તથા ૮ નું ઉત્તરાર્ધ—એ સર્વેમાં મોરોપંતી યમક આણ્યા છે; તેમાંથી માત્ર છેલ્લોજ રાખી બાકીના બે કઢંગા હતા તે એમણે રદજ કર્યા જણાયછે. આ સર્વ ઉપરથી એમની સુધરતી જતી રુચિયે પાછળથી કેટલી સારી પદવી મેળવી હતી તે સહજ જણાશે. મોરોપંતી યમક વિશે બે બોલ કહિયે. આવા યમક આણવાનો વિશેષ પ્રયાસ ભોળાનાથે કર્યો નથી. પ્રાર્થનામાળામાં ક્વચિત્ વિરલ સ્થળે એવા આણ્યાછે. એમણે મોરોપંતની આર્યાઓનો વિશેષ પરિચય કર્યો હતો તેનું આ પરિણામ છે. ગુજરાતી કાવ્યમાં એવા યમક એમની પૂર્વે કોઇયે આણ્યા હોય એમ સ્મરણમાં નથી. પણ એ વૃથા શબ્દખેલ ઉપરથી એમની પ્રીતિ સુરુચિના બળે સત્વરજ ઉઠી ગયેલી જણાયછે; વાસ્તવિક રીતે જોતાં કદી ચ્હોટીજ ન્હોતી.

ઉપરના દોહરા આ વસંતતિલકાના પ્હેલાંના રચાયલા હશે કે પછીના તે ખાત્રીથી કહી સકાતું નથી. પણ રચનાની સરલતા દોહરામાં વિશેષ આવી છે તે પેલો છંદ અક્ષરમેળ હોવાથી કાંઇક વિષમ અને આ માત્રામેળ તેથી વિશેષ સ્હેલો તેથી–એ વિચાર ઉપર જો બહુ જોર ન મૂકિયે તો જણાશે કે આ વસંતતિલકા પૂર્વે રચાયલો હોવો જોઇયે. એમ અનુમાન થાયછે કે અક્ષરમેળ છંદોમાં આ એમનો પ્રથમજ પ્રયાસ હશે—અથવા તો પ્રથમના પ્રયાસના ફળમાંનું એક ફળ હશે.

પરંતુ એજ અરસામાં (૧૮૬૪ ને ૧૮૬૮ ની વચ્ચે) નીચેના અક્ષરમેળ છંદનાજ શ્લોક રચાયલાછે તેમાં કચાશ જતી રહી સરલતા વિશેષ આવીછે:—

ગિરિસમ તુલનાના કજ્જલોએ કરીને
વિવિધ વિવિધ રંગો સિંધુપાત્રે ભરીને

તરુવરતૃણ કેરાં લેખનોને ધરીને
ધરણીસુપટ કેરા કાગલો પાથરીને. ૧
નિશદિન નિતપ્રત્યે શારદા વિશ્વમાત
પ્રભુગુણમહિમાની જો લખે સર્વ વાત
નહિ નહિ નહિ પામે પાર તારો અગાધ
ચકિત મુહિત થૈને જોડિ રેશેજ હાથ. ૨

આમાં તો લેખનશુદ્ધિનો દોષ કાંઇ પણ આવ્યો જણાતો નથી. "કાગલો" એમાં લકાર તો છેજ.

આ મૂળ એક સંસ્કૃત શ્લોકનું ભાષાન્તર છે. સરખામણી કરવી ઠીક પડે માટે મૂળ શ્લોક પણ આપવો ઠીક છે.

असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

ઉપરના બે માલિની તે આ એકનું અક્ષરશઃ ભાષાન્તર નથીજ, એનો રૂપક છે. તાત્પર્ય છોડ્યું નથી અને કાંઇક એક બે ઠેકાણે વિશેષ સંસ્કાર આપીને વિસ્તાર કર્યોછે. તેમ કરવામાં કાંઇક દૂષણ પણ આવ્યાંછે અને કાંઇક ભૂષણ પણ આવ્યાંછે. સિન્ધુપાત્રમાં માત્ર કાળોજ રંગ શાહી કરવાને કજ્જલ ભરીને કરવાનો મૂળમાં છે, ત્યાં ભાષાન્તરમાં એકજ કાળા કજ્જલથી વિવિધ રંગો ભરાવ્યાછે, એમાં અસંભવજ આવેછે. સુરતરુની લેખણ મૂળમાં છે, તેનું મહત્ત્વ ભાષાન્તરમાં સાધારણ તરુ કર્યાથી અને તેનાં પણ તૃણ કર્યાથી જતું રહ્યુંછે. વિસ્તાર કરવાથી આવેલાં દૂષણ માત્ર આટલાંજ છે. ભૂષણ જોઇયે. એક તો એજ કે વાક્યસંખ્યા વધારીને અર્થબોધ સરલ કરવાની સાથે તેનો પ્રવાહ અસ્ખલિતગતિ બનાવ્યોછે. તેમજ "ધરણીસુપટ કેરા કાગલો પાથરીને" એમાં પાથરવાની ક્રિયાનો અંશ ઉમેરીને, તથા "ચકિત મુહિત થૈને જોડિ રેશેજ હાથ" એ નવીનજ અર્થ વધારીને, સુંદર ચિત્ર કલ્પના આગળ ઊભું કર્યુંછે. તેમજ શારદાને "વિશ્વમાત" નું ઉપરંજક વિશેષણ પણ કવિજનને ઉચિતજ આપ્યુંછે. કવિજન જગન્માતા શારદા શિવાય બીજા કોને દેખે? આમ મૂળમાં માત્ર સામાન્ય સ્તુતિ પ્રધાન હતી,

તેને બદલે આમાં એ સ્તુતિને પોષક એવું કલ્પનાને ખેંચનારું રમ્ય ચિત્ર નયન સમીપ ઉપસ્થિત કરી જાણે ક્ષણવાર તેનેજ પ્રધાન બનાવી તેનું પ્રાધાન્ય પણ અંતે ઈશ્વરમહિમાની સ્તુતિને ઉપકારક કરી દીધુંછે.

કાંઇક ભાષામાં એક બે સ્થળે ખામી વખતે જણાશે ખરી. 'થઇને' ને ઠેકાણે "થૈને" કરવું પડે એવી રચના એમની પાછળની સંસ્કાર પામેલી શૈલીમાં ભાગ્યેજ હશે. તેમ "નિતપ્રત્યે" એ શબ્દ કાંઇ અર્થ સમઝાય એવો લાગતો નથી. "નિત્ય પ્રત્યે હું માગું" એમ "પ્રાર્થનામાળા" ના ત્રીજા અંકમાં સ્ત્રગ્ધરામાં પણ આણ્યુંછે. એમાં એટલો ભાષાદોષજ આવેછે.

ઉપરની તપાસથી જણાશે કે ઉપરવાળો વસંતતિલકા, અક્ષરમેળ હોવાને લીધે નહિ, પણ ગમે તો પૂર્વે રચાયેલો તેથી અથવા પ્રથમ પ્રયાસ તેથી અથવા એવા કોઇ પણ બીજા કારણથી, કચાશવાળો ઘણી બાબતમાં છે.

હવે આ પછી બે ત્રણ વર્ષની સ્થિતિ ઉપર આવિયે. નીચેનાં ગરબી તથા પદ ૧૮૭૦-૭૧ ના રોજકામમાં દાખલ જણાયછે. એટલે તે પૂર્વે પણ પછી તો નાજ રચાયલાં હોવાં જોઇયે.

## ગરબી.

શરણ પડયોછું નિભાવોરે, મારા દોષ શમાવો;
કૃતિ મારી મનમાં ન લાવોરે, મારા દોષ શમાવો.

હે જગદીશ દયાનિધિ મારાં, દુરિત કર્મ હઠાવો રે—મારા૦ ૧
વિષયવિકારો તણી જાલોમાં, વિભુ મુજને ન ફસાવોરે—મારા૦ ૨
વિનય થકી વિનવુ તમને હું, સન્મતી હુંને બતાવોરે—મારા૦ ૩
પરમ કૃપા કરીને પ્રભુ મારી, દુષ્કૃતિયોને હઠાવોરે—મારા૦ ૪
સદા સદાચરણમાં મારી, મનવૃત્તી રખાવોરે—મારા૦ ૫
નિત્યપ્રતે પ્રતીપાલ કરોછો, તે ઉપકારો સ્મરાવોરે—મારા૦ ૬

*    *    *    *    *    *

આ ગરબીમાં કેટલાક ફેરફાર કરીને બનાવેલું પદ "પ્રાર્થનામાળા" અંક ૩ જામાં છે. તે આની સાથે સરખાવી જોવું લાભકારક થશે. તેથી એ પદ નીચે મૂકયુંછેઃ—

## ૫૬.

શરણાગતને નિભાવો, પ્રભુ સર્વ દોષ શમાવો;
કૃતિયો ન લક્ષમાં લાવો, પ્રભુ સર્વ દોષ શમાવો.

વિનય થકી વિનતિ અમે કરિયે, સન્મતિ નિત્ય બતાવો. પ્રભુ સર્વ૦ ૧
જગદીશ્વર જગવંદ્ય દયાલા, દુઃખ સંકટથી બચાવો. પ્રભુ સર્વ૦ ૨
દુષ્ટ વિકારો તણી જાલોમાં, વિભુ નવ અમને ફસાવો. પ્રભુ સર્વ૦ ૩
સદા સદાચરણમાં અમારી, વૃત્તિ વિશેષ રખાવો. પ્રભુ સર્વ૦ ૪
* * * * * ૫
પ્રતિપાલન પ્રભુ નિત્ય કરોછો, તે ઉપકાર ન વિસરાવો. પ્રભુ સર્વ૦ ૬
કૃપાઘના કર ગ્રહીને અમારાં, કિલ્વિષ સર્વ હઠાવો. પ્રભુ સર્વ૦ ૭
* * * * * ૮
* * * * * ૯

ખાલી રાખેલી ત્રણ કડિયો, મૂળ ગરબીના વધારામાં નવીજ ઉમેરેલી જણાયછે, એટલે મૂકી નથી. ગરબી અને આ પદ સરખાવી જોવાથી જણાશે કે પાછળથી કરેલા ફેરફારનું પરિણામ સારુંજ થયુંછે. ગરબીને અનુકૂળ 'રે' કાઢીને ભજનના પદને અનુકૂળ 'પ્રભુ' શબ્દ નાંખ્યોછે. તેમજ એકવચન (હું, મારું–વગેરે) કાઢી નાંખી બહુવચન કર્યુંછે અથવા એકવચન ઉડાવી દીધુંછે તે તો સામાજિક ઉપાસનાને અનુકૂળતા કરવા માટે. આ ફેરફાર કાંઇ મુખ્ય નથી. ગરબીમાં શબ્દશુદ્ધિ તો ઘણીજ સુધરી ગઈ જણાયછે. 'વૃત્તી' અને "પ્રતીપાલ" એમાં દીર્ઘ ઈ ખોટી છે, તે સરતચૂકથી હોવાનો સંભવ વધારે લાગેછે. અને આ સમય (૧૮૭૦–૭૧) થી શબ્દશુદ્ધિ ભોળાનાથની ઘણી પાકી થવા આવેલી એમ અનુમાન થઈ સકે, તોપણ આગળ ૧૮૭૨ નાં પદ્ય તપાશીશું તો વળી કાંઇક વિશેષ કચાશ જણાશે. તેથી લાગેછે કે આ બાબતમાં આ સમયથી સુધારાનો માત્ર પ્રવેશ થયેલો, અને પરિપૂર્ણતા પાછળથી—"પ્રાર્થનામાળા" હાલના રૂપમાં આવી તે લગભગમાં—આવી.

આ ગરબીમાં જે ફેરફાર થયેલા જણાયછે તે શબ્દશુદ્ધિ બાબતના નહિં પણ અર્થશુદ્ધિ બાબતના છે. ગરબીની કડી ૧ ના અંતમાંનો અર્થ કડી ૪ ના અંતમાં પુનરુક્તિ પામતો હતો તે ટાળવા પદમાં કડી ૨ માંનો ફેરફાર કરી કડી ૭ ની રચના કરી જણાયછે. ગરબીની કડી ૨ ૭ માં

"વિષયવિકારો" એ શબ્દોનો અર્થ કાંઇક પુનરુક્તિગર્ભ અને બહુ ઉત્તમ નથી તે ફેરવી પદમાં (કડી ૩ માં) "દુષ્ટ વિકારો" કર્યુંછે તે યથાર્થજ કર્યુંછે. ગરબીમાં (કડી ૩ માં) કાઠિયાવાડી પ્રયોગ "હુંને" કાઢી નાંખી પદમાં (કડી ૧ માં) "નિત્ય" એમ કર્યુંછે. પ્રથમના વખતમાં કરેલાં પદ્યો-માં આવા પ્રયોગ વિશેષ હતા, તે "પ્રાર્થનામાળા" માં બહુધા ફેરવી દીધા છે. ગરબીમાં (કડી ૫ માં બીજા ભાગમાં) માત્રાદોષ ટાળી પદની કડી ૪-થી નો બીજો ભાગ રચ્યો જણાયછે. તેમજ ગરબીમાં (કડી ૬ માં)નો 'નિત્ય-પ્રતે' એ 'પ્રતિદિન' ના અર્થનો પણ વિચિત્ર શબ્દ પદની કડી ૬ ઠ્ઠી જુદી રીતની કરવાથી જતો રહ્યોછે તે પણ સારું થયુંછે.

આ શિવાય એકંદર રસવૃત્તિ ઉપર વિશેષ સારી અસર કરનારા ફેરફાર સુજ્ઞ જનોને સહજ જણાઈજ આવશે. શબ્દથી કહેવા કરતાં મનને લાગવામાં વધારે જણાઈ આવે એવા એ ફેરફાર છે.

આ ચર્ચાવિભાગનું લંબાણ ઘણું થઈ ગયુંછે. પણ ઉપર સૂચવેલું ૧૮૭૦–૭૧ નું પદ તથા ૧૮૭૨ નાં એક બે પદ્ય તપાસ્યા વિના ચાલે એમ નથી. અને એટલું થયા પછી વધારેની જરૂર નહિજ રહે. ૧૮૭૦–૭૧-વાળું પદ આ:—

## પદ.

*હે જગદીશ દયાનિધિ મુજને દીન જાણી સંભાળો રે.
સૃષ્ટ જીવોમાં છે પ્રભુ તમને, મનુષ પ્રાણી બહુ વહાલો રે
તે મધ્યે વળિ ભક્તજનોપર અતિ કરૂણાથિ નિહાળોરે—હે જગદીશ૦ ૧
આ દુસ્તર ભવસાગરમાં છે, મોહવિષયની જાળો રે
નથી તરણશક્તિ નિજ બળથી, કૃપા કરી કર ઝાલોરે.—હે જગદીશ૦ ૨
દયાઘના દિનવત્સલ વ્યાપક, બહું તમારૂં પાળોરે
કરજોડી માગું વરદાન હું, નવ જાળ કદિ ટાલોરે—હે જગદીશ૦ ૩
ઇચ્છા જ્ઞાન ક્રિયા શક્તિથી, સરજ્યા સર્ગ વિશાળોરે
સર્વ વસ્તુમાં ઘટિત મુકયોછે, ગણિતનિયમનો તાળોરે—હે જગદીશ૦ ૪
યથાઘટિત રચનાથી કીધા, ઋતૂભેદના કાળોરે
જિવપોષણઅર્થે સરજાવ્યાં, અન્નૌષધી રસાળોરે —હે જગદીશ૦ ૫

* પ્રાર્થનામાળા. અંક. ૨૪ માનું પદ.

શુભાશુભ કર્મોનો જાણો, સત્ય તમે શરવાળોરે
પ્રેમ થકી પ્રભુ સર્વ જિવોની, સદા કરો પ્રતિપાલોરે—હે જગદીશ૦ ૬
અંતર્યામિ અતીંદ્રિય જ્ઞાની, જિવકૃતિયોને ભાળોરે,
દયા કરી દિન જન સેવકની, મલિન મતિ ઉજ્જવાળોરે—હે જગદીશ૦ ૭
વિષયવાસનાથી પ્રભુ મારી, વૃત્તિ પાછી વાળોરે
કૃપાધના કરૂણા કરિ મારાં દુઃખ સંકટો ટાળોરે—હે જગદીશ૦ ૮

આ પદની શબ્દશુદ્ધિ વિશે બોલતા પ્હેલાં એની ભાષા તથા કવિત્વ વિશે બોલી જવાય એમ છે;—ભાષાનું સાદું સૌન્દર્ય તથા રસભાવનું અદ્ભુત સિંચન એવાં આમાં આવ્યાંછે. કોઇ કોઇ સ્થળે પ્રૌઢ શબ્દોથી પરિષિક્ત છતાં આખું પદ્ય રૂઢ સરળ ભાષામાં છે, તે છતાં ("ભાળો"—એ શિવાય) ગ્રામ્યતાનો છાંટો પણ નથી. સ્તુતિપર અંશમાં અદ્ભુતરસપોષક ભાવ અને તેના વિભાવાદિક પદાર્થો, તેમજ પ્રાર્થનપર અંશમાં પણ ઉચિત ભાવાદિક આવી, આખું પદ્ય સુંદર, સાદામાધુર્યયુક્ત, રસમય બન્યુંછે. બીજાં એમનાં પ્રૌઢ કાવ્યોના વિરોધમાં **ભોળાનાથનું** આ કાવ્ય ઠીક મૂકી સકાય એમ છે. વિગતવાર વિવેચન કરવામાં કાળ અને જગા ન રોકતાં, એટલુંજ નિદર્શનાર્થં કહીશું તો બસ છે કે કડી ૨ માં સતત વાક્યરૂપક ઘણું અર્થગર્ભ આવ્યુંછે, તેમ કડી ૭ ના છેલ્લા ભાગમાં યમક સુંદર સાચવવાની સાથે રૂપક પણ ઉચિતજ આણ્યુંછે. શબ્દો પણ એવા વીણ્યા વીણ્યા અને રૂઢ પરિચિત છતાં અપૂર્વ જેવા જણાતા આવ્યાછે.

શબ્દશુદ્ધિમાં આ પદમાં એક ળકાર તરત ધ્યાન ખેંચેછે. "પ્રતિપાલો" એ સ્થળ શિવાય સર્વત્ર અપભ્રંશ શબ્દમાંથી કાઢી નાંખેલો ળકાર રાખ્યો છે એટલુંજ નહિ પણ સંસ્કૃતસમ ગણી લકાર રાખે તો છેક ખોટું ન જણાય એવા શબ્દોમાં પણ યોગ્ય ળકાર મૂક્યો જણાયછે. આ સમઝાવું કઠણ છે, શાથી કે આ સમય પછીનાં એમનાં પદ્યમાં પાછો લકાર જોર કરી ફાવ્યો જણાયછે. હ્રસ્વદીર્ઘની ચૂકો જણાયછે તે તેને સ્થળે માત્રાઓ માગી લેવાથી થઈ જણાયછે અને તેથી બુદ્ધિપુરઃસરજ એમ જોડણી રાખી હોય એમ સંભવેછે. હાલ "પ્રાર્થનામાળા" માં પણ માપને અર્થે હ્રસ્વદીર્ઘના ફેરફાર ચિન્હ (˘–) થી ન જણાવતાં વાસ્તવિક ફેરફારથીજ જણાવેલાછે. એ ઉપરથી જણાશે કે શબ્દશુદ્ધિના સુધારાનો પ્રવાહ પાછો હઠ્યો નથીજ.

ઈ. સ. ૧૮૭૨ નું એક પદ્ય આપીને હવે બસ કરીશું. તા. ૧૨ મી ફેબ્રુઆરી એમ એ ધોળ ઉપર છેઃ—

(ગરબી)—(ધોળ?)

વિશ્વનાથ વિશ્વંભરરે વ્યાપી, તમે સર્વ થકી છો મહાન્,
બહુ શક્તિમાન—ઈશ્વર તને વંદીયે. ૧
અમે પામર પ્રાણી પ્રભુ તારા, સ્તુતિ તારી કેઈ પેરે થાય,
કલા ન કલાય—ઈશ્વર૦ ૨
જગકર્તા તમે સર્વથી સારા, ગુણ તારા સહુ જન ગાય,
સદા જગરાય—ઈશ્વર૦ ૩
સર્વ હાથ દોરી છે પ્રભુ તારે, તારી સત્તાથી ચાલે આ યંત્ર.
તમે છો સ્વતંત્ર—ઈશ્વર૦ ૪
સૃષ્ટિકાર્ય કીધુંછે તમે ભારે, સદાકાલ કરો સંભાલ,
તમે જગપાલ—ઈશ્વર૦ ૫
માત તાત તને વધૂ શુ વદીયે, અમે અર્ભક તારાં બાળ,
તમે છો કૃપાળ—ઈશ્વર૦ ૬
તારી કૃપા થકી વદીયે વાણી, અમે નિત્ય કરિયે તારી સેવ,
માનિયે એકજ દેવ—ઈશ્વર૦ ૭
તારૂં શરણ સદા સત્ય ધારીયે, રાખો દીન તણી તમે લાજ,
પ્રભુ મહારાજ—ઈશ્વર૦ ૮
તમે જરા નજર જો નવ કરો, કાર્ય કીંચીત કાંઈ ન થાય,
વ્રથા શ્રમ જાય—ઈશ્વર૦ ૯
માટે વિશ્વપતી અમે માગીયે, આપો કરૂણા કરી વરદાન,
કૃપાના નિધાન—ઈશ્વર૦ ૧૦
સર્વકાળ રૂડી મતી આપશો, સતકર્મ કરાવો સદાય,
લાગીયે નિત્યે પાય—ઈશ્વર૦ ૧૧
અપરાધ અમારા અતી ઘણા, નવ જોવા ઘટે ભગવંત,
તમે દયાવંત—ઈશ્વર૦ ૧૨
જીવરક્ષણ ધર્મ તમે ધારો, માટે કૃપા કરી અપરાધ,
ક્ષમા કરો નાથ—ઈશ્વર૦ ૧૩

આ ધોળમાં શબ્દશુદ્ધિની સ્થિતિ તપાસતા પ્હેલાં કવિત્વનો કાંઇક વિશેષ સંબન્ધ ધરાવનાર તત્ત્વો તપાશિયે. કડી ૪ થા માં રૂપક સુયુક્ત આવીને અર્થ સારો દર્શાવ્યોછે. સર્વ સૃષ્ટિયંત્ર પોતાની સત્તાદોરીથી નચાવતાં છતાં પોતે તો તેથી અલિપ્તજ રહેછે, એટલો અર્થ આ રૂપકમાં ઠીક રીતે આવ્યો છે, તે "તોપણ" વગેરે એવા શબ્દોની જગા ખાલી રાખવાથી વધારે સરસ જણાયછે.

કાંઇક દોષ તપાશિયે. ૬ટ્ઠી કડીમાં "અર્ભક" અને "બાળ" એમ આવવાથી (બાળ=ન્હાનાં, એમ વિશેષણ લઈ બેસાડિયે નહિ તો) પુનરુક્તિ થાયછેજ. તેમજ કડી ૯ મીમાં "કીંચીત" અને "કાંઈ" એ પુનરુક્તિ કરનારા શબ્દો છે. કડી ૭ મીનાં પાછલાં બે ચરણમાં તથા કડી ૧૧ મીના છેલ્લા ચરણમાં તથા એકાદ બીજે સ્થલે માત્રાનું આધિક્ય થઈ જવાથી પંક્તિનું શ્રવણ સ્ખલિત અને ખડબચડું થાયછે. "અંબે તને વંદિયે" એ ટેકવાળું એક ધોળ ભોળાનાથે પૂર્વે રચેલું હતું તેનું આ પુનર્યોજન કરેલું લાગેછે, અને તેથીજ મૂળની સરળતા આમ કોઇ કોઇ સ્થળે ભગ્ન થઇછે. એ ધોળ પરિશિષ્ટ (ક્ષ.)માં મૂકયુંછે.

શબ્દશુદ્ધિમાં વળી કાંઇક આ પદ્યમાં કમીપણું જણાયછે. 'બાળ'–'કૃપાળ' એ શિવાય ઇતર સ્થળમાં પાછો લકાર તો કાયમ રહ્યોછે, તે તો બહુ મ્હોટી વાત નથી. તેમ હ્રસ્વ દીર્ઘના ફેરફાર પણ પદ્યની માત્રા મેળવવાને અર્થે કરેલા જણાયછે. તોપણ "કીંચીત" માં 'કિ' હ્રસ્વ રાખી હત તો અડચણ ન્હોતી; અને "વૃથા" ને બદલે "વ્રથા" એ તો અશુદ્ધજ કહેવું જોઇયે.

ઈ. સ. ૧૮૭૧માં પોતાની પુત્રી તથા પૌત્રીઓનાં લગ્નસમયે રચેલું "થયો જય સત્યનો" એ ટેકવાળું, સબળ ઉત્સાહ ભરેલું, જોસભેર ગતિ કરતું, અને એકંદર રીતે ઉત્તમ પ્રતીના કવિત્વયુક્ત, ધોળ પાછળ આવી ગયુંછે.* તેમાં પણ હ્રસ્વદીર્ઘની વિકૃતિયો માત્રાને અર્થેજ થયેલી જણાયછે. "ફોરપા" એ એક શબ્દ એમાં કાંઇક શુદ્ધિમાં ક્ષતિકર જણાયછે. અતિ રૂઢ શબ્દ આવા ધોળને અનુકૂળ ગણ્યો હશે. "સ્વતંત્ર" અને "પરતંત્ર" એ બહુધા વિશેષણ રીતે વપરાતા શબ્દો આ ધોળમાં નામની રીતે વાપર્યા જણાયછે, તેની ઉપપત્તિ તત્પુરુષ સમાસ કરીને બેસાડાય એમ છે. બાકી લકાર વગેરેની સ્થિતિ તો પૂર્વવતજ છે.

---

* પૃ. ૨૫મું જુવો.

આમ એમની જૂના વખતની કવિતામાં ભાષાની કચાશ જણાઈ આવે છે, તોપણ જેમ જૂના વ્હેમી અને અસંસ્કૃત વિચારની માંહિથી પણ ભક્તિ-દીપ પ્રકાશી નીકળ્યોછે, તેમજ આ અસંસ્કૃત અને કાચી ભાષાશૈલીમાંથી પણ શુદ્ધ કવિત્વ દીપી રહેછે. એનું બીજ ગાઢભક્તિ છે. वाक्यंरसात्मकं काव्यम् એમ કહેવાયછે અને રસ—આ ઠેકાણે શાન્ત રસ—તે વિવિધ સંચારી ભાવની પુષ્ટિથી વ્યક્ત થયેલો સ્થાયી ભાવ છે, એમ ગણાયછે. આજ અર્થને બીજા રૂપમાં મૂકીને બોલતાં એમ કહેવાશે કે **ભોળાનાથ**ની કવિતા ભક્તિરસથી ભરપૂર હોવાથી મોહક છે એનું કારણ એજ કે પોતાનામાં પૂર્ણ, આર્દ્ર, ભક્તિ હોઈને તે યથાવત્ બ્હાર પ્રદર્શિત કરી સક્યા હતા. કોઇ પણ ભાવના સંચલન વિના કવિત્વનું અસ્તિત્વ અને ઉત્પત્તિજ નથી. અને એજ કારણથી શબ્દચમત્કૃતિ વગેરે અપ્રધાન અંશને પ્રધાન ગણનાર તથા કવિતાના મુખ્ય અંગ રસની ખરી ખૂબી ન સમઝનાર કેટલાક કાવ્યકારોનાં પદ્યના જેવી નિઃસારતા **ભોળાનાથ**ની કવિતામાં નથી આવી. એમ થવાનું બીજું પણ એક કારણ છે. જે જે અર્થ એમના કાવ્યમાં પ્રતિપાદિત છે તે ગંભીર, પ્રૌઢ અને સુંદર હોઈને તદનુકૂળ શૈલીમાં અનાયાસજ પ્રદર્શિત થયાછે.

એ પરિણામ થવાનો એક હેતુ એમની પદ્યરચનાની શૈલીની વિલક્ષણુ-તા છે. અર્થની પ્રૌઢિ, ગંભીરતા, અને સુંદરતા,—તથા ભાવોત્પન્ન કવિ-ત્વ—એ તત્ત્વને પ્રધાન ગણવાને લીધે શબ્દમાધુર્ય વગેરે તેને અનુકૂળ ગુણો આપોઆપજ આવી ગયાછે. ઝડઝમક માટેજ પ્રયત્ન કરી કૂટી મરનાર "છાની રીતે છળભેદે છો ને લોક છેતરે ને" જેવી નિર્માલ રચના કરનારને જે સાધ્ય નથી, તથા 'દલપત પ્રાસે વ્હાય' એ ઉદ્ધત મત ધારણ કરી શબ્દની યોગ્ય રચનાને તુચ્છતમ ગણનારથી પણ જે સાધ્ય નથી, તેજ શબ્દમાધુર્ય, એજ ઝડઝમકને અપ્રધાન ગણવાને લીધે દાસવત્ જ ઝડઝમક આવીને, ઉત્પન્ન થયું છે એ વાત **ભોળાનાથ**ની કોઇ પણ કવિતા વાંચવાથી જણાઈ આવશે. ગૌરવયુક્ત છતાં અક્લિષ્ટ, અને સ્વભાવશુદ્ધ શ્રવણેંદ્રિયને બળે નૈસર્ગિકમાધુર્ય-યુક્ત. એવી એ એમની પદ્યરચના છે. એમના સ્વભાવશુદ્ધ શ્રવણેંદ્રિયનું સબળ પ્રમાણ એક આ છે. આજ સૂધી કદી ગુજરાતીમાં દાખલ ન થયેલાં એવાં બે મરાઠી વૃત્ત, **દિંડી** અને **અભંગ**, એમણે પ્રથમજ દાખલ કર્યાં,—તેમાંનું પ્રથમ વૃત્ત—દિંડી—તે જરા બારીકીવાળું છતાં એમની એક પણ દિંડી-માં માત્રા એકનો પણ દોષ જણાશે નહિં; અને ત્યાર પછી તેજ દિંડીનું વૃત્ત વાપરનાર રા. **મણિલાલ નભુભાઈ**, રા. **હરિલાલ ધ્રુવ** વગેરે ઘણાંકે અનેક ઠેકાણે

એ વૃત્તમાં ઠોકરો ખાધેલીછે તેનાં સ્પષ્ટ ઉદાહરણોછે.* ભોળાનાથની પદ્ય રચવાની રીતિ જે હતી તે ઉપરથીજ આમ થતું જોઇયે એમ જણાયછે. માત્રાગણના હિસાબનું માપ લેઈને ચરણે ચરણે અને ક્ષણે ક્ષણે માપી માપીને અકવિ કવિયો કેટલાક પોતાનો વણાટ તપાસતા જાયછે, તેમ કદી ન કરતાં, ગાતાં ગાતાંજ શ્રવણનાજ માપથી એ પોતાનાં પદ્ય માપી સકતા, એ એમને એ કામમાં ગુંથાયલા હોય તે વખત નિરીક્ષા કરનારને સ્પષ્ટ જણાતું હતું.

ભોળાનાથની " અભંગમાળા " માંથી એકાદ ઉતારો એમની સાદીપણ સુંદર ભાષાના નમૂના તરીકે આપવો ઠીકછે. એમાંના બીજા કેટલાક અભંગ પાછળના પ્રકરણમાં એમના મત જણાવવાને અર્થે આપ્યાછે. આ ઠેકાણે ઉતારવાનો અભંગ આ છે:—

વેલો મોડો આવે આયુષ્યઅવધિ ।
સંપત્તિ સમૃદ્ધિ રેશે અહીં. ॥ ૧ ॥
જુવો જે મનાયા મોટા અવતારી ।
સક્યા નહિ વારી કાલને તે. ॥ ૨ ॥
કાલનું ચવાણું સર્વ રંકરાય ।
યથાક્રમે થાય લય તેનો. ॥ ૩ ॥

---

* " તે સમ અંગ તુજ અડકતાં મમાંગે
ચંદનશીતલ ચંદ્રકિરણમોદ વ્યાપે. "

" સિહ શાન્ત ગંભીર વીર ધીર ભાવે. "

" એવડી મંજ ગર્ભગાંઠ પ્રથમ જાણી
રસિલિએ તો દિવસ કેટલે પિછાણી. "

(રા. મણિલાલકૃત ઉત્તરરામચરિતનું ભાષાન્તર.)

" ભલે ખૂબસુરત કે કહો કરૂપ,
રતિરંભ મન્થરા કે કુબ્જરૂપ;
ગણો ચાહતો સરસ્વતી સુબુદ્ધ,
કે જડબોથડ, બુજરહિત કે અબુધ. ૧.
દેખો લલિત હાવભાવ કે લાવણ્ય,
કંડ મધુરતા કે ગુણવિલાસિ અન્ય;
નહિ દેખો ભવતુ અનુભવો ન આપ,
મેઘમંડળ અંધારે રવિ પ્રતાપ. " ૨.

(રા. હરિલાલકૃત કુંજવિહાર—શૃંગારલહરીમાંથી.)

માટે ચેતો ચેતો ચેતો મારા ભાઇ ।
કરી લ્યો કમાઈ સાચી તમે. ॥ ૪ ॥
કરો વારંવાર અંતર વિચાર ।
શમાવો વિકાર અભ્યાસથી. ॥ ૫ ॥
સત્ય ધર્મ પાળો સત્ય રીતે ચાલો ।
પ્રભુને નિહાળો અંતરમાં. ॥ ૬ ॥
કૃપા કરી દેશે દેવ દિવ્યજ્ઞાન ।
કરશે કલ્યાણ તમારું તે. ॥ ૭ ॥
રાખિને વિશ્વાસ જાઓ તેની પાસ ।
કદિ ન નિરાશ કરશે તે. ॥ ૮ ॥

—( અભંગમાળા પ્રથમ શતક અભંગ ૬૪ મો)

આ જનમંડળને અનુકૂળ ભાષાનું, તથાપિ પ્રૌઢતા સુંદરતાની પદવી ન તજનારું પદ્ય જોતાં એવીજ શૈલીનું ધીરાના પદના ઢાળમાં રચેલું **ભોળાનાથનું** પદ* સહસા યાદ આવેછે; એ લાંબું છે તેમાંથી માત્ર થોડીકજ કડિયો, આ સ્થળે ઉતારીને તેનું સ્વરૂપ દેખાડવું બસ છે.

**પદ**

અજ્ઞાની અવિચારીરે, પ્રભુની પ્રતિમા માને;
પ્રભુતા એની પૂરીરે, પામર જીવ નવ જાણે. ટેક.
અગમ્ય અગોચર તત્ત્વ છે મોટું, એની તુલના કોથકી ન કરાય;
વિવેકથી વિચારી જુવો તમે, સ્રષ્ટાતે સૃષ્ટ કેમ થાય;
ન્યાય એ છે મોટોરે, શ્રુતિશાસ્ત્ર પરમાણે ॥ ૧ ॥ અજ્ઞાની૦
જન્મમરણ જેનું થતું નથી, એવો એક અખંડ અનંત;
જેની સત્તાથી જગત્તંત્ર ચાલેછે, પૂર્ણાત્મા ભગવંત;
અંત એનો પૂરોરે, ઋષિ મુનિ નવ જાણે ॥ ૨ ॥ અજ્ઞાની૦
અવયવ નથી તોએ કાર્ય કરેછે, એવો સત્તાધીશ સમર્થ; „
ભક્તજનોની સાચી ભક્તિ થકી પ્રભુ, પૂર્ણ કરેછે શુભ અર્થ;
વ્યર્થ તેની સેવારે, જડને જગદીશ જાણે ॥ ૩ ॥ અજ્ઞાની૦
અમૂર્ત તત્ત્વનો મૂર્તિ વિશે તમે, મિથ્યા કરોછો આરોપ;

---

* પરિશિષ્ટ (च.) જુવો.

એ બાલચેષ્ટાથી મુખ્ય ધર્મતત્ત્વનો થાયછે ખરે ખરો લોપ;
કોપ કરશે કર્તારે, અવિહિતવિધિવિધાને ॥ ૪ ॥ અજ્ઞાની૦

સર્વવ્યાપીને આવાહન કરી જડમાં આવ્યો કલ્પી પૂજિયે છિયે એમ કેટલાક મૂર્તિપૂજકો યુક્તિ બેસાડેછે; તેના ઉત્તરમાં કહેછે :—

અતુલ પરાક્રમી છે પ્રભુ મોટો, એનું માપ કોથકી નવ થાય;
અવિકૃત તત્ત્વ કેમ વિકૃતિ પામે ચિદ્ઘન જડ કેમ થાય;
કેમ તે આવી બેસેરે ધાતુ કાષ્ટ પાષાણે ॥ ૫ ॥ અજ્ઞાની૦

આટલી કડિયો ઉપરથી આ પદ્યમાં સરલ તથા પ્રૌઢ બંને શૈલીનાં તત્ત્વોનું મનોરંજક મિશ્રણ જણાઈ આવશે.

આ પદ્ય તો **ભોળાનાથ**નો છેક પાછળની રચનાઓમાંનું છે. પણ લૌકિક શૈલીનું હોવાથી અહિં એ વિશે બે બોલ કહી લખ્યુંછે.

એક બીજા પદનું અવલોકન કરિયે:—

**પદ. ( ધ્રુપદ )**

સુંદર પ્રભાત સમય, થાય ભાનુરશ્મિ ઉદય,
પામે રાત્રિતિમિર લય, દીસે સર્વ રમણીય;
શીતલ પ્રશાંત પવન, કરે મંદ મંદ વહન,
ભાસે ભગવંતનિયમ, અતિશય દયામય ॥ સુંદર ॥
એવો જે કર્તા કૃપાલ, રચ્યોછે સૃષ્ટિ વિશાલ,
વિશ્વંભર વિશ્વપાલ, આપે પ્રાણીને અભય;
આવો મળી મિત્ર ભ્રાત, જોડીને ઉભય હાથ,
પ્રણમી શ્રી વિશ્વનાથ, બોલો સર્વ જય જય ॥ સુંદર ॥ ૧

આ પદ્યમાં એક થોડાજ વર્ણનવડે કેવું શાન્ત સુંદર ચિત્ર ઊભું થયુંછે! અને તેથી ઉત્પન્ન થતો શાન્ત આનંદયુક્ત ભક્તિભાવ પણ કેવા સરલ ચાતુર્યથી નજર આગળ ઉપસ્થિત કર્યોછે. રાત્રિના અંધકારને ખસેડતાં રવિકિરણ, અને મંદ ઠંડો પવન, એ બેજ ઉપાદાન લઇને એક સાદું પણ રમણીય ચિત્ર બન્યુંછે.

સુંદર અને ભવ્ય અર્થ, તથા મધુર અને ગંભીર પદ્યશૈલી એથી કરીને ઉત્પન્ન થયેલી **ભોળાનાથ**ની ઉત્તમ કવિતાશૈલીનાં ઉદાહરણ "પ્રાર્થના-

માળા"માં "હિંદીઅભંગ"માં તથા 'ઈશ્વરોપાસના'માં સ્થળે સ્થળે જણાશે. "હિંદી તથા અભંગ"માં "પ્રાર્થનામાળા" કરતાં કવિત્વના તરંગ વધારે સબળ તથા સુંદર ગતિમાન્ છે એ એકદમજ જણાઈ આવશે. એ પાછળથી થયેલાં કાવ્યમાં વિશેષ કવિત્વ આવવાનું કારણ એક એ છે કે એમની સર્વદા જ્ઞાનવર્ધનશીલ વૃત્તિને અનુસરીને એમણે કવિતાના વિષયમાં પણ "પ્રાર્થનામાળા" અને "હિંદી અભંગ" એ બેના સમયના વચમાંના સમયમાં પણ નવા નવા સંસ્કાર લીધા હતા. બાબુ સત્યેન્દ્રનાથ ટાગોરની સહાયતાથી *કેટલાંક સુકવિત્વયુક્ત બંગાળી ભજનો વગેરેનાં ભાષાન્તર આ વચલા સમયમાં એમણે કર્યાં હતાં. અને તેના અર્થની નહિ પણ કવિત્વની છાયા સંસ્કારરૂપે એમનાં પાછળનાં કાવ્યોમાં પડી હોવી જોઇયે એમ લાગેછે. "આદિ કારણ પરબ્રહ્મ દેવદેવા, પ્રકૃતિ સર્વ સદાકાળ કરે સેવા," એમ આરંભ થતી હિંદી ૨૯ મી જોવાથી ઉપરના હિંદિયો વિશેના અભિપ્રાયને ઉદાહરણ મળશે. તેમજ ૨૫ મો અભંગ પણ સુંદર કવિત્વનો નમૂનો છે. માત્ર સૂચના આપવાથી સંતોષ નહિં થાય માટે એ આખો આ સ્થળે ઉતારીને થોડીક ચર્ચા એ ઉપર કરિયેઃ—

પ્રકૃતિ મળીને ગાય પ્રભુગાન,
આપે સદા માન, માને નીમ. ૧.
રવિ શશી તારા શુભ ગુણ ગાય,
દિનનિશ જાય અધિષ્ઠાને. ૨.
વન વૃક્ષ વેલી ગંધપુષ્પમાલ,
તમને કૃપાલ અર્પે સદા. ૩.
સમુદ્રના ધ્વનિ ગીત નિત્ય ગાય,
પ્રભુ પ્રતે ધાય તરંગોથી. ૪.
એવું મહત્તત્ત્વ સબળ સમર્થ,
પૂર્ણ કરે અર્થ યોગ્ય સર્વ. ૫.

આ પદ્યમાં સુંદર સાદી ગંભીર ભાષાશૈલીથી પ્રતિધ્વનિત થતો તેવોજ સુંદર સાદો પણ ગંભીર અર્થ, સમુદ્રના ગંભીર ધ્વનિ જેવોજ, ગાન ગંજવી

---

* "જયજય પરબ્રહ્મ, અપાર તમે અગમ્ય;" "રહો ના રહો ના દૂર નાથ;" "ગાઇયે તમારું નામ, રચ્યુંછે જેણે વિશ્વધામ;" ઇત્યાદિ પ્રાર્થનામાળામાં દાખલ થએલાં તથા ન થયેલાં પણ છૂટક છૂટક પ્રસંગે કાગળિયા ઉપર છપાઈ સમાજમાં ગવાયલાં પદો તેવાં ભાષાન્તરમાં ઉત્તમમાંનાં છે.

રહેછે; અને જે મહાન્ પરમાત્મતત્ત્વનું સ્તુતિગાન કરતી પ્રકૃતિ દેખાડી છે, તે તત્ત્વનું હૃદયમાં ઊંડું દર્શન કરાવી શાન્તિની રેલ રેલેછે. આ ગંભીર ઉન્નત અર્થમાં કાંઇક ક્ષતિ એક છેલ્લી પંક્તિથી થઈ જાયછે. સ્તુતિગાનથી ઉત્પન્ન થયેલા શાન્ત ગંભીર યોગાનંદમાં એકાએક—"પૂર્ણ કરે અર્થ યોગ્ય સર્વ" એ પ્રાર્થનવચન આવીને કાંઇક ઔન્નત્યમાંથી અધ:પતન થાયછે. કેમકે ગમે તેવી યોગ્ય અર્થની પણ પ્રાર્થના તે આધ્યાત્મિક યોગાનંદના કરતાં ઉતરતી-જ ગણાય; અને આ અભંગના બાકીના ભાગની અસર એવા પરમ આનંદમાં મનને લીન કરવા તરફ્જ છે.

પરંતુ આ ઉપરથી એમ કહેવાની મતલબ નથી કે હિંડિયોના પ્હેલાં રચેલાં કાવ્યમાં કવિત્વ નથીજ અથવા હલકા વર્ગનું કવિત્વ છે. પ્રાર્થનામાળામાં એવાં અનેક ઉદાહરણ મળશે કે તેથી પણ ઉત્તમ કવિત્વ સાબિત થઈ સકે. એમ તો શું, પણ ઉપર કહ્યું છે તેમ એમનાં જૂનાં કાવ્યો—વ્હેમી, મૂર્તિપૂજન-ની સ્થિતિમાંના કાવ્યો—માં પણ સ્વાભાવિક કવિત્વ સ્ફુરી આવતું પ્રત્યક્ષ જણાયછે. તદ્દન ઉદાહરણ વિના આમ બોલ્યે જવું સંશયજનક જણાશે; માટે એક એમનું જૂનું કાવ્ય તપાસિયે. * "અંબે અખીલ બ્રહ્માંડ બીરાજો છો" એ ઘોળ પાછળ આપેલાં પદ્યોમાંથી લઇયે. પ્રત્યેક કડીમાં—શબ્દશુદ્ધિની બાબતમાં ચૂકોછે તે બાદ કરતાં—ભાષાનું, પદ્યરચનાનું અને ગતિનું માધુર્ય, અદ્ભુતજ છે એ સહજ જણાઈ આવશે.

"મનપત્રને શ્રધાની લેખણી  
ભક્તીરંગે લખે તારો દાસ  
રાખો વીશ્વાસ પધારો આ અવસરે."

અંબાજીને એક લગ્નને પ્રસંગે આ કંકોતરી છે. ભોળાનાથ મૂર્તિપૂજક હતા તોપણ એમની મૂર્તિપૂજા પણ ઉત્તમ પ્રતિની હતી; "અંબે અખીલ બ્રહ્માંડ બીરાજો છો" એમ સર્વવ્યાપિત્વનું વિશેષણ આપ્યું છે તે ઉપરથીજ એ જણાશે. એમ સર્વવ્યાપિની અંબા કહી, એકાદ બે સ્થળમાં ભાવના-દ્વારા મૂર્તિમતી કરી સ્થાપી, તથાપિ મહૈશ્વર્યયુક્ત તત્ત્વ કાંઇક અમૂર્તજ એમની મૂર્તિપૂજામાં હોવું જોઇયે. મૂર્ત હશે તોપણ પાર્થિવ મૂર્તિમત્ નહિંજ. અને તેથીજ કરીને એવા તત્ત્વની રૂપકભૂત દેવીને પાર્થિવ વસ્તુની સામગ્રીથી લખેલી કંકોત્રી અનુચિતજ થાય. હવે આ પ્રકાશવડે આ કડી તપાસતાં રૂપક આપેલાં કેટલાં ઉચિત છે તે જુવો. કંકોત્રી લખવી કિયા કાગળ ઉપર?

---

* પૃ. ૧૩૩–૧૩૪ જુવો.

મન—એ શિવાય બીજો આ ઠેકાણે ઉચિત કાગળ કિયો મળે? તેને ઉચિતજ લેખણ શ્રદ્ધા છે. મનઉપર છાપ મારનારી દૃઢ શ્રદ્ધા તે યથાર્થજ લેખણી છે. કંકોત્રી લખવામાં બાકી રહેલું સાધન—લાલશાહી—તે આ સ્થળે **ભક્તિ** છે. શ્વેતવર્ણમાં કોઇ પણ રંગ પડે તે એક વિકૃતિ છે. તેમ નિર્મળ આત્મામાં ભક્તિનો **રંગ** લાગવો એ પણ એક વિકૃતિ છે—સદ્વિકૃતિ, પણ વિકૃતિ ખરી. ત્યારે શ્વેત કાગળ ઉપર વિકૃતિ કરનાર લાલ રંગ (પ્રેમ, ઉત્સાહ, શુભનો સૂચક) તેને પ્રતિરૂપ અહિં શુભ આત્મા ઉપર સદ્વિકૃતિ કરનારી પ્રેમભાવાત્મિકા ભક્તિ મૂકી એમાં કેટલું ગૂઢ સત્ય રહ્યું છે! કવિતા તે તો જૂઠ, ગપ્પાના તરંગ, એમ સામાન્ય જનોની બકવા છે. પણ—એક અંગ્રેજી કવિત્વવિવેચકે કહ્યુંછે તેમ—કવિતા તે સત્યપ્રતિપાદિકા છે: માત્ર પ્રતિપાદનપ્રકાર જુદો છે; મનરંજક થઈ પ્રતિપાદન કરેછે. જે સત્યનું શુષ્ક શાસ્ત્ર નીરસ પ્રકારે પ્રતિપાદન કરેછે, તેજ સત્યનું પ્રતિપાદન કવિત્વ તે રસમય રીતે અને પ્રકારાન્તરે કરેછે. એ કરવામાં અનેક સાધનો કવિત્વ વાપરેછે. શાસ્ત્ર સત્યને વિવેચનની ઉકેલવાની પદ્ધતિથી સોધી કાઢેછે; કવિત્વ સાક્ષાતજ, એકદમજ, કલ્પનાદૃષ્ટિથી, સત્યને પૂર્ણરૂપમાંજ પ્રત્યક્ષવત્ જુવેછે, અને પોતાને અનુકૂળ પ્રકારે દર્શાવેછે. આ પ્રમાણે તપાસતાં જણાશે કે ઉપર જે "ભક્તિરંગ" વિશે ટૂંકી ચર્ચા કરી તેના તે ક્રમથીજ કાંઇ આ સ્થળે કવિના મનમાં સત્યનો ગ્રાસ નહિંજ થયેલો, પરંતુ કલ્પનાના બળે સહસાજ એ રૂપકમાં ગર્ભિત રહેલું સત્ય કવિયે દીઠું અને દર્શાવ્યું.

> "દીન દાસ તમારો છું હું માજી
> એવું કહેતાં આવ્યાં અકસ્માત અંબે સાક્ષાત
> પધારાં આ અવસરે."

આ અવસાનની કડીમાં કાવ્યસમાપનની ઉત્તમ કાવ્યકળા સમાઈ રહીછે. જેમ આ કડીમાં શ્રદ્ધા તથા ભક્તિનું તીવ્ર બળ જણાતું એટલું બધું છે કે તેથી કરી કલ્પનાબળ પૂર્ણાંશે સંચલિત થઈ, અંબા એટલે મૂર્ત સ્ત્રી નહિં પણ કોઇ અમૂર્ત પણ કલ્પનાદૃશ્ય આદર્શ–તીવ્રભક્તિનું વિષયભૂત તત્ત્વ–અમૂર્ત છતાં પ્રત્યક્ષવત્ જણાયછે; તેમજ કાવ્યનું સમાપન કરવામાં રચનાચાતુર્ય પણ ઘણું મનોરંજક તથા કવિત્વસૂચક જણાયછે. અમૂર્ત અદૃશ્ય દેવીને વળી મૂર્ત પદાર્થથીજ બની સકે એવું કામ કરવાને–લગ્નપ્રસંગે પધારવાને–નિમંત્રણ કરવું એ તે શું? ભ્રમણા અથવા મૂર્ખાઈ શિવાય બીજું શું કહેવાય? આમ સહજ સંશય થાય; અકવિત્વયુક્ત દૃષ્ટિથી થાય

એમજ નહિં; પણ કવિત્વવિવેચનની દૃષ્ટિયે પણ આમ દોષ કઢાય. એમ કોઇ શંકા કરે કે લગ્નમાં ન આવી સકે એવા અમૂર્ત તત્ત્વને (અંધતમ મૂર્તિપૂજક પણ એમ નહિં કહે કે આમ અંબા પધારી સકે, તેથી તેટલે અંશે અમૂર્તજ તત્ત્વને) નિમંત્રણ કરવું એ અર્થજ સારહીન છે; અને તેજ અર્થ આખા ઘોળનું બીજ છે, અને તેથી આખું ઘોળ સત્યજીવહીન થઈ ભાગી પડેછે. આ દોષનું નિવારણ કરનાર સંતોષકારક રીતે સમાધાયક ઉત્તર અવસાનની ઉપર લખેલી કડી આપેછે, અને તે—"અમે ભક્ત તો ભક્તિના જોસમાં પ્રત્યક્ષવત્ અંબાને જોનારા તે નિમંત્રણ કરિયે તો યથાર્થ છે."—એમ અચતુર અકાવ્યાનુકૂલ શબ્દોમાં નહિ—પણ માત્ર એથી અડધા પણ સબળતર ગર્ભિતતર શબ્દોમાં ચતુર લેખનીસ્પર્શવડે તે ઉત્તર આપેછે. "ગાઢભક્તિનો પ્રભાવ ન જાણનારા ગમે તેમ બોલો, પણ અમે તો ભક્તિવિષયભૂત અગોચર તત્ત્વને કલ્પનાબળે જોઈ સકિયે છિયે, એટલું તો શું પણ—જુવો! આ નિમંત્રણ કર્યું તે ભક્તવત્સલાએ સ્વીકાર્યું! ઓ આવ્યાં, દીનયાચના કરતામાં તો ઓ અંબે સાક્ષાત્ અકસ્માત્ આવ્યાંજ! તમે નથી જોઈ સકતા? શોચનીય દશા તમારી છે. હું તો આ પ્રત્યક્ષ નયનસમીપ ઊભેલાં અંબાજીને જોઉંછું! મ્હારું નિમંત્રણ વ્યર્થ નથી ગયું!"—આવો ગાઢ, પ્રેમલ, શ્રદ્ધાપૂર્ણ, ભાવ આ કડીમાં ગર્ભિત રહ્યોછે. પછી કોઇ અકાવ્યપ્રિય અચેતન આત્મા આ ભાવને વખતે અંધતા, ભ્રમણા, અસત્ય, ગમે તે કહે. પણ કાવ્યનું હાર્દ સમઝનાર જનો આમાંનો સત્યાંશ જોઈ આ કવિત્વચાતુર્યની ખૂબી જોઈ સકશે એ નિઃસંદેહ છે. તેમજ ધ્રુવપદના શબ્દો "પધારો આ અવસરે" એમાં છેલ્લી કડીમાં "પધાર્યા" (પધાર્યાં) કરીને આ અદ્ભુત ભાવ દર્શાવવાની સબળતા કાયમ રાખી કાવ્યકળાનું ચાતુર્ય પણ સંપૂર્ણ બતાવ્યુંછે.

આટલું દિગ્દર્શન કર્યા પછી હવે ભોળાનાથનાં પદ્યોમાં કવિત્વ છે એ સાબિત કરવાની વિશેષ આવશ્યકતા રહી નથી. ઉપર આરંભમાંજ કહ્યુંછે કે ધર્મવિષયનાં કાવ્યને જે જે મર્યાદાછે તેમાં રહીનેજ આ કાવ્યો તપાસવાનાં છે. એકજ વિષય ઉપર "પ્રાર્થનામાળા" "હિંદી અભંગ" વગેરેથી જેટલી જગા રોકાઈ છે તેટલી ભરીને લખે તેમાં પુનરુક્તિ (એકજ કડી અથવા પંક્તિમાં નહિં પણ સર્વ કાવ્યસમૂહમાં પુનરુક્તિ) આવવાનો સંભવ છેજ. અનેક વિષયનાં કાવ્યોના સમૂહોમાં શેલી, વર્ડ્સવર્થ, જેવા મહાકવિયોને અંગે પણઆ દોષ—દોષ કહિયે તો—આવ્યોછે. દોષ કહેતાં શંકા ખાવાનું કારણ એજ કે કવિના મનને કેટલાક પ્રિયતમ થઈ પડેલા એવા લાડકવાયા વિચારનું

સ્વાભાવિક રીતેજ એ કવિયો અનુશીલન કરેજ, અને યોગ્ય રીતે વારંવાર (જૂદાં જૂદાં કાવ્યોમાં) આવે તો તેને પુનરુક્તિ દોષ ગણવો એ મહાસાહસ છે. આવી તરેહનોજ કાંઇક દોષાભાસ **ભો**ળાનાથનાં કાવ્યોમાં આવેછે ખરો. કેટલાક ક્ષુદ્ર દોષ પણ બીજા જણાયછે જેમકે ઈશ્વરને સંબોધવામાં 'તું' 'તમે,' તથા એના સંબંધમાં એકવચન અનેકવચન નિર્વિશેષ રીતે વાપર્યાંછે. તેમજ કેટલાંક પદ્યોમાં મૂળ એક ભક્તને લાગૂ પડે એવાં વચનો પાછળથી સામાજિક ઉપાસનામાં ભક્તસમુદાયને ઉપયુક્ત કરવાને અર્થે કરેલા ફેરફારમાં કોઇ કોઇ સ્થળે વિષમતા આવી ગઇછે. તેમ કેટલાંક પદ્યો જોઇયે તે કરતાં વધારે લંબાણમાં આવી ગયાંછે. આ છેલ્લો કહ્યો તે જરા દોષ તો છે,-ક્વચિત્. તે શિવાયના ઉપરના બીજા દોષો સ્વાતન્ત્ર્યરૂપ વિશેષ હોઈને સર્વથા દોષજછે એમ નહિં કહેવાય.

બીજો એક દોષ-દોષાભાસ-એમના કાવ્યોમાં કોઇ સ્થળે કેટલાકને જણાશે. તે જે અંગ્રેજીમાં Plagiarism ના શબ્દથી ઓળખાય છે અને જેનું ગુજરાતીમાં કાવ્યચૌર્ય અથવા ગ્રંથચૌર્ય એમ ભાષાન્તર થાય તે. આ દોષ **ભો**ળાનાથના લખાણમાં નથીજ તે એ દોષનું સ્વરૂપ અને એમનાં લખાણનું સ્વરૂપ સરખાવવાથી જણાઈ આવશે. કિયે સ્થળે એ દોષાભાસ જણાય એમ છે તેનાં એક બે ઉદાહરણ જોઇયે.

પ્રભુપરમકૃપાથી મૂક વાણી વદેછે,
પ્રભુપરમકૃપાથી પંગુ ગીરે ચઢેછે;

(પ્રાર્થનામાળા-અંક ૭ મો.)

આ શ્લોકાર્ધના ભાવનું મૂળ નીચેના સંસ્કૃત શ્લોકના કડકામાં છેઃ—

मूकं करोति वाचालं पंगुं लङ्घयते गिरिम् । यत्कृपा * * *

બીજું ઉદાહરણ, "પ્રાર્થનામાળા" અંક ૨ જામાં છેઃ—

અપાદ છો તોય ગતી કરોછો,
કરો નથી તોય કરે ગ્રહોછો;
અચક્ષુ છો તોય તમે જુવોછો,
અકર્ણ છો તોય તમે સુણોછો.

આનું મૂળ નીચેના સંસ્કૃતમાં છેઃ—

अपाणिपादो जवनो ग्रहीता
पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।

આ ભાવાર્થની બીજાં કેટલાંક પદ્યોમાં પણ આવૃત્તિ થઈ હશે. અ

શિવાય બીજાં ઉદાહરણો વખતે ક્વચિત્ હશે. પણ આપણી ચર્ચા માટે આટલાં બસ છે, શાથી કે જે હશે તે આ પ્રકારનાંજ.

હવે કાવ્યચૌર્ય અથવા ગ્રંથચૌર્યનું સ્વરૂપ શું તે જોઇયે. ગ્રંથચૌર્ય એટલે બીજાની કૃતિ પોતાની તરીકે લોકોમાં જણાય એમ પ્રસિદ્ધ કરવી. અને કૃતિમાં માત્ર ભાવાર્થજ ન આવતાં યથાવત્ અર્થ શબ્દ અને સઘળી રચના આવવી જોઇયે. આ સ્વરૂપ ઉપરનાં ભોળાનાથના કાવ્યમાંનાં ઉદાહરણમાં બિલકુલ છે? માત્ર તે ભાવાર્થ લઈ પોતે તે ઉપર કાંઇંક ભાષાન્તરરૂપે વિસ્તાર કરીને પોતાની રચના કરીછે. એ રીતે તો ભાષાન્તરોને પણ ગ્રંથચૌર્ય કહેવું પડશે. જેમ ચૌર્યના ગુન્હામાં ઉદ્દેશ એ મુખ્ય અંશછે. તેમ આમાં પણ એ અંશ મુખ્ય છે. અપ્રમાણિક ઉદ્દેશ આમાં જરા પણ નથી. હા, એ ખરું કે કેટલીક વાર અર્થનું પણ ચૌર્ય એવું થાયછે કે તે ગ્રંથચૌર્યમાંજ ગણાય. પણ તે ક્યારે કે એ અર્થ પણ સમગ્ર પૂર્વકર્તાનો હોઈ આખી કૃતિની કૃતિ સમગ્રમાં બધો અર્થ પરકીયજ બને, અને પોતાનું કાંઇં પણ ન હોય, અને જે હોય તે પરકીયપણું છાનું રાખવાના ઉદ્દેશથી કરેલી ટાપટીપ તેજ હોય;—જેમ વ્યાવહારિક ચૌર્યમાં એકાદ સૂનાનું કડું ચોરી તેને બદલે તેનું વાંકડું કરી નાંખે તોપણ તે ચૌર્યજ તેમજ. આ પ્રસ્તુત ઉદાહરણોમાં તેમાંનું કાંઇંજ નથી. મૂળ ક્રિયા સંસ્કૃત શ્લોકમાંથી ભાવાર્થ લીધોછે તે સમાજના ભજનવિધિના પુસ્તકમાં ટીપરૂપે પણ આપવું અનુચિત જેવું લાગ્યાથી ન જણાવ્યું તેટલા ઉપરથી કાંઇં અપ્રમાણિક ઉદ્દેશ કલ્પી નહિંજ સકાય. અને ભોળાનાથના રોજકામમાં તે તે પદ્યના મૂળ સંસ્કૃત શ્લોકનાં આદ્યપદ લખ્યાંછે તેથી સ્પષ્ટથાયછે. આટલું આ દોષાભાસ વિશે બોલવું ઘણું છે. શાથી કે કોઇ દોષ કાઢે એટલી કલ્પના ઉપરજ આટલી બધી ચર્ચા ચલાવીછે.

કવિત્વ વિશે બોલતાં પ્રસંગવશાત્ દોષ વિશે કહ્યું. ધર્મવિષયક કાવ્યની મર્યાદાઓમાં ઉપર કહી તે એક. તેમજ બીજી મર્યાદાઓ છે. બીજા રસનો છાંટો પણ ન આવવાને લીધે કલ્પનાને યથેચ્છ વિલાસ કરવાનો પ્રસંગ આવાં કાવ્યમાં ન મળવાનો. બહુધા જનમંડળની વૃત્તિ ધર્મવિમુખ હોવાથી, અન્યરસમય કાવ્યનેંજ કાવ્ય માનવાનો પરિચય હોવાથી, તેમજ આ ભક્તિરસમય કાવ્યના ગુણનું ગ્રહણ કરવાને એ રસની જોડે તાદાત્મ્ય રાખવાનો અભાવ હોવાને લીધે— સહસા આવાં કાવ્યોના કવિત્વની છાપ અભ્યાસ વિના પડવી કઠણ. આ બધા વિચારોની મર્યાદાથી નિયંત્રિત ધર્મવિષયક કાવ્ય સહજજ હોયછે. ધર્મવિષયક કાવ્ય એટલે આ ઠેકાણે-પ્રાર્થના, સ્તવન, વગેરે દર્શાવનારાં ભજન. તેનેજ આ

મર્યાદા લાગૂ પડેછે. બાકી ધર્મના વિશાળ અર્થમાં અંતર્ગત વિષયને તો એ મર્યાદાનું નિયંત્રણ નડતું નથી. ઉદાહરણાર્થ,–જીવનની અસ્થિરતા, વિપત્તિ સંપત્તિના રંગ, પરકાળનું અનંત સૌન્દર્ય, ઇત્યાદિ વિષયો ઉપર સ્વતન્ત્ર સંગીતકાવ્યો અથવા ઇતર રચના કવિ કરે તો તે માટે કવિની કલ્પના સમીપ વિસ્તીર્ણ વિલાસભૂમિ છે, અને એ મર્યાદાઓ ત્યાં આડે આવવાની નહિંજ. પરંતુ આજ વિષયો કોઇ ભજનમાં અથવા ભજનસમુદાયમાં ઉપકારક વિષયરૂપે છેડાય, તો એકદમ એ વિસ્તીર્ણ ભૂમિ સંકોચ પામી પેલી મર્યાદાઓની વાડય બંધાઈ જવાની. આ મર્યાદાની અંદર પણ જેટલું બની સકે તેટલું **ભોળાનાથ**ની કલ્પનાએ બળ વાપર્યુંછે અને તેનું ફળ હલકા પ્રકારનું સૌન્દર્ય નથી એ ઉપરની ચર્ચામાંથી કાંઇક જણાશે. અને તેથીજ કરીને રા. **નવલરામ**ના નીચે આપેલા અભિપ્રાયને સર્વથા અનુમોદન આપવું કઠણ છે. ઇ. સ. ૧૮૮૩ ના મે માસના શાળાપત્રના અંકમાં "સંસ્કૃતમય ગુજરાતી" ના વિષયમાં પ્રસંગવશાત્ **ભોળા**-નાથની ભાષાની સ્તુતિના વચનનો ઉતારો પાછળ* આપ્યોછે. તે સંબન્ધે પૃષ્ઠ નીચે ટીપ આ પ્રમાણે છેઃ—

"તે ઠેકાણે જે વિચાર દર્શાવ્યાછે તેનો ભાવાર્થ સુબોધચિંતામણિના હોંસીલા કવિ કાંઇ ઊંધો સમજ્યા જણાયછે. અમે ત્યાં એ પુસ્તકની પ્રૌઢ ભાષા વખાણીછે. પણ **દલપતરામ** વગેરે કવિઓને કવિતાના વિષયમાં હરાવ્યા એમ અમારો લખવાનો હેતુ નથી. અમારી વિવેચનદૃષ્ટિતો પ્રૌઢ ભાષાથી તેટલીજ વ્યવહારી ભાષાથી રાજી થાય છે–જો વિષયને અનુકૂળ હોય તો. અને કવિત્વ એતો ભાષાથી વસ્તુતઃ જૂદોજ વિષય છે."

આ ઉપરથી અનુમાન થાયછે કે ઈ. સ. ૧૮૭૯ ના જાન્યુઆરીના શાળાપત્રમાં જે સ્તુતિ રા. **નવલરામે** કરી હતી તે ભાષાને વિશેજ નિયંત્રિત છે. અને એ સ્તુતિનો ઉપર ઉતારો આવ્યો છે† તે ભાષાશૈલીને સંબંધેજ. પરંતુ જે વિશે એ સ્તુતિમાં મૌન ધારણ કર્યું હતું, અને જે વિશે આ ટીપમાં કાંઇક ઇશારો કર્યોછે, તે કવિત્વના વિષયમાં રા. **નવલરામ**નો અભિપ્રાય **ભોળાનાથ**નાં કાવ્ય વિશે કાંઇક સસંકોચ જણાયછે. સ્પષ્ટ નથી જણાવ્યું તેથી ખાત્રીથી કાંઇ કહી સકાય નહિ. પરંતુ ઉપરની ચર્ચા એમને દૃષ્ટિગોચર થાત તો એ પોતાનો અભિપ્રાય ફેરવત એમ માનવું અયોગ્ય નહિં ગણાય. વસ્તુતઃ જોતાં આધુનિક કાવ્યકારોએ ભજનોમાં પ્રવૃત્તિ ઘણી રાખીજ નથી. એટલે **ભોળા**-

---

* પૃ૪. ૧૪૮ જુઓ. † પૃ૪. ૧૪૭–૧૪૮ જુઓ.

નાથનું કવિત્વ સરખાવવાને સમાનભૂમિજ નથી. તોપણ દલપતરામ અને નર્મદાશંકર જે એ મુખ્ય કવિયો ગણાયછે તેમણે જેટલાં ભજન વિષયક કાવ્ય કર્યાંછે તેટલાં લઈને સરખાવતાં પણ જણાશે કે તેટલી સમાનભૂમિમાં ભોળાનાથ જયવાન્ નીકળી આવ્યાછે. કવિ દલપતરામ અથવા નર્મદાશંકર-નાં આ જાતનાં કાવ્ય આવા કવિત્વવાળાં દીઠાં નથી. "દલપતરામ વગેરે કવિયોને કવિતાના વિષયમાં હરાવ્યા" કે નહિં એ ખરો પ્રશ્ન આ સ્થળે નથી. કવિતાનો સર્વ વિષય તો વિશાળ છે. તે વિષયમાં યુદ્ધ થયુંજ નથી. પરંતુ ઇશ્વરપરાયણ ભજનકવિતાના વિષયમાં ઇતર કવિયોને હરાવ્યા છે કે નહિં એ પ્રશ્ન આ સ્થળે પ્રસંગોપપન્ન છે. અને એમાં બીજાને ભોળાનાથે હરાવ્યા એમ કહેતાં આચકો ખાવા જેવું કાંઇ જણાતું નથી. પ્રાચીન અર્વાચીન ગુર્જર કવિયોએ જે ભજનકવિતા કરીછે તેમાં આ "પ્રાર્થના-માળા" ઇત્યાદિક ગ્રંથોનું કવિત્વ નથીજ આવ્યું. પ્રાચીન કવિયોના કેટલાક ચાબખા, ભજન, પદ વગેરે સબળ રસમય છે; પરંતુ વાણીની પ્રૌઢ મધુરતા તેમાં નથી, તેમ આ પ્રકારનું કવિત્વ પણ કોઇમાંજ હશે. કવિત્વ તેવું હશે તેમાં ભાષાપ્રૌઢિ તથા માધુર્ય આવું નહિં હોય. અર્વાચીન કવિમાંથી તો કોઇકેજ ભજનકવિતા કરીછે. અને જે છે તેમાંતો ભાષાગુણ તથા કવિત્વગુણ બંને નિઃસંશય ઉતરતી પંક્તિનાજ છે. એટલે એકંદર રીતે ઉપર કહેલું વાક્ય—ભજનકવિતા-માં ભોળાનાથે પ્રાચીન અર્વાચીન કવિયોને હઠાવ્યા છે—એ ખરુંજ રહેશે એમ લાગેછે. ઉદાહરણ આપી સવિસ્તર ચર્ચા કરીને આ સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવામાં વિસ્તાર બહુ થાય એજ કારણથી આ સ્થળે તેમ કરવું બંધ રાખવું પડયુંછે. ઉપર કાંઇક દિગ્દર્શન કર્યુંજ છે, અને વળી આ સ્થળે એટલું કહીશું તો બસછે કે વાણીની ગંભીર ગતિને અનુકૂળજ બનતો ગંભીર ભાવ અને અર્થનો પ્રવાહ જોવો હોય તો "પ્રાર્થનામાળા" ના ૧૨ મા અંકના આરંભમાંનું "અહો વિશ્વનિયંતા નાથરે નમું નમું" એ પદ્ય જુવો; નૃત્ય કરતી જેવી પદ્યરચનામાં ઉતારેલું, અમૂર્ત ઇશ્વરને કલ્પનાગમ્ય કરી ક્ષણભર મૂર્તવત્ કરી દેખાડનારું, અદ્ભુત આનંદ, ભક્તિ, ઇત્યાદિ ભાવથી ભરેલું ભાવનૃત્ય જોવું હોય તો અંક ૨ જામાં "નમું નમું અદ્ભુત કર્મ કર્તા" એ ઉપેંદ્રવજ્રાનું પદ્ય જુવો; શાન્ત મન્દ ગતિ પદ્યમાં, તેવીજ ગતિથી જતી અર્થ-વર્ણન, ભક્તિભાવચલન આદિની પરંપરા જોવાને માટે અંક ૬ ઠામાં "કરુણા કરો રે કૃપાલ" એ પદ ગાઈ જુવો; લલિત ગતિથી જતા પદ્યમાં સમાવેલા

લલિત સુંદર પદાર્થના ઉપકારક વર્ણન તથા કાંઇક છાંટાથી પોષિત લલિત ભક્તિભાવ વગેરેનો અનુભવ કરવો હોય તો અંક ૧૪ મામાંનું તોટકનું ભજન વાંચો. આ શિવાય હિંડી, અભંગ, ઈશ્વરોપાસના તથા છૂટક છપાયલાં પદ્યોમાં તો વિશેષ જાગરૂક કવિત્વ છેજ તે ઉપર સૂચવ્યુંજ છે. તેમજ જૂની મૂર્તિપૂજાના વખતની કવિતાનું કવિત્વ પણ ઉપર તપાસ્યુંજ છે. આ માત્ર અનેકમાંથી થોડાંનું નિદર્શન છે. આટલું પણ તપાસ્યા પછી ભજનકવિતાના વિષયમાં ભોળાનાથના કવિત્વને અત્યાર સુધીમાં એકંદર રીતે સર્વોત્તમ ગણતાં કોઇ સુજ્ઞ ભાગ્યેજ આચકો ખાશે એમ આશા છે.

ભોળાનાથની "પ્રાર્થનામાળા" તથા એમનાં બીજાં તે પછીનાં કાવ્યોની મોહકશક્તિનું મુખ્ય બીજ આજ છે. એ મોહકશક્તિનાં બીજાં પણ અપ્રધાન કારણો છે ખરાં. પ્રથમ તો એજ કે કવિત્વને અને અર્થને અનુકૂળ એવી પ્રૌઢ મધુર વાણીમાં એ પદ્યો લખાયાંછે. અંતરનું તત્ત્વ ગમે એટલું ઉત્તમ હોય પણ બાહ્યની સામગ્રીની સુંદરતા વિના જનમંડળના મનને વશ કરવાની શક્તિ એમાં નાજ આવવાની. બીજું કારણ એ છે કે "પ્રાર્થનામાળા"માં બહુધા સર્વસામાન્ય સાર્વજનિક ધર્મમતોનોજ ઉલ્લેખ છે. રા. નવલરામે ૧૮૭૯ ના જાન્યુઆરીના શાળાપત્રમાં કહ્યુંછે તેમ એ પુસ્તક "સઘળ માર્ગીઓને ફાવતું આવે એવું" છે. અમુક માર્ગનું પ્રચારક નથી, કોઇ પણ પ્રાર્થનાસમાજથી ભિન્ન માર્ગની નિંદા કરનારું નથી. અને આ વાત બહુ અંશે ખરી છે. પ્રાર્થનાસમાજ માટે જૂના મતના લોકોનો ન્યૂનાધિક અંશે વિરુદ્ધમત છે, તથાપિ "પ્રાર્થનામાળા" વિશે તો એ લોકોમાં પણ એકમતે સ્તુત્યાત્મકજ અભિપ્રાય છે, એટલુંજ નહિં પણ એવા લોકોમાંથી કેટલાક તો પોતાની પ્રાચીન પદ્ધતિની નિત્યોપાસનામાં આ "પ્રાર્થનામાળા" માંનાં સ્તોત્ર તથા ભજનોનો પણ પાઠ કરેછે, અને સર્વે જણા હોંસે હોંસે વાંચેછે. ત્રીજું કારણ વળી એક એ છે કે જૂના મત ઉપરથી શ્રદ્ધા ઉઠી ગયેલા તરુણ વર્ગને જેમ નવા મતને અનુકૂળ ભજનોનાં પુસ્તકોનું સાધન ન્હોતું તેમજ જૂના મત ઉપર આસ્થા રાખી રહેલા વર્ગને પણ એ મત માટે બહુધા અજાણી સંસ્કૃત ભાષામાંજ ધર્મપુસ્તકો હોવાને લીધે, તથા ગુજરાતીમાં જે ભજનિયાં વગેરે પ્રચરિત છે તે આવી સ્તોત્રપદ્ધતિમાં ન હોવાને લીધે એક એવા સાધનની ન્યૂનતાજ હતી; એ ન્યૂનતા આ "પ્રાર્થનામાળા" એ ટાળી, અને તેથી સહસા ખોટ અણધારી પૂરી પડવાથી જે આનંદજનિત મોહપ્રીતિ થાય, તે જનમંડળમાં થઈ.

આ સર્વ ઉપકારણો છે ખરાં. તોપણ–કેવળ વાણીના સૌન્દર્યની બાહ્ય સામગ્રી–અંતરના શુદ્ધરસતત્ત્વવિના–કાળે કરીને કંટાળોજ આપવાની; શાસ્ત્રીય વિવેચનશક્તિહીન, પણ ઈશ્વરદત્ત પરીક્ષણશક્તિ પ્રેરણારૂપે ધારણ કરનાર સામાન્ય જનમંડળને પણ કંટાળો આપવાનીજ; તકલદી માલની ટાપટીપથી જનસમૂહની વ્યાવહારિક દૃષ્ટિ જે ગુણે કરીને છેતરાતી નથી તેજ તત્ત્વશોધક ગુણે કરીને આમાં પણ તેમની સાદી રસવૃત્તિ ન છેતરાવાની;–આ વાત ધ્યાનમાં લેવાની છે. તેમજ "ઈશ્વરપ્રાર્થનામાળા"માં પરમાર્ગીને અનિષ્ટમતોનું પ્રતિપાદન નથી કર્યું એમ છેક નથી; "નથિ ધરતા અવતાર નથિ પ્રભુની પ્રતિમા," એ ૧૫ મા અંકની આરતિમાંનો ભાગ, તેમજ,

"પ્રભુ અમૂર્તની મૂર્તિભાવના
ભ્રમિત જીવની ક્લિષ્ટ કલ્પના,
અખિલ વિશ્વનો આદિ એક જે
નવ કદી થશે વ્યક્ત માત્ર તે."

એ એજ અંકના આરંભના લલિતમાંનો શ્લોક, એ મૂર્તિપૂજકો વિરુદ્ધ સ્પષ્ટ અવિસંવાદી શબ્દોમાંજ પ્રાર્થનાસમાજના મતનું પ્રતિપાદન છે. વળી દિંડી અભંગમાં તો આથી પણ ઉઘાડી રીતે આ મતોનાં પ્રતિપાદન છે, અને દિંડી અભંગ પણ એવાંજ લોકપ્રિય છે. આ વાત પણ વિચારવાની છે. તેમ એ પણ ધ્યાનમાં લેવાનું છે કે ઉપર જે ભજનસાધનની ન્યૂનતા પૂરી પડવાથી આનંદ થઈ થતી મોહપ્રીત કહી તે પણ વાસ્તવિક ગુણનું તત્ત્વ ન હોય તો ચાર દિવસ ટકી ક્ષીણ થાયજ. આ સર્વ વાતો ધ્યાનમાં લઈશું તો જણાશે કે અવશેષ રહેલું જે પ્રધાન કારણ–એ કાવ્યોમાંનું શુદ્ધ કવિત્વ–એજ એ લોકપ્રિયતાનું સંપાદક છે. એણેજ કરીને તત્કાળ ઉત્પન્ન થયેલો મોહ લોકપ્રિયતાના ચિરસ્થાયિ સ્વરૂપમાં પરિણામ પામ્યોછે. એ લોકપ્રિયતાનું એક સબળ પ્રમાણ અત્યાર સુધીમાં થયેલી એ ગ્રંથની આવૃત્તિયો પુનરાવૃત્તિયો છે.* તેમજ બાળબોધ લીપી અને સંસ્કૃતમય ગુજરાતી જેને વિષમ પડે એવા જે પારસી લોક તેમનાં ગૃહમંડળમાં તથા મિજલસો વગેરેમાં પણ પ્રાર્થનામાળાનાં ભજનો ઉત્સાહભેર ગવાય ગવડાવાયછે એ ઉપરથી વળી લોકપ્રિયતા સ્પષ્ટતર જણાઈ આવશે.

---

* ત્રણચાર આવૃત્તિયો એ અંગ્રેજી જેવી અદ્ભુત પ્રચાર પામેલી ભાષાના ગ્રંથો માટે કાંઇ જ નથી. પણ ગુજરાતી ભાષાની અને ગુજરાતી વાચકવર્ગની હાલની સ્થિતિમાં આ પ્રમાણ સબળ છે.

ઉપર કહ્યુંછે કે **ભોળાનાથના** કવિત્વની પ્રવૃત્તિ બહુધા ધર્મવિષયમાંજ ચાલી હતી. તોપણ બીજા વિષયમાં જો ચલાવી હોત તો તેમાં પણ પોતાની સબળ છાપ પાડતજ એમ માનવાને આધાર છે. "થયો જય સત્યનો"—એ જોસભર્યું ધોળ ઉપર આપીજ ગયા છિયે તે આ અનુમાનને આધાર આપેછે; તેમજ નીચેના વસંતતિલકાના શ્લોક, જે "સત્યવિજે" નામથી રા. સા. **મહીપતરામને** નાત્યમાં લેવાની ભારે તકરારના વખતમાં **ભોળાનાથની** તરફથી પુસ્તક પ્રસિદ્ધ થયું હતું તેને અંતે મૂકયાછે, તે ઉપરથી પણ આધાર મળશે.—

હે વૃદ્ધ નાગર વડા વડિ બુદ્ધિવાન.
રાખો પરાક્રમ કરી નિજ જાતિમાન.
દેશાટ્નો કરિ શિખો સઘળી કળાઓ.
વિદ્યા વિશેષ ભણિ સત્વર શૂર થાઓ. ૧.

પૂર્વે હતા વડિલ વૃદ્ધ ઘણા પ્રતાપી.
સદ્ધર્મ કર્મ કરિને વડિ નાત્ય થાપી.
વ્યાપ્યો સ્વદેશભુમિમાં ભય ત્રાસ જારે.
મ્લેચ્છાદિના જુલમ જોર તણોજ ભારે. ૨.

ઉત્કૃષ્ટ કાર્ય કરિને નિજ ટેક રાખ્યો.
તે કીર્તિની સકલ ગ્રંથ પુરેજ સાખ્યો.
છે ધન્ય ધન્ય બહુ તે પુરુષો મહાન.
સ્વાતંત્ર કર્મથિ થયા અતિ કીર્તિવાન. ૩.

આ કાલમાં કૃતિ દિસે સઘળી વિરુદ્ધ.
ખોઈ દિધૂં સરસ નાગર નામ શુદ્ધ.
અજ્ઞાનમંડલતણો સહવાસ કીધો.
કલેશો કુસંપ કરિને વિષવાદ લીધો. ૪.

દુશ્ચિન્હ દેખિ સ્વજનો ચિતમાં વિચારે.
વિધ્વંસ નાગરતણો અતિ શીઘ્ર ધારે.
મિત્રો હવે કદિ હઠી હતવીર્ય થાશો.
શ્રેષ્ઠત્વથી ઉતરિ નેષ્ટ પદે ગણાશો. ૫.

હે આર્ય નાગર સુણો વિનતી અમારી.
આવે દયા અતિઘણી ચિતમાં તમારી.

સંબંધિ મિત્ર મહિ સંપ સલા વધારો.
વૃદ્ધોતણા વચન બર્દ થકી ન હારો. ૬.

સંકલ્પ સત્યકરિ સત્ય નિશાન ઝાલો.
દાસત્વ કર્મ મુકિ ધર્મ સ્વતંત્ર પાલો.
અંતે સ્વતંત્ર જનનો જયકાર થાશે,
અક્ષય્ય કીર્તિ યશના ગુણ તો ગવાશે. ૭.

સ્નેહે સુણી સ્વજન મિત્રતણો સુબોધ.
મિથ્યા પરસ્પર મહીં ન કરો વિરોધ.
ઇર્ષા વિષાદ વિષરૂપિ તજી વિકારો.
નિષ્પક્ષપાત થઇ "**સત્યવિવેક**" ધારો. ૮.

આ પદ્ય ઇ. સ. ૧૮૭૦ માં બનાવેલું છે; "થયો જય સત્યનો" એના કરતાં એક વર્ષ પ્હેલાં, અને પ્રાર્થનાસમાજ સ્થપાયાના પણ દોઢેક વર્ષ પ્હેલાં. આ પછી ૧૮૭૨ માં રચેલો વસંતતિલકા આપણે તપાસ્યોછે, પણ તેમાં કચાશ વિશેષ જણાઇછે. એ વસંતતિલકા અક્ષરમેળ છંદમાં એમનો પ્રથમ પ્રયાસ હશે એ કલ્પના ૧૮૭૦ ના પ્રત્યક્ષ પ્રમાણથી ખોટીજ પડેછે. એ ૧૮૭૧ નું કાવ્ય કોઇ અનનુકૂળ ક્ષણમાંજ રચાયલું હોવું જોઇયે. પ્રાર્થના-સમાજ સ્થપાઈ તે વખતે ભજનપદ્ધતિને ઉપયોગમાં આવે એટલો પદ્યનો સમુદાય હતોજ. તેજ સંસ્કાર, પુનઃસંસ્કાર, પામી પામી હાલની પ્રાર્થના-માળાના આકારમાં આવ્યોછે. આ બધા વિચાર એકઠા મૂકી જોવાથી એમ લાગેછે કે ૧૮૭૦ માં તો **ભો**ળાનાથની ભાષા સંસ્કાર સારી પેઠે પામી હતી. વસ્તુતઃ એમની ભાષામાં સંસ્કાર અને એમના ધર્મમતમાં સંસ્કાર—એ બે જોકે પરસ્પર વિશેષ સંબંધ રાખતા નથી તોપણ—એ બે જાણે કાળની સડક ઉપર સમાનાન્તર પંક્તિયેજ ચાલતા આવ્યાછે.

ઉપરનું પદ્ય "સત્યવિવેક" માં છપાયું હતું. નાત્યમાં ભારે તકરાર અને મમતનું પૂર જોસભરે ચાલતું હતું તે સમયે બંને પક્ષમાં વાદ ચાલતાં પ્રસિદ્ધ કરેલું આ પક્ષવાદી પુસ્તક હવે સર્વત્ર ભાગ્યેજ જાણ્યામાં હશે. પ્રાસંગિક વિષયનું હોવાથી ચિરસ્થાયી થવાનો એનામાં હક નહિં હોય. પણ એમાં અંતર્ગત આ એક પદ્ય ચિરસ્થાયી ગુણવાળુંજ આવેલુંછે તેનો એમાંથી ઉદ્ધાર કરવો યોગ્ય છે. આ પક્ષવાદી લખાણમાં આવ્યા છતાં, સત્યનો અંશ વિશેષ હોવાને લીધે નિષ્પક્ષવત્ છે. તેમ પક્ષવાદી લખાણમાં જે જુસ્સો હોય તે આમાં

સંપૂર્ણ રીતે આવેલોછે. તે વખતના સંકુચિત વિષય શિવાય સામાન્ય રીતે પણ આ જુસ્સાદાર સંબોધન કાવ્ય–ઉદ્બોધન કાવ્ય–સર્વ સમયે લાગૂ પડી સકે એવું છે. જુસ્સાદાર હોવાથીજ જાણે, ભાષા અસ્ખલિત, રૂઢ, અગ્રામ્ય, સબળ, આવીછે.

"મિત્રો હવે કદિ હઠી હતવીર્ય થાશો,
શ્રેષ્ઠત્વથી ઉતરિ નેષ્ટ પદે ગણાશો."

આ શબ્દો તો જાણે ૧૮૮૪ માં લખનાર ભોળાનાથના જેવા જ પ્રૌઢિયુક્ત છે. તેવાજ પ્રૌઢત્વવાળો ૭ મો શ્લોક આખો છે.

આ ઉપરથી ધર્મેતર વિષયમાં પણ ભોળાનાથની કવિત્વશક્તિ સબળ રીતે પ્રવૃત્ત થઈ સકે એમ હતું એટલું સિદ્ધ સારી રીતે થઈ સકશે. તેમજ શાકુન્તલના ભાષાન્તરના શ્લોક પાછળ આપ્યાછે તે પણ આ વાતમાં સાક્ષી પૂરશે. એજ "સત્યવિવેક" ના આરંભમાં ગીતિછે તે હાલ "પ્રાર્થનામાળા"માં બ્રહ્મને અનુકૂળ ફેરફાર કરી નિબદ્ધ કરીછે. એ ગીતિ મૂળ સંસ્કૃત શ્લોક શાસ્ત્રી યજ્ઞેશ્વર ચિમણાજીએ કરેલો તેનું ભાષાન્તર છે એમ લાગેછે.

यत्र न भाति द्युमणिर्न शशी भगणो न भाति वह्निरपि ।
भाति सदा सर्वत्र हि सत्यं ज्ञानं ततोऽखिलं विश्वम् ॥ १ ॥

જ્યાં નવ ભાસે દિનમણિ નિશમણિ ગ્રહગણ હુતાશ નવ ભાસે ॥
ભાસે સત્ય સદા ત્યાં તેથી ત્રિભુવન પ્રદિપ્ત અતિ ભાસે ॥ ૧ ॥

આમાં 'સત્ય'ને સ્થળે 'બ્રહ્મ' એજ મુખ્ય ફેરફાર કરી "પ્રાર્થનામાળા"-ના છઠ્ઠા અંકમાં ગીતિ મૂકીછે. સુરતના શાસ્ત્રી દિનમણિશંકર જે રા. સા. મહીપતરામની વિરુદ્ધ પક્ષમાં મુખ્ય આગ્રહી હતા તેમના ઉપર ઉપરની ગીતિમાં "દિનમણિ" શબ્દ શ્લિષ્ટ આણી કટાક્ષ કરેલોછે એમ ભોળાનાથના બોલવામાં હતું. અનેક વર્ષ વીતી ગયાં તે સમયનો મમત પણ જતો રહી ગુજરેલી વાતોની ક્ષમાઓ પણ થઈ, પછી એ શ્લોકમાંનો કટાક્ષ પણ ભૂલી ગયા જેવો થયા પછી, જાતે એ શ્લોક સુબદ્ધ હોવાથી "પ્રાર્થનામાળા" માં નાંખી દીધો તેમાં કાંઇ અનુચિત થયું નથી.

ભોળાનાથની ભાષા તથા કવિત્વની ૧૮૭૦ ની લગભગમાં સ્થિતિ વિશે ઉપર વિચાર જણાવ્યાછે. તેના પુરાવામાં વળી એક પદ્ય ૧૮૬૯ ની સાલનું નીચેનું મૂકવું યોગ્ય છે. "સત્યવિવેક" ના જેવાજ વિષયનું ( એટલે રા. મહીપતરામના ઈંગ્લાંડના પ્રવાસની ચર્ચા ઉપરથીજ ઉત્પન્ન થયેલું ), પણ

એના કરતાં વધારે ગંભીર, કેટલાક ચિરસ્થાયી લખાણને લાયક ભાગવાળું, તથા અનુત્તર સબળ વાદકોટિયોથી ભરપૂર, સબળ ભાષામાં લખાયલું "નાગરમિત્ર" નામનું એક ન્હાનું પુસ્તક **ભો**ળાનાથના હસ્તાક્ષરનું છે. એ પૂર્વે છપાયું હતું કે નહિં તેની ખાત્રી નથી. "સત્યવિવેક"ને અંતે જેમ ઉપરવાળું વસંત-તિલકાનું પદ્ય સંબોધનાર્થે મૂક્યુંછે, તેમ આ "નાગરમિત્ર" ને અંતે પણ એક લલિતછંદમાં અધૂરા જેવું જણાતું, અપૂર્ણ રીતે સુધરેલું, કાવ્ય છે; તે નીચે યથાવત્ મૂક્યુંછેઃ—

### લલિત છંદ.

વિનતિ નાગરા સાગરા સુણો ।
સુહૃદ બંધુને ભિન્ન ના ગણો ।
સુખ ઘણું થશે સંપમાં સદા ।
નથી કુસંપમાં જંપ તો કદા ॥ ૧ ॥
વિહિત માર્ગને મુખ્ય માનીને ।
મનુષધર્મને સત્ય જાણીને ।
અસત કાર્યથી નિત્ય તો ડરો ।
વચન સત્યથી ના કદી ફરો ॥ ૨ ॥
યદુકુલે કિંવો નાશ ક્લેશથી.
પરસ્પરે લડ્યા બહુજ દ્વેષથી.
થઈ ઘણી ખરાબિ હાની તેહની.
હજુ સુધી રહી નિશાની જેહની.
નહીં§ * * * ઓ શ્રેષ્ઠ નાગરો.
કુટુંબકલેશ છે ઝેરનો ઝરો.

આટલેથી આ પદ્ય અટકી અપૂર્ણ રહ્યુંછે. આમાં લલિતના માપને સખ્તીથી વાપરી તપાસતાં પદ્યદોષ આવેછે;—જોકે તેજ ગુરુલઘુક્રમે વાંચતાં કાંઇ પદ્યરસમાં હાનિ નથીજ થતી. હ્રસ્વદીર્ઘની ખામી પણ પદ્યના સંબન્ધમાં કાંઇક છે. પણ તેની સામે એ વિચારવાનું છે કે છેક કાચી સ્થિતિમાં આ કાવ્યછે; પુનઃસ્પર્શ એને થયોજ જણાતો નથી.

આટલા દોષ બાદ કરતાં કવિત્વમાં—એટલે અહિં એ સંબોધનના ભાવની સબળતામાં—તથા ભાષામાં આ કાવ્ય કોઇ પણ રીતે ઊતરે એમ નથી. ભાષા

§ અહિં અપૂર્ણ અક્ષર ઉકલતા નથી.

સાદી સરલ છતાં મધુર, અગ્રામ્ય હોઈ, તેમાં કવિતામાં આવતાં વાદકોટિ જે શુષ્ક તાર્કિકરૂપ તજી દઈ રસમય ભાવસંબોધિ રૂપ ધારણ કરેછે, તે રૂપ યથેષ્ટ આવ્યુંછે; અને તેથીજ

एकोऽपि दोषो गुणसंनिपाते
निमज्जतीन्दोः किरणेष्विवांकः ।

એ સામાન્ય સત્યને અનુસરી દોષ ભૂલી જવાઈને એ કાવ્યની સુંદરતાનીજ છાપ મન ઉપર પરિણામે રહેછે.

**ભોળાનાથ**નાં કાવ્યો વિશે મનભર ચર્ચા થઈ. ખરો અભ્યાસ ગુજરાતી ભાષાનોજ એમનો હોવાથી એમનાં બધાં કાવ્યો એ ભાષામાંજ છે. અને ગમે એટલું પરભાષાનું જ્ઞાન કોઇ મેળવે પણ જો તે પરભાષા પોતાની ભાષાથી વિલક્ષણ હોય તો તેમાં કવિતા સફળ રીતે કરી સકવી એ અશક્યપ્રાય છે. **ભોળાનાથે** એવો કોઇ પણ મૃગજલગ્રહણપ્રયાસ કર્યોજ નથી. સંસ્કૃત ભાષા એ હવે મૃતભાષા થઈ હોવાથી એમાં કવિતા રચાવી પણ કઠણ જેવાંજ થઈ છે. ખરા વિદ્વાન્ અને કવિ હોયછે તેજ એ પ્રયાસમાં સફળ થાયછે. અને તે થવાયછે તેનું કારણ એજ કે આપણી ભાષાઓ તજ્જન્ય હોવાથી સંસ્કૃત ભાષા સર્વથા વિલક્ષણ નથી. **ભોળાનાથ**નું સંસ્કૃતનું જ્ઞાન પંડિત જેવું ન્હોતું, સાધારણ અર્થગ્રહણ કરી સકવા જેટલું હતું એમ પાછળ કહ્યુંજ છે.* અને તેથી એમણે સંસ્કૃતમાં કવિતા કરવાનો વિશેષ પ્રયાસ કર્યોજ નથી. છતાં એક બે એમના પ્રયાસ કેટલાક કારણને લીધે આ ઠેકાણે નોંધવા લાયક છે. ઈશ્વરનામસ્મરણનો એક દંડક એમણે કરેલો છે તે નીચે પ્રમાણે:—

अच्युतं निर्मलं निर्विकारं विभुं
निश्चलं निर्विकल्पं जगत्कारणम् ।
विश्ववंद्यं महामंगलं पावनं
पूर्णरूपं परब्रह्मदेवं भजे ॥१॥
अक्षरं शाश्वतं सर्वलोकाश्रयं
देवदेवं दयासिंधुमाद्यं हरिम् ।
सर्वगं सर्वदेवं सदा शंकरं
विश्वराजं परब्रह्मदेवं भजे ॥ २ ॥

---

* પાછળ પૃષ્ઠ ૧૪ મું જુવો.

स्वप्रकाशं चिदानंददेवं गुरुं
पापसंहारिणं राजराजेश्वरम् ।
भक्तिदं मुक्तिदं नित्यमांगल्यदं
प्राणनाथं परब्रह्मदेवं भजे ॥ ३ ॥

चिन्मयं चिद्घनं सत्यमेकं शिवं
विश्वनाथं परेशं पवित्रं परम् ।
चेतनं चेतनानां जगद्व्यापिनं
पूज्यमीशं परब्रह्मदेवं भजे ॥ ४ ॥

अद्वितीयं वरेण्यं शरण्यं ध्रुवं
पुण्यराशिं कृपासागरं सुंदरम् ।
अव्ययं नित्यमाराध्यदेवं वरं
पूर्णकामप्रदं ब्रह्मदेवं भजे ॥ ५ ॥

આમાં વ્યાકરણદોષ જણાતો નથી, અને પદ્યદોષ પણ નથી. સામાન્ય નામકીર્તન છે એટલે વિશેષ આ વિશે કહેવાનું કાંઇ નથી.

બીજો પ્રયત્ન એક શ્લોકનો છે. સંસ્કૃતનું પરિમિત જ્ઞાન છતાં એમણે એ શ્લોકમાં જે ચાતુર્ય વાપર્યુંછે તે પ્રશંસનીય છે. બીજા સ્થળનું એકાદ ચરણ બીજા સ્થળમાં ઉચિત રીતે વાપરવાનો પ્રકાર એ છે. બાબૂ સત્યેંદ્રનાથ ટાગોર ઇંગ્લાંડ મુસાફરી કરવા ગયા તે વખત મુંબાઇથી નીકળતાં ભોળાનાથે એમના ઉપર એ શ્લોક લખી મોકલ્યો હતો. એમના રોજકામમાં એ બાબત આ પ્રમાણે નોંધ છેઃ—

" 17 th September 1878 ભાદરવા વદી ૬ ભોમવાર.

સત્યેંન્દ્રનાથ ટાગોરને કાગળ મુંબાઇ લખ્યો તેમાં નીચે લખેલો આશીર્વાદશ્લોક લખ્યોઃ—

सद्धर्मवृत्तिरखिलेश्वरभक्तिरस्तु
दीर्घायुरस्तु धनधान्यसमृद्धिरस्तु ।
भूयात्प्रयाणसमये भगवत्प्रसादात्
शान्तानुकूलपवनश्च शिवश्चपन्थाः ॥

આ છેલ્લું ચરણ **કાલિદાસકૃત અભિજ્ઞાનશાકુન્તલમાં કણ્વ શકુન્તલા**ને વિદાય કરતે આશીર્વચન કહેછે તે શ્લોકનું અંતિમ ચરણજ છે. તે એટલું ઉપાડી લઈ બાકીનાં ત્રણ ચરણ નવાં બનાવી આ પ્રસંગાન્તરને અનુકૂળ રીતે સર્વ શ્લોક કરી માંહિ વાપરી દીધું એ મનોરંજક ચાતુર્ય છે. જમીનને માર્ગે જનાર **શકુન્તલા**ને જોઈયે તે કરતાં પણ વિશેષ અવશ્ય રીતે સમુદ્રમાર્ગે જનાર **ટાગોર**ને જોઈયે એવો "શાન્તાનુકૂલ પવન" એ અંશ આ ઠેકાણે વિશેષ ઉપપન્ન થશે એ વાત બુદ્ધિયે પકડી લીધી તેમાં ઘણી સુયુક્તિ સુખોપલબ્ધ થઈ આવી ગઈછે. વ્યાકરણદોષ પણ કાંઇ આવ્યો જણાતો નથી. માત્ર ત્રીજા અને ચોથા ચરણ વચ્ચે સંધિ કર્યો જણાતો નથી એટલું છે; प्रसादाच्छान्ता– એમ જોઇતું હતું. પણ એ સંધિ કરવાથી પણ છંદોભંગ થવાનો ન્હોતો એટલે એટલું રહી ગયું તે બહુ ચૂક નથી. તેમ સંધિપ્રકરણ આખું संहितायाम् એ અધિકારસૂત્રને તાબે છે અને સંહિતા ( સાથેલાગું બોલવું ) તે વાક્યમાં વિવક્ષાધીન છે, અને આ સ્થળે વિવક્ષા ન હોવાનું એક સંભવનીય કારણ છે તે એ કે સંધિ ન કરવાથી અંતિમ ચરણ યથાવત્ રહી **શાકુન્તલ**ના શ્લોકનું કાંઇક વિશેષ સરલ રીતે સ્મરણ કરાવેછે અને તે ઇષ્ટ છે;–આ દૃષ્ટિથી જોતાં પણ આ સંધિદોષ તે દોષાભાસજ છે એમ કહેવાને અડચણ નથી.

પરભાષામાં એક બીજો પ્રયત્ન **ભોળાનાથ**નો અપવાદરૂપે છે. એ હિન્દી ભાષામાં છે. "नाचत नर्तको वे" એ ટપ્પાને મળતો ઈશ્વરપરાયણ અર્થનો એક ટપ્પો એમણે રચ્યોછે. એ ટુંકો હોવાથી, અને એ જોવાથી એમની પદ્ય રચવાની ચતુરાઈ, સરળ હથોટી, તથા કવિત્વ પણ જણાઈ આવશે, તેથી એ પદ્યજ નીચે મૂકવું ઉચિત ગણ્યુંછે:—

*जानत चित्तकी वे

प्रभुरे प्रभुरे

निशदिन नमु सिर नाई वे जानत०

सत्त्वगुणधारो वे

भूपति विभूति सुगति सुरति सुमति दे मति विनति;

---

* રાગ માંઝ, તાલ–ત્રિતાલ–ટપ્પો. આ શિવાય, "પ્રાર્થનામાળા" અંક ૨૭ માં "જગકર્તાએ જગરચનામાં" એમ આરંભાતું પદ છે તેની મૂળ રચના **ભોળાનાથે** હિંદીમાંજ કરી હતી પરંતુ "પ્રાર્થનામાળા"માં મૂકવાને વાસ્તે એનું ગુજરાતી કર્યું હતું.

विधाता तु वे
राहत नित असंग सतचिद्घन शुभफलदा
जानत चित्तकी वे

આમાં કેટલેક સ્થળે જરા અર્થ સ્પષ્ટપણે નથી જણાતો. પણ એ પદ્યને પુનઃસંસ્કાર કરવાને જો ભોળાનાથને પ્રસંગ મળ્યો હોત તો તેટલી ખામી દૂર થાત એમ સંભવેછે.

આ ટપ્પો ગાવો જરાક વિષમ છે; પણ જે ગાઈ સકે તેને મુખેથી સાંભળતાં આની ખરેખરી ખૂબી વિશેષ ખિલી આવશે. તેમજ મૂળ ટપ્પો “ नाचत नर्तकी वे ” એની સાથે સરખાવતાં જણાઈ આવશે કે શૃંગારરસની છાપવાળા કાવ્યમાંથી તેથી તદ્દન પ્રતિકૂળ એવા શાન્તરસમાં તેજ ઢબનું કાવ્ય કરવામાં શબ્દોના ફેરફાર કરતાં મૂળ પદ્યના શબ્દોનો પ્રતિધ્વનિ રાખવામાં પણ કેવી નૈસર્ગિક ચતુરાઈ વપરાઈછે.*

નમૂનાના પદના શબ્દરવનું અનુકરણ કરવાની ભોળાનાથની આ કળાનાં બીજાં બેચાર ઉદાહરણ આ સ્થળે આપવાં અનુચિત નહિં ગણાય.

સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વરા,
વિભુવર ભવભયહારક
નમું મહેશ્વરા. સુંદર૦

મરાઠીમાં હાલમાં નવીન રચાયલું પણ ઘણું લોકપરિચિત થયેલું પદ सुंदरमुख तुंदिलतनु नंदिकेश्वरा એમ આરંભાતું છે. તે ઉપરથી આ રચવાનો આરંભ કરી ભોળાનાથે આટલેજ અધૂરું મૂક્યુંછે. પણ આટલું પણ નમૂનાના તેટલાજ અંશ જોડે શબ્દરવના અનુકરણ માટે સરખાવવા જેવુંછે.

---

* આ સરખામણીનું કામ સુલભ થવાને અર્થે મૂળનો ટપ્પો નીચે મૂકયોછે:—

नाचत नर्तकी वे.
स्थिररे स्थिररे
सर्बदिल लेत चुगइ (वे)—नाचत.—
सप्तसुर लेंदि वे
सुनदी लोकदो लेदो देदी प्रसदी गंधदी रसदी;
सधातानि वे,
बाजत मृदंग तकतक धिगितक दधिकतधा
नाचत नर्तकी वे. १

सुंदरमुख तुंदिलतनु नंदिकेश्वरा
गिरिवर हिमनगजाधव
इन्दुशेखरा सुंदर०

આ બે સરખાવતાં 'गिरिवर'-'વિભુવર', 'तुंदिल'-મંગલ, તથા બીજાં ઝીણાં ઝીણાં સ્વસાદૃશ્યનાં સ્થળો-જાગ્રત્ શ્રવણને સહજ જણાઈ આવશે.

બીજું એક પદ આ છેઃ—

*સત્વર ધાઓ સખા જગરાયા.—સત્વર૦
અતિ દુર્ઘટ દુર્ગમ દુસ્તર છે તુજ માયા.—સત્વર૦
મંગલનિધિ મંગલમહિમાગુણ
વેદશાસ્ત્રે ગવાયા. સત્વર૦ ૧
દીન કિંકર પર કરશો નિરંતર
પ્રભુ કરુણાદ્રુમછાયા. સત્વર૦ ૨

આ પદનો મૂળ નમૂનો મરાઠીમાં નીચે પ્રમાણે છેઃ—

लवकरीं धाव सख्या यदुराया, लवकरीं०
अति दुर्घट संकट कोण समर्थ हराया. लवकरीं०
मीं बुडलो भवसागरडोहीं
वेगीं पार तराया. लवकरीं०

આ બે પદમાં આરંભના ઉઠાવમાં સ્વાનુકરણ વિશેષ છે.

વળી એક બીજું ઉદાહરણઃ—

†ગાઓરે ગાઓરે પ્રભુશુભયશગુણ, હૃદે ધરિયે કરિયે હરિ સાથે હેત, રાખિયે પ્રભુનો ભરૂંસો. ગાઓરે૦

સકલ ઋષિ મુનિ નામ જપે છે
તું મંગલરૂપ તારું પ્રેમમુખ નિશદિન
નિરખે છે, તવ પદ પ્રતે ધાઇયે. ગાઓરે૦

આ પદનો મૂળ નમૂનો હિંદીમાં આ છેઃ—

सांवरे सांवरे मेरो गुन अवगुन जिय धरिये
करिये नेहनजर राखिये अपनो सनेह. सांवरे०

---

* રાગ-ભૂપ. તાલ જતમાલ. પ્રાર્થનામાળા અંક ૩૦ મો જુવો.
† રાગ-છાયાનાટ; તાલ-ત્રિતાલ; પ્રાર્થનામાળા અંક ૨૮ મો જુઓ.

सगरो गांव तेरो नाम रटतहे
तु हे मोहनी मुरत सुंदर सुरत
छब निरखत केते भये बावरे. सांवरे०

૯૭ બીજું એક ઉદાહરણ જોઇયેઃ—

*તારવા તમે પ્રભુ સમર્થ છો જેવો છું તેવો. તારવા૦
અવગુણ દોષો અપાર નાથ છે અમારા,
દયા કરી તારો તો તારવા સમર્થ છો. તારવા૦ ૧
યોગ્યતા નથી તથાપિ આશ રાખુંછું તમારી,
દીન જાણી પાળો તો પાળવા સમર્થ છો. તારવા૦ ૨
મુક્તિપદ માગવાની હામ કેમ ચાલે મારી,
કૃપા કરી આપો તો આપવા સમર્થ છો. તારવા૦ ૩
કરુણાનિધાન નામ નાથ છે તમારું માટે,
પાપતાપ કાપો તો કાપવા સમર્થ છો. તારવા૦ ૪

આ પદનું મૂળ હિંદીમાં આ પ્રમાણે છેઃ—

तारबो तिह्यारो अख्त्यारहे तारो ना तारो—तारबो०
भक्त जन तारे जिने तारबेको काम कीनो,
विना भक्ति तारो तो तारबो तिहारो हे. तारबो०

આમાં કેટલાંક સ્થળોમાં અર્થનું પણ અનુકરણ કર્યુંછે. આમ કરવામાં અનપૂર્વતાનો દોષાભાસ માથે વ્હોરી લઈને પણ અનુકાર્ય પદના મધુરતા આદિ ગુણો જાળવી રાખ્યાછે એ સારું કર્યુંછે.

"મારી ઝૂમાં થારે કારણે મેવાડો રે મલીર" એ આખા ગુજરાત મારવાડમાં અતિ પ્રસિદ્ધ–"મેવાડો" એ નામથી ઓળખાતું–પદ્ય છે, તે નમૂના ઉપર નીચેનું પદ ભોળાનાથનું ઘણી રીતે ધ્યાન ખેંચે એવું છે.

*દયાસિંધુ તારે બારણે પુકારું દીનબાળ, કૃપાસિંધુ–દીનબંધુ–તારે બારણે.
દિન ઉગે વળી સાંઝ પડે રે
વેગે વીતી જાય કાળ,
અજ્ઞાની સમઝું નહિ રે,
કરો તમે પ્રભુ પ્રતિપાળ. દયાસિંધુ૦ ૧

* રાગ–કાફી; તાલ–એકતાલ; પ્રાર્થનામાળા અંક ૨૭ મો જુવો.
* રાગ–મહાડ; તાલ–એકતાલ. પ્રાર્થનામાળા અંક ૨૯ મો જુવો.

શું કરવાને જન્મ દીધો રે
તેનો કરૂંછું વિચાર,
કરવાનું તે કીધું નથી રે
છૂટી પડ્યો અવતાર. દયાસિંધુ૦ ૨

માતપિતા લાડી લાડી માગું રે
નવ કરો કદી રીસ,
પતિતપાવન છો તમે રે
સદા સાહ્ય કરો જગદીશ. દયાસિંધુ૦ ૩

ક્ષમા કરો પાપની પ્રભુ રે
કીધાં જે આજ પર્યંત,
હવે ફરી ફરી નહિં કરું રે
તારો મને ભગવંત. દયાસિંધુ૦ ૪

તારો તારો પ્રભુ તારો મને રે
તારો ત્રિભુવનનાથ,
ભવસાગર માંહિં ભમુંછું
કૃપા કરી ગ્રહો હાથ. દયાસિંધુ૦ ૫

આ પદમાં સ્વાનુકરણ મુખભાગમાંજ છે.

'દયાસિંધુ તારે **બારણે**'
'મારી ઝૂમાં થારે **કારણે**'

અહિં–'બારણે'–'કારણે'–એમાં પણ સ્વસાદૃશ્ય આણ્યુંછે તેમાં ગૂઢ હાર્દ રહ્યુંછે.–'એમ જરાક નજીવા અંશમાં પણ એમ શું કરવા આણવું જોઇયે? એ ઉપર લક્ષજ શું કરવા જોઇયે?' એમ કોઇ કહે. તો ઉત્તર એ છે કે એ ઉપર ખાસ કરીને લક્ષ રાખેલું એમ બનેલુંજ નહિં. પરંતુ કાવ્ય-કળાનું હાર્દ સમઝવાની સ્વાભાવિક પ્રેરણાથીજ એ ઉપર અનાયાસ લક્ષ રહી રચના થયેલી. અને તેમ થવું યોગ્યછે. મૂળપદમાં જે સ્વની આનુપુર્વી ગોઠવાયલી તે તે પદના બાંધાને ઘણું કરીને ગોઠતીજ હોયછે; અથવા આવાં લોકપરિચિત પદોમાં જનમંડળના શ્રવણને નિરંતરનો પરિચય ઘણા કાળનો હોવાથી, તે સ્થળ જોડે તેજ સ્વરચનાનો સંબન્ધ ગાઢ થઈ જઈ અનુકૂળતા ઉત્પન્ન થઈ હોયછે; તેથી આ સ્થળે જો 'બારણે' ને બદલે કોઇ બીજો શબ્દ કર્યો હોત તો નમૂનાના પદથી પરિચિત કાનને કાંઇક ઉદ્વેગ લાગત, અથવા

આ શબ્દ જેટલી અને જેવી શ્રવણસુખતા તો નજ થાત. આ પદ્યરવનું રહસ્ય સ્વાભાવિક રીતે સમઝાવાથીજ નકલનાં પદોમાં **ભોળાનાથ** અપૂર્વ માધુર્ય આણી સકયાછે. આ ટીકા ઉપરનાં સર્વ ઉદાહરણમાં યથાઘટિત લાગૂ પાડવાનીછે.

" દિન ઉગે વળી સાંઝ પડેરે
વેગે વીતીજાય કાળ. "

મૂળના પદમાં આ કડી છેઃ—

સાંઝ પડે દિન આથમેરે
માલણ લાવે ફૂલ
શું કરૂં તારા ફૂલને
મારો પિયુ ગયો મને ભૂલ—મારી ઝૂમાં.

આ બે શબ્દના અનુકરણવાળી કડિયોમાં કાંઇ પણ સમાન નથી. મૂળ વિપ્રલંભશૃંગારપર છે, અને નકલ તેથી વિરુદ્ધ શાન્તરસમય છે. પરંતુ તેમાંનાંજ શબ્દરૂપ અને અર્થરૂપ પણ ઉપાદાન લઈને–તેજ ઉપાદાનથી શૃંગારવિરોધી શાન્તરસનો ઉદ્બોધ કરવામાં કળા સારી વપરાઈછે, અને ચતુરાઈ સહજ પણ સારી આવી ગઈછે.

આ પદ **ભોળાનાથ**ની કાવ્યકળાના બીજા એક સ્વરૂપનું પણ નિદર્શન છે. જેમ નમૂનાના પદના રવનું અનુકરણ કરવાનું ચાતુર્ય એમનામાં જણાયછે, તેમજ નમૂનાને અનુકૂળ ભાષા કરવામાં પણ ઘણું ઊંડુ ડહાપણ જણાયછે. આજ ઠેકાણે આ સાધારણ જનસમુદાયને પરિચિત ઢાળમાં પદ્ય રચતાં " લેખની-નૃત્યાલયી " ભાષા તો કદીજ ના ચાલવાની; ( તેવી ભાષા ભણી તો **ભોળાનાથ** ઉપહાસયુક્ત તિરસ્કારથીજ જોતા;) પણ **ભોળાનાથ**નાં બીજાં સંસ્કૃત વૃત્તનાં તથા તેવાં પદ્યોમાં જેવી છે તેવી પણ પ્રૌઢ ભાષા ભરી હોત તો જરૂર અયોગ્ય સંમેલન થાત અને સુરુચિમાં ક્ષતિ થાત. કોઇ કહેશે કે આ તો કૃત્રિમ અને કાલ્પનિકજ ટીકા છે. પણ સુરુચિનું તત્ત્વ તપાસતાં તથા મનુષ્યમનના બંધારણ સાથે એ તત્ત્વના સંબન્ધનું અન્વીક્ષણ કરતાં જણાઈ આવશે કે તેમ છેક નથી. અમુક ભાવને અમુકજ રાગરાગિણી અનુકૂળ લાગેછે; અમુક સમયે અમુકજ રાગરાગિણી મનને રુચેછે; અમુક ભાવ, રસ, અર્થને અમુક પદ્યબંધ સુઘટિત રીતે બેસેછે;—એ સર્વ વાતોમાં પરિચયજન્ય સંસ્કારસંબન્ધનું બીજ છે ખરું, પણ તેની સાથે એ સંસ્કારનો આરંભ પણ કોઇ

રસિક કલ્પનાથી અનાયાસ ઉદ્દ્ભૂત થયેલી સુરુચિમાંજ હોવો જોઇયે. અને તે પરિચયજન્ય સંસ્કારસંબન્ધને આદર આપવો, તેને ક્ષોભ પમાડે એવી રચનાથી દૂર રહેવું, એમાં પણ એક સુરુચિનું વિશુદ્ધ સ્વરૂપ તથા ડ્હાપણની ગંભીરતા આવીછે. આવી સુરુચિને કાલ્પનિક ગણે તો પછી જગતમાંથી યોગ્યાયોગ્યતાના બીજનોજ ઉચ્છેદ થઈ જાય. લગ્નસમયે પરજિયા ગાય, અથવા મરણપ્રસંગે મંગલગીત ગાય, તો એમાં કાંઇં વાસ્તવિક બાધ છે? પણ સુરુચિનો, યોગ્યાયોગ્યતાનો, બાધ ભરપૂર છે. માટે યોગ્યાયોગ્યતાનું તત્ત્વ તો માન્ય હોવુંજ જોઇયે. અને તે થયું તો પછી ઉપરની પદ્યબંધ અને ભાષાના આનુકૂલ્યની ચર્ચા યથાન્યાયજ જણાશે.

નમૂનાના પદ્યને અનુકૂળ ભાષા કરવાનું આ એકજ ઉદાહરણ નથી. અન્ય સ્થળે ચર્ચાવિષય થયેલું ધીરાના પદના નમૂનાનું* "અજ્ઞાની અવિચારી રે પ્રભુની પ્રતિમા માને" એ મથાળાનું પદ પણ સરસ ઉદાહરણ છે. તેમજ પ્રાર્થનામાળાના અંક ૨૧ મામાં દાખલ થયેલું—દયારામના "ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે" એ પદની ચાલનું-"દયાસિંધુ દીનબંધુ દાસ તારો" એ પદ, તથા તેજ અંકમાં દાખલ કરેલું-દયારામના "કાનુડો કામણગારોરે" એ બીજા પદના ઢાળનું-"કરુણાનજર કરોરે" એમ આરંભાતું પદ,-એ પણ ભોળાનાથની કાવ્યકળાના આ સ્વરૂપનાં યોગ્ય ઉદાહરણ છે. એ સ્વરૂપમાં બીજો અંશ એક એ છે કે સામાન્ય લોકમાં પરિચિત પદ્યબંધમાં મૂકતાં સાદી ભાષા રાખવા જતાં જે ગ્રામ્યતાના બીજા છેડા તરફ જતા રહેવાનો ભય છે, તે પરિણામ ભોળાનાથે નથી થવા દીધું. સાદાપણું રાખવા છતાં યોગ્ય ગાંભીર્યને અર્થે સ્હામું વજન રાખનાર કાંઇંક પ્રૌઢતા અને સાદાઈની વચ્ચે રહેતા શબ્દો,-પ્રૌઢ છતાં લોકપરિચિત શબ્દો-લોકને અપરિચિત અને પ્રૌઢ છતાં એકવાર દૃષ્ટિ પડતાં અર્થ સુગમ થાય એવા શબ્દો-તથા ધર્મ જેવા વિષયમાં આણ્યા વિના ન ચાલે એવા પ્રૌઢ શબ્દો, દાખલ કરી ભાષાને સમતોલ રાખીછે. એ ઉપર કહેલાં ઉદાહરણો તપાસીને જોવાથી તરત જણાઈ આવશે.

ભોળાનાથનાં કાવ્યો પ્રૌઢ શૈલીમાંજ છે, તે ઉપરથી સહજ અનુમાન થાય કે એમને એવી શૈલી તરફજ રુચિ હશે. બહુ અંશે આ વાત ખરી છે. પરંતુ એમનાં જે જે કાવ્યો છે તે ધર્મવિષયક હોવાથી એ વિષયમાં અવશ્યની એવા એ શૈલી આવવીજ જોઇયે, તેથી કરીને એટલા ઉપરથીજ એ રુચિનું

---

* પૃ. ૧૬૪ તથા પરિશિષ્ટ (ચ) જુવો.

અનુમાન બાંધવું કોઇકવાર સાહસયુક્ત થાય. પરંતુ એઓના બોલવા વગેરે ઉપરથી માલુમ પડ્યુંછે કે ભોળાનાથની રુચિ અપ્રૌઢ શૈલી તરફ બહુ ન્હોતી. તેમ "દલપતશાળા" ની પદ્યશૈલી તરફ તો એમની સર્વથા અરુચિજ હતી. કવિ દલપતરામને આશરે ચાળીસ વર્ષની પૂર્વે મરહૂમ એ. કે. ફૉર્બ્સની સાથે પ્રથમ ઓળખાણ કરાવી એમની ભલામણ કરનાર ભોળાનાથ પોતેજ હતા. તે ઉપરથી આ કાવ્યરુચિમાં વિરોધ આવ્યો એમ સમજવાનું નથી. તે જૂના સમયમાં ભોળાનાથને એ તરેહની શૈલી કદાચ પસંદ હશે, અને એમની વૃદ્ધિશીલ વૃત્તિને અનુસરીને પાછળથી એમની રુચિ સંસ્કાર પામી, એમ થવું અશક્ય નથી.

કવિત્વસંબન્ધી એમની રુચિ ઉત્તમ પંક્તિની હતી તે હવે ઉપર એમનું કવિત્વ દર્શાવ્યા પછી વિશેષ કહેવાની જરૂર રહીજ નથી. હાલનાં સંખ્યાબંધ "ચીંથરિયાં" કાવ્યનાટકાદિક નામધારી લખાણોથી તો ભોળાનાથ કંટાળોજ ખાતા. એવાં લખાણને ઉત્તેજન પોતે સ્વતન્ત્ર રહીને ભાગ્યેજ આપ્યું હશે. અને એવું ઉત્તેજન આપનારને એ હસતા. ગુજરાતી બુકકમિટીના મેમ્બર એ સાત વર્ષ સુધી હતા તે અરસામાં એમણે જે જે પુસ્તકો ઉપર પ્રસંગવશાત્ અભિપ્રાયો આપ્યાછે, તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની વ્યવસ્થાપક મંડળીના સભાસદ તરીકે તથા તે સંબન્ધે સોસાઇટી તરફથી પરીક્ષાર્થે આવતાં પુસ્તકો વિશે જે અભિપ્રાયો એમણે આપેલાછે, તે ઉપરથી સ્પષ્ટ જણાયછે કે એમની સાહિત્યસંબન્ધી રુચિયો કેવી ઊંચા પ્રકારની હતી. એ સંબન્ધમાં એવાં ચીંથરિયાં લખાણોમાંથી કોઇને એમણે સ્તુતિનું માન આપ્યું નથી. આના પુરાવામાં બુલાખીરામ ચકુભાઇકૃત "કાવ્યકૌસ્તુભ" ઉપરનો એમનો બુકકમિટીના મેમ્બર તરીકે અભિપ્રાય આપેલો છે તે મૂકિયે તો બસ થાય. પરંતુ એ બધો લાંબો અભિપ્રાય આહિં ઉતારી જગા રોકવા કરતાં એટલુંજ કહીશું તો બસ થશે કે એ પુસ્તકમાં કાંઇ પણ સત્ય કવિત્વ નથી, ભાષા પણ શિષ્ટ નથી, કવિ દલપતરામનું અનુકરણ કરતાં તેમના ગુણ ન આવતાં દોષજ આવ્યાછે, અને સર્વથા કવિતાપદને લાયક એમાંનાં પદ્ય નથી એવો મત જરા સખ્ત શબ્દોમાં એમણે આપ્યો હતો. આ મતના વાજબી ગેરવાજબીપણા વિશે અહિં બોલવું યોગ્ય નથી, પણ એટલું તો કહ્યા વગર નહિં ચાલે કે ઊંચા પ્રકારની કવિતાથીજ સંતુષ્ટ થનારને એ પદ્યો કવિત્વહીન લાગવાંજ જોઇયે એમાં સંશય નથી.

એમની આ વિષયમાં રુચિના સંબન્ધમાં એક બીજી તરેહની કવિતા વિશે પણ એમનો અભિપ્રાય આ ઠેકાણે જણાવવા લાયક છે. "વિજયવાણી" નામનું એક ઊંચે કુદી નીચે પડવા જેવું કરનારું વિચિત્ર કાવ્યસંગ્રહનું પુસ્તક એમના અભિપ્રાય માટે આવેલું તે ઉપર નીચે પ્રમાણે મતપ્રદર્શન એમણે કર્યુંછે:—

"વિજયવાણી નામનું પુસ્તક મેં તપાસ્યું.

"એ પુસ્તકને વાસ્તે નામાંકિત વિદ્વાન્ ગૃહસ્થોયે ઉત્તમ અભિપ્રાય બતાવ્યો છે. એટલે મારા અભિપ્રાયનું વજન કેટલું પડશે તે હું કહી સકતો નથી. પરંતુ કોઇ પણ વિદ્વાન્ એ કવિતાની રચના ઉપર નિષ્પક્ષપાત રીતે વિચાર કરશે તો એ કવિતા રસિક છે એમ કહેશે નહિ. મને યત્કિંચિત્ જ્ઞાન છે તે ઉપરથી મારા વિચારમાં આવે છે કે કવિતાનું ઉપરનું ડૌલ મોટું છે પણ અંદરથી શુષ્ક અને રસ વગરની છે. કવિતામાં જે માધુર્ય હોવું જોઇયે તે નથી.

"કવિયે શ્રમ ઘણો કર્યોછે. પ્રકરણો ઘણાં ઊંચાં લીધાંછે પણ તેને વાસ્તે લોકોના મન ઉપર અસર થાય એવી કાવ્યરચના હોવી જોઇયે, પણ તેમ નથી. કવિતામાં પોતે પૂર્ણ છે એમ જેના મનમાં આવે તેને પોતાની ખોડ નજર આવતી નથી. આ કવિના મનમાં પોતાની અપૂર્ણતા નહિ લાગવાથી પોતે પોતાની મેલેજ પ્રશંસારૂપે કેટલુંક લખાણ કર્યુંછે.

"શૃંગાર રસનું એક પ્રકરણ કર્યુંછે. તેમાં રાધાકૃષ્ણ ાા જારપ્રીતિની કવિતા કરીછે. અત્યાર સુધી આવાં હલકી જાતનાં તથા અનીતિને વધારનાર પુસ્તકો કાંઇ થોડાં થયાં નથી—આ કવિયે પણ દેખાદેખી કરીને આ પુસ્તકમાં થોડી ઘણી ખૂબી હશે તેને પણ ઢાંકી નથી (નાંખી ?). પાને (?) ઝૂલણા છંદ ત્રણ ચરણમાં માત્રાની ચૂક છે. આવી ચૂક આવા કવિના હાથથી થાય એ આશ્ચર્ય છે.

"બીજી મોટી નવાઈ એ છે કે પંડિત ગટ્ટુલાલજી તા. નર્મદાશંકર આદિ ગૃહસ્થોયે એ કવિતા પસંદ કરીછે. પણ મારે યથાર્થ મત આપવું જોઇયે. મને એ કવિતા ઘણી ફીકી લાગેછે. ભાવમાં અલંકારમાં ગૌરવમાં ઘણીજ અપૂર્ણ છે. એટલા બધાની સાથે એની કીમત હદ ઉપરાંત રાખીછે. ઉપરના કારણોથી હું દિલગીરછું કે એ પુસ્તકને ઉત્તેજન આપવાને તથા તેની પ્રત ખરીદ કરવાને મારી સંમતિ આપી સકતો નથી."

તેમજ બીજી તરફ જોતાં ધર્મપરાયણવૃત્તિ પોતાની હતી, નિર્લજ્જ શૃંગારને ભોળાનાથ અંતઃકરણથી ધિક્કારતા હતા, તથા દુરાચારને તો સર્પવત્

ગણુતા, છતાં સાહિત્યની બાબતમાં યોગ્ય સ્થળે યોગ્ય રસ અવશ્યનો છે, પ્રાચીન ગ્રંથોનું અક્ષત સૌન્દર્ય જાળવવાને માટે વૃથા સદાચારદંભથી તણાઈ જઈ તે ગ્રંથોમાંથી શૃંગારાંશ ઉખેડી કાઢી ગ્રંથોને ફીંદી નાંખવા એ દોષ છે, એ વાત પોતે સંપૂર્ણ રીતે જાણી પોતાના મનમાં એ વિશે દૃઢ આગ્રહ રાખી, પ્રસંગ આવ્યે એવા દંભસદાચારનાં પરિણામો ન થવા એ મથતા; 'પ્રેમ', 'શૃંગાર', ઇત્યાદિક શબ્દોનેજ શત્રુવત્ ગણનારાઓના સાહિત્યવિનાશક પ્રયત્નોના સામા બુકકમિટી અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સંબંધમાં આવતા પ્રસંગોમાં યુદ્ધ કરતા. આ ઉપરથી સાહિત્યમાં એમની ઉત્તમ રુચિ જણાયછે તેમજ સર્વ બાબતમાં નિષ્પક્ષપાતપણું પણ જણાયછે. થોડી મુદત ઉપરજ વેણીસંહાર નાટકનું ગુજરાતી ભાષાન્તર ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન તરફથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને હસ્તગત કરવામાં આવ્યું, ત્યારે, મૂળમાંના મૂર્તિપૂજા, શૃંગાર વગેરેના સર્વ અંશ યથાવત્ રાખીને ભાષાન્તર સ્વીકારવું, નહિં તો નહિં એ નિશ્ચય ઉપર સોસાઇટીની વ્યવસ્થાપક મંડળીને આણવામાં ભોળાનાથનો સબળ ભાગ હતો. આ માત્ર ઘણાંમાંનું એક ઉદાહરણ છે. મૂર્તિપૂજાવિરુદ્ધ પોતાનો મત છતાં,—સાહિત્યનું રહસ્ય જાણવાનું સામર્થ્ય આપનારી સુરુચિ તથા શુદ્ધ ન્યાયબુદ્ધિને લીધેજ આ એમનું આચરણ સંભવી સક્યું. અને આ આચરણ ભિન્ન મત ધારનાર ઇષ્ટમિત્રોની ક્ષણિક અપ્રીતિ થવાનું જોખમ માથે લઈને પણ એ પકડી રાખતા. એમની સાહિત્યસંબન્ધે ઉત્તમ રુચિનું એક બીજું ઉદાહરણ છે. "God save the Queen" એ ગીતનું તેની તેજ ગીતચાલમાં ભાષાન્તર કરવું વગેરે કેટલીક અશક્ય મર્યાદામાં ગુજરાતી ભાષાન્તર કરવાનું દુઃસાહસ રાસ્ત ગોફ્તારના અધિપતિ શેઠ કેખુશરો કાબરાજીએ આરંભ્યું અને ભાષાન્તર કર્યું, ત્યારે એ ગીતનું "રક્ષ દેવ કૃપાળ કૈસર" એમ આરંભાતું એ ભાષાન્તર શેઠ બેહેરામજી મલબારીએ ભોળાનાથ ઉપર અભિપ્રાયને માટે મોકલ્યું. અંગ્રેજી ગાનપદ્ધતિ અને ભારતીય ગાનપદ્ધતિ એ બે વચ્ચે ગમે એટલું સાદૃશ્ય હશે તોપણ ભેદના અંશ એટલા બધા છે કે એ પદ્ધતિ પ્રમાણેનું આ ગીત ગુજરાતીમાં પણ તેજ પદ્ધતિમાં રાખી બનાવવું એ હવામાં બાચકા ભરવા જેવું છે, તેમ એવી એવી અશક્ય મર્યાદામાં રહીને પણ કરેલું "રક્ષ દેવ કૃપાળ કૈસર" એ ગીત અનેક ભાષાદોષોથી તથા રસદોષોથી ભરેલું છે, એ સર્વ વાત ભોળાનાથે જોઈ તેને અનુસરીને પોતાનો અભિપ્રાય એમણે લખી મોકલ્યો. અને એમનો અભિપ્રાય તત્ત્વદૃષ્ટિયે જોતાં સુરુચિને અનુસરીનેજ હતો એ, એ ગીતની

લોકપ્રિય થવામાં નિષ્ફળતાથી અને હાલ એ ગીત ભાગ્યેજ કોઇ જાણતું પણ હશે એ વાતથી સપ્રમાણ થાયછે. એમના અભિપ્રાયવાળો પત્ર પરિશિષ્ટ ( ज ) માં મૂક્યોછે.

**ભોળાનાથ**ની સાહિત્યસંબંધી રુચિ વિશે બોલતાં આટલું એક કહેવું ઉચિત છે. શબ્દાલંકાર વિશેષ, અને અર્થાલંકાર કવિત્વદર્શક એવા નહિં—એ ગુણોથી ભરેલી વ્રજભાષાની કવિતાનો બહુ અંશે સમુદાય છે. તે તરફ **ભોળાનાથ** એક સમયે પ્રીતિથી જોતા હતા. પરંતુ એમની સ્વભાવશુદ્ધ સુરુચિને એ અંદરથી પ્રતિકૂળ હોવાથી, બાળપણના અભ્યાસકાળમાં પડેલી મોહની છાપ કાળે કરીને જતી રહી હતી. પોતાને પ્રિય આદર્શનું પોતાના કાર્યમાં મનુષ્ય અનુકરણ કરેછે એ ન્યાયથી તપાસતાં, **ભોળાનાથે** પોતાનાં એકે કાવ્યમાં ભાષાકાવ્યના ખાસ દોષો જે છે તે નથી આણ્યા એજ એમની રુચિ એ વિરુદ્ધ હોવાનું સબળ પ્રમાણ છે.

**ભોળાનાથ**ની સાહિત્યરુચિયોનું મૂળ સ્વભાવલબ્ધ સુરુચિમાં તો છે જ. પરંતુ સંસ્કારક સાધનોથી એ રુચિયો વધારે દીપ્તિ પામેલી હતી. સંસ્કૃત ફારસી ભાષાના ઉત્તમ કાવ્યગ્રંથોનો અભ્યાસ એ એ સાધનમાંનું એક હતું. તેમજ સાહિત્યશાસ્ત્રના ગ્રંથોનું પણ એમણે સારું અવલોકન કર્યું જણાયછે. ઈ. સ. ૧૮૬૮ ના અરસામાં "રસતરંગિણી" નું ભાષાન્તર ગુજરાતીમાં કરવાનો આરંભ **ભોળાનાથે** કર્યો જણાયછે. એ થોડો આરંભ થઈ અપૂર્ણ રહ્યું છે તેથી તેના ગુણદોષનું તોલ કરવું અશક્ય છે, પણ એ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાયછે કે આ સાહિત્યશાસ્ત્રના ગ્રંથાદિનું અવલોકન તે પણ એમની સુરુચિના બંધારણમાં ઉપકારક સાધન હતું.

અત્યાર સૂધી **ભોળાનાથ**નાં પદ્ય વિશેજ ચર્ચા ચલાવી. એમનાં ગદ્ય લખાણો વિશે પણ થોડુંએક બોલવું યોગ્ય છે. ગદ્યનાં લખાણ એમનાં પદ્ય જેટલાં નથી. પણ જેટલાં છે તેટલાં પણ એમની નિરંતરની ગંભીર, પ્રૌઢ, મધુર શૈલીમાંજ લખાયલાંછે. એમનું જૂના સમયનું ગદ્ય ઘણે ભાગે એમનાં રોજકામમાં છે. એ સમયનાં એમનાં લખાણની શબ્દશુદ્ધિસંબંધી ખામી વિશે ઉપર કહ્યુંછે. તે બાદ કરતાં ભાષા સરળ, સાદી, બહુધા વ્યાકરણદોષરહિત, આડંબરરહિત,—રોજકામમાં જેવી સ્વાભાવિક સંભવે તેવી—છે. પાછલાં પ્રકરણોમાં એ રોજકામમાંથી અગત્યના ઉતારા આપેલાછે તે ઉપરથી આ વાત જણાશે. પરંતુ ગંભીર વિષયો ઉપર વિધિપૂર્વક લખાણ એમણે કર્યાંછે તેમાં તો વિષયાનુકૂલ પ્રૌઢિયુક્તજ શૈલી છે. "પ્રાર્થનામાળા" માં પ્રત્યેક અંકમાં ગદ્યાત્મક

પ્રાર્થનાઓ છે તે સર્વ—બે ચાર બાદ કરતાં—એમની કલમથી લખાયલીછે. એ જોયાથી જણાશે કે એ સંસ્કૃતમય શૈલી છતાં ક્લિષ્ટાન્વયથી મુક્ત, પ્રૌઢ છતાં આડંબરરહિત–ટૂંકામાં "તગ્ગુંમિયા" શૈલી લખનારા કેટલાક આધુનિક લેખકોની "અંગ્રેજી–સંસ્કૃત–ગુજરાતી" થી વિરુદ્ધ—એમના નિર્મલ, સાદા, પણ ભવ્ય શરીરના દેખાવને પ્રતિરૂપજ,—ભાષાશૈલી છે.

ઇ. સ. ૧૮૮૪–૮૫ ની સાલમાંનું એમનું એક ગદ્ય આ છેઃ—

"રાવ બહાદુર ગોપાળરાવ હરિ તથા રાજશ્રી સવિતાનારાયણની વચ્ચે ચાલેલા વાદમાં કોનો પક્ષ સત્ય છે એ વિષે અત્યાર સુધિ કોઈ બોલ્યું નથી. નવીન વિચારના સુશિક્ષિત લોકો આ બાબત બેદરકાર રહેલા હોય એમ જણાયછે. દેશનું કલ્યાણ થાય, લોકોની સ્થિતિ સુધરે અને અબલા દુઃખિત સ્ત્રીઓના દુઃખનું નિવારણ થાય, એવા ઉપદેશ કરીને લોકોને સન્માર્ગે વાળે એવા દયાળુ મહાત્માનો પ્રાદુર્ભાવ થાય ત્યારે જ આ ભારતવર્ષવાસી આર્યપ્રજાનો ઉત્કર્ષ થાય. પરન્તુ ત્યાં સુધી વાટ જોવી તે અને યથાર્થ વિચાર સમજવામાં હોય તે બહાર ન પાડતાં મુગા બેશી રેહવું એ ઘટિત નથી. માટે ચાલેલા વાદ વિષે મારો યથામતિ વિચાર બતાવુંછું."

પુનર્વિવાહ સશાસ્ત્ર કે અશાસ્ત્ર છે એ વિષય ઉપર આ બે ગૃહસ્થો વચ્ચે ચાલેલો વાદ આર્યજ્ઞાનવર્ધક માસિક પત્રમાં છપાયો હતો. તે ઉપર રા. ગોપાળરાવ તરફથી માગણી થવાથી ભોળાનાથે પોતાનો અભિપ્રાય લખેલો તેનો હસ્તલેખ છે તેમાંથી આ ઉતારો છે. આખો લેખ આપીને આ સ્થળ રોકવું ઉચિત નથી તેથી આટલો ઉતારો જ આપીને વધારે ઉતારો પાછળ પરિશિષ્ટ (झ) માં આપ્યો છે તે ઉપરથી એમની વાણીની પ્રૌઢિ અને સરળ અંશ અદ્ભુત રીતે સંમિશ્ર કરવાની ખૂબી જણાશે.

બ્લેર (Blair) ના ઉપદેશ (Sermons) માંથી એક "વિપત્તિ ઉપર ધર્મની અસર" એ વિષયના ઉપદેશનું ભાષાન્તર ભોળાનાથનું કરેલું છે. તેનો હસ્તલેખ છે તેની નકલ પાછળ પરિશિષ્ટ (ट) માં મૂકીછે. એમાંથી માત્ર એક ઉતારો નમૂના તરીકે નીચે મૂકયોછે. તે ઉપરથી ભાષા વિશે કાંઇક અનુમાન થશે.

"ધર્મનિષ્ઠાની આટલી બધી પ્રશંસા કરીછે તે વાજબી છે કિંવા શી રીતે તેનો આપણે વિચાર કરીયે. ને તે સ્પષ્ટ રીતે જણાઈ આવે માટે સંકટ સમયે ધર્મનિષ્ઠ તથા સદાચારી માણસ અને તેથી ઉલટા એટલે દુરાચારી માણસના

મનની સ્થિતિની તુલના કરીયે. સંકટ સમયે ધર્મનિષ્ઠ માણસને સમાધાન એટલા ઉપરથી થાયછે કે તેમનું પાછલું આચરણ શુદ્ધ તથા દોષરહિત હતું એવો તેના મનમાં વિચાર ઉત્પન્ન થઈને મન શાંત રહેછે; પરંતુ તેથી વિપરીત માણસોનો જુદોજ પ્રકાર થાયછે. પોતાના પૂરા દોરના વખતમાં વૈભવના મદમાં તથા સંપત્તિથી પ્રાપ્ત થનારા સૌખ્યાનંદમાં બુડેલા હોયછે તેથી અંતર્દીપ (conscience) ના સૌમ્ય ઉપદેશ તરફ તેટલો લક્ષ આપતો (તા ?) નથી. કામધંધામાં ચકચૂર અથવા એશઆરામમાં ભરપૂર ડુબી ગયેલા હોવાથી ગંભીર વિચાર અને અંતર્જ્યોતિનો અંતઃકરણમાં બોધ મળી સકતો નથી."

આ ભાષાન્તર એમણે શબ્દશઃ કર્યું નથી. પરંતુ તાત્પર્યાનુસાર કર્યુંછે. અને આખા ઉપદેશનું પુરું પણ કર્યું નથી. એનું મથાળું "ધર્મનિષ્ઠા થકી સમાધાન" એવું રાખ્યુંછે. **ભો**ળાનાથની ગદ્ય કૃતિયોમાં કેટલીક વિશે કહેવું રહી ગયુંછે. ઈ. સ. ૧૮૭૦ માં રા. સા. **મ**હીપતરામના ઇંગ્લાંડના પ્રવાસથી ઉત્પન્ન થયેલી નાગરી નાતની તકરારને સંબંધે "સત્યવિવેક" નામે એક પુસ્તક શિલાછાપમાં **અ**મદાવાદમાં છપાયું હતું. આમાં **ભો**ળાનાથનો હાથ હતો એમ માનવાને કારણ છે. પરંતુ ગદ્યભાગમાં કોઇ પરાયાનો પણ વિશેષ હાથ છે એમ એ ભાષા ઉપરથી જણાયછે. પક્ષવાદી પુસ્તક છતાં વાસ્તવિક સત્ય એ પક્ષ તરફ હોવાને લીધે, તથા વિષયનું ચાલન સબળ રીતે કરવાથી, એમાંની તકરારો સયુક્તિક, અનુત્તર, અને સબળ રીતે, લખાઈછે.

ઈ. સ. ૧૮૭૪ માં "એકેશ્વરી અનુષ્ઠાનપદ્ધતિ"—એટલે મૂર્તિપૂજા વગેરે વ્હેમી ક્રિયાઓ ન માનનારાઓને અનુકૂળ લગ્નાદિક સર્વ વિધિની પદ્ધતિ **અ**મદાવાદપ્રાર્થનાસમાજ તરફથી સંસ્કૃતમાં છપાઈ હતી તેમાં આરંભમાં ઉપોદ્ઘાત ગુજરાતીમાં લખેલો **ભો**ળાનાથની કૃતિ છે. પુસ્તક છપાતાં છાપનારની ચૂકો મુદ્દલ સુધરાઈ જણાતી નથી, અને ૧૮૭૪ ની એમની બીજે સ્થળે ભાષા સારી જોવામાં આવીછે તેથી આ ઉપોદ્ઘાતમાં ભાષાદોષનો ઘણો ભાગ છાપનારના ઉપરજ જશે. આ પદ્ધતિનું પ્રયોજન માત્ર એમાં બતાવ્યું છે.

ઈ. સ. ૧૮૭૫ માં—રા. દાદોબા **પાં**ડુરંગે મરાઠીમાં રચેલા "ધર્મવિવેચન" નામના પુસ્તકનું ભાષાન્તર **ભો**ળાનાથે કરેલું પ્રગટ થયેલુંછે. ભાષાન્તર કરનાર "એક જગજ્જનહિતેચ્છુ" એમજ રાખ્યુંછે. નામ પોતાનું આપ્યું નથી. પણ **ભો**ળાનાથનીજ કૃતિ એ છે એમાં સંશય નથી. એમના કાગળો અને એમનું કુટુંબમંડળ તથા મિત્રમંડળ, એજ પુરાવો કરેછે. મૂળ

મરાઠીનું ભાષાન્તર ઘણીજ ઉત્તમ ભાષાશૈલીમાં થયુંછે. હાલ એ પુસ્તકની પ્રતો થોડીજ રહી હશે. સત્યધર્મના નિર્ણયો વિશે સબળ ચર્ચા જોવી હોય તે પુરુષે આ પુસ્તક અવશ્ય વાંચવા લાયક છે.

ઉપર કહેલું "સત્યવિવેક"નું પુસ્તક લખાયું તે પ્હેલાં આશરે એક વર્ષ ઉપર એટલે ઈ. સ. ૧૮૬૯ માં **ભોળાનાથે** એજ વિષયને સંબન્ધે "નાગરમિત્ર" નામે પુસ્તક લખ્યુંછે. એમની ગદ્યશૈલી આ ન્હાના પુસ્તકમાં સબળ રીતે દીપી નીકળી છે. એ પુસ્તક પ્રસિદ્ધ થયુંછે કે નહિં તે વિશે સંશય છે. પણ અંતે લખેલો લલિતછંદ અપૂર્ણ છે તેથી તથા એની પ્રસ્તાવનામાંના કેટલાક શબ્દો ઉપરથી જણાયછે કે એ પ્રગટ ઘણું કરીને નહિં થયું હોય. પ્રસ્તાવના ઉપરથી જણાયછે કે એને એક કરતાં વધારે અંકમાં પ્રગટ કરવાનો મૂળ ઇરાદો હતો. એ પુસ્તકનો ઉદ્દેશ તથા તેની રચના એ પ્રસ્તાવના જોયાથી જણાઈ આવશે, તેથી એ પ્રસ્તાવના પરિશિષ્ટ (ઠ) માં મૂકી છે. પ્રથમ આ ઠેકાણે આ ન્હાના પુસ્તકમાંથી એક બે ઉતારા આપ્યાથી એ શૈલીનું યથાર્થ ભાન થશે.

"ઉપર કહેવામાં આવ્યુંછે કે સમયાનુસાર નિયમોનો ફેરફાર થતો આવેછે. **મનુ યાજ્ઞવલ્ક્ય** આદિ સ્મૃતિયોમાં, **સિંધ** દેશમાં તથા મ્લેચ્છ દેશમાં જવાનો નિષેધ કર્યો નથી. **યાજ્ઞવલ્ક્યસ્મૃતિની** મિતાક્ષરા ટીકામાં **દેવલ**-ઋષિનું વચન લખ્યૂંછે. પણ તે મૂલ સ્મૃતિકારે એ વાત કોઇ ઠેકાણે લખી નથી. સ્મૃતિકાર કોઇ વાતનો નિષેધ કરેછે તેમાં કાંઇ કારણ તો હોયછે. **દેવલ** ઋષિયે આજ્ઞા કીધી કે આટલા દેશમાં જવું નહી. હવે તે સમયે તે આજ્ઞા નિષ્કારણિક ન્હોતી. આ દેશમાં **મુસલમાન** લોકોનો મોટો જુલમ હતો. **હિંદુ**ઓને બળાત્કારે વટલાવતા હતા. તેમની સ્ત્રીઓને પકડી જઈને ધર્મભ્રષ્ટ કરતા હતા. એ વાત એ સ્મૃતિ ઉપરથી પણ સ્પષ્ટ જણાયછે. બ્રાહ્મણોની સ્ત્રીને મ્લેચ્છ બળાત્કારથી પકડી જાય અને તેની સાથે સંભોગ તથા ભોજન-વ્યવહાર કરે તો અમુક પ્રાયશ્ચિત્ત કરવાથી તેઓની શુદ્ધિ થાયછે, એવાં ઘણાં વચનો એ સ્મૃતિમાં લખ્યાંછે. એ ઉપરથી એમ અનુમાન થઈ સકેછે કે આ દેશમાં યવનોનો પહેલ વહેલો પ્રવેશ થયો તે સમયે દેશની સ્થિતી એવી હતી કે એ સ્મૃતિની અગત્ય હતી, પણ હવડાંનો સમય બદલાઈ ગયો, ઇંગ્રેજી રાજ્યના ન્યાયછત્ર નીચે જે દેશો છે ત્યાં જવાથી ધર્મભ્રષ્ટ થવાનો ભય મુદલ રહ્યો નથી, માટે યદ્યપિ એ સ્મૃતિના માત્ર વાચ્યાર્થ ઉપરથી તો ઇંગ્લાંડને મ્લેચ્છ

દેશ કહીયે તો કહેવાય, અને ત્યાંહાં જનારને પુનઃસંસ્કાર પ્રાપ્ત થાય. પરંતુ એ વચનના હેતુ ઉપર લક્ષપૂર્વક વિચાર કરીયે તો, હવડાંના સમયમાં ઇંગ્લાંડ દેશમાં જનારને પુનઃસંસ્કાર કરાવવાની કોઇ રીતે અગત્ય જણાતી નથી. નિષિદ્ધ દેશમાં જવાનો અટકાવ કરવાનો સ્મૃતિકારનો મુખ્ય હેતુ મ્લેચ્છ લોકો જુલમથી ધર્મભ્રષ્ટ કરતા હતા તેટલા માટે હતો. પણ તે હવે ભય રહ્યા નથી. કેવલ ઋષિયે નિષિદ્ધ કરેલા દેશમાં જવાની સૈકડો વર્ષથી રૂઢી પડી ગઇ છે, માટે ધર્મ, ન્યાય, અને રૂઢી પ્રમાણે ઇંગ્લાંડ જનાર પ્રાયશ્ચિત્ત કરે તો પણ જાતિભ્રષ્ટ થતો નથી. લોકોનું કેવું અજ્ઞાન તથા અવિચારપણું છે. સ્મૃતિ-નિષિદ્ધ બીજા દેશમાં જનાર દૂષિત ન થાય અને માત્ર ઇંગ્લાંડને માથેજ આવું પાપ ઢોલી પાડયુંછે. જો ઇંગ્લાડ જનાર જાતિભ્રષ્ટ થાય તો સિંધ આદિ નિષિદ્ધ દેશમાં જનાર પણ જરૂર જાતિભ્રષ્ટ થાય અને તે પુનઃસંસ્કાર કરાવ્યા વીના ન્યાતમાં આવી સકે નહી, પણ ઘણી દીલગીરીની વાત છે કે આ વિવેક નાગરોમાં નીતિમાન મનુષ્યો પણ ભૂલી ગયાછે."

એક બીજા સ્થળમાંથી ઉતારો લઇયે:—

"હે નાગર મિત્રો, કુસંપથી કલેશ વધેછે. કલેશ વધવાથી બુદ્ધિભ્રંશ થાયછે. બુદ્ધિભ્રંશ થવાથી મોહોટો વિનાશ થાયછે—

"હે નાગર મિત્રો, તમે પોતાની હાનિ પોતાને હાથે શા વાસ્તે કરોછો? જેઓની સાથે કાંઇ સ્નેહ સગપણ નથી, જેઓની સાથે કન્યાવ્યવહાર નથી, જેઓ તમારા શુભેચ્છુ તથા સુખદુઃખના ભાગી નથી, તેઓની સાથે સંબંધ રાખી રહ્યાછો અને સગાંસંબંધીનો ત્યાગ કરોછો.

"હે નાગર મિત્રો, હજુ વિચાર કરવાનો સમય છે—ગયેલો સમય કદી હાથ આવવાનો નથી—હે પ્રિયમિત્રો, ભાઇઓ, તથા સ્નેહીયો—ઈશ્વર ન કરે ને જો આ કલેશરૂપી વૃક્ષનું મૂલ મોટુંથયું તો તેની ડાલીઓ વંશપરંપરા વૃદ્ધી પામી પરિણામે સ્નેહપાશ છૂટી જશે. માટે એ નાશકારક પરિણામનો અટકાવ કરવાનો સુજ્ઞ તથા વિવેકી જનોએ ઘણો ઉતાવલેથી વિચાર કરવો ઘટેછે.

"હે નાગર મિત્રો આ સંસાર સ્વપ્નવત્ છે. આપણો દેહ નાશવંત તથા ક્ષણભંગુર છે. આપણે મિથ્યા મોહ, મમત, તથા અભિમાન રાખી, કેવલ કર્મબંધન થઇયે છીયે. મનુષ્યજાતિ ઉપર એક બીજાએ પરસ્પર પ્રીતી રાખી અન્યોઅન્ય સહાય થવું એજ આપણો મુખ્ય ધર્મ છે. તેથી વિરુદ્ધ આચરણ ચાલવાથી આપણે ઈશ્વરની આજ્ઞા તોડીયે છીયે. કાલચક્ર માથે ભમેછે. સંસારમાં સારી કે ખોટી કીર્તી રહેવાની છે; આ દુનીયામાં આપણે થોડા

દીવસના મુસાફર છીયે, પશુઓને પણ પોતાના સ્વજાતિ ઉપર પ્રીતી હોયછે. માટે આપણે આપણા સ્વજાતિ ઉપરથી પ્રીતી ઉઠાવી દેઇયે તો પશુ કરતાં પણ આપણે નીચા કહેવાઇયે; અને ઇશ્વરના મોટા અપરાધી થઇયે છીયે, દુષ્કર્મનાં માઠાં ફલ ભોગવવા બીજું કોઇ આપણી સાથે આવનાર નથી, આપણે પોતાનેજ ભોગવવાં પડશે.—

"માટે હે આર્યવર્ય નાગર મિત્રો, અંતે એટલીજ વિનયપૂર્વક વિજ્ઞપ્તિ છે કે, તમે ધર્મશાસ્ત્રને તથા તમારા વૃદ્ધોના નામને તથા પ્રાચીન રૂઢીને માન આપી તમારામાંથી કુસંપના વૃક્ષને જડથી ઉખેડી નાંખો. તમારા ન્યાતીલાને તમારા ભાંડુવત્ ગણો. કોઇ મનુષ્યને જન્મ સુધી ખરાબ કરવાના દુષ્ટ સંકલ્પો મનમાંથી કાહાડી નાંખો—આપણા ન્યાતભાઇઓના એક બીજાના સુખદુઃખના ભાગી થાઓ. હવડાં તથા આગલ ઉપર આપણી પ્રજાનું કલ્યાણ તથા અભ્યુદય થવાના રૂડા તથા ઉતમ માર્ગનો વિચાર કરી તે સિદ્ધ થવાનો સુઉદ્યોગ તથા સદુપાય કરવામાં તતપર થાઓ.—

"શેવટ ઈશ્વર પાસે એટલું માગવું છે કે નાગર મિત્રોના મન ઉપર અંધકાર તથા અજ્ઞાન વ્યાપ્ત થયુંછે તે દૂર થઈ તેઓનાં ચિત્તમાં સદ્દવિચારના પ્રકાશકીર્ણો ઉદય પામો. તથાસ્તુ."

આ ઉતારાઓ ઉપરથી આ પુસ્તકની સોત્સાહ વાણી તથા સબળ શૈલીનું કાંઇક સ્વરૂપ જણાશે. જુજવા શબ્દદોષ બાદ કરતાં આ લખાણ એ એક સરલ પ્રૌઢ શૈલીનો, અનુત્તર વાદયુક્તિનો, અને ભાવભેર કરેલી સંબોધનવાણી-નો, અસાધારણ નમૂનો છે. "સત્યવિવેક" માં જે કોઇ કોઇ સ્થળે ઉપહાસની તોછડાઈ આવીછે (જેને માટે ભોળાનાથને જવાબદાર ગણતાં આચકો ખાવાનું છે, શાથી કે એમાં એવાં વચનના શોખીન સુરતી ગૃહસ્થોનો પણ હાથ હતો),—તે તોછડાઈનો આ "નાગરમિત્ર" માં કોઇ પણ સ્થળે છાંટો પણ નથી અને ગંભીરતા સર્વત્ર પસરી રહેલીછે. કેટલેક સ્થળે કટુ વચનો છે પણ તે કોઇ ગંભીર, સત્યપ્રિય, હિતૈષી, મહાપુરુષના મુખમાંથી નિકળે એવાં છે. "સત્યવિવેક" માં જે વાદકોટિયો છે તેનીજ આમાં છે, પણ વધારે સબળ, વધારે સવિસ્તર, વધારે અસર થાય એમ લખાયલી છે. તેમજ આ પુસ્તક ઉપરથી ભોળાનાથનાં ધર્મશાસ્ત્રની ભૂમિમાં વિશાળ અવલોકન તથા શોધ જણાઈ આવેછે, તેમજ સારાસારનું તોલન કરી તેના નિર્ણયને હસ્તા-મલકવત્ દેખાડી આપવાની અદ્દભુત શક્તિ જણાઈ આવેછે. તેની સાથે

આમાં એ મહાપુરુષની ઉદાર બુદ્ધિ સ્થળે સ્થળે ભાસિત થાયછે. ટૂંકામાં એટલુંજ કે કાળવિશેષપર વિષયનું છતાં, ચિરસ્થાયી ગુણોવાળું આ પુસ્તક એકલુંજ **ભો**ળાનાથને ગદ્યના એક સબળ અને અસાધારણ લેખકની પદવી આપી સકે એવુંછે, અને તેથીજ એ પુસ્તક પ્રગટ થવું વિશેષ ઇષ્ટ છે.

અત્યાર સુધી મુખ્યત્વે કરીને **ભો**ળાનાથનાં પ્રસિદ્ધ થયેલાં લખાણો વિશે આપણે તપાસ કરી. માત્ર એમાં અપવાદ થોડાક આવ્યાછે. ઉપર કેટલાંક જૂની વખતનાં **અં**બાની સ્તુતિ વગેરેનાં પદ્યો, ઈશ્વરપ્રાર્થનાનાં બે ચાર પદ્યો, તથા હમણાંજ ઉપર ગયેલાં ગદ્યો—એ અપ્રસિદ્ધમાંનાં છે. આ શિવાય ઉપર એક સ્થળે *સૂચવેલાં બંગાળી ભજનોનાં ભાષાન્તરાદિક જો કે પ્રસંગે પ્રસંગે છૂટક છપાયાંછે,તોપણ એકત્ર થઈ પુસ્તકાકારમાં હજી પ્રસિદ્ધિમાં આવ્યાંજ નથી. તેમજ "અભંગમાળા" કરીને ૨૫૧ અભંગ (પ્રત્યેકમાં આશરે સરાસરી ૮ કડીવાળા) ધર્મવિષયના તથા બીજા વિષયના પણ હસ્તલિખિત રૂપમાં હજી છે. તે શિવાય "પ્રાર્થનામાળા" માં ન સમાવેલાં પણ કેટલાંક પદ્ય હશે. વળી નાગરોનો ઇતિહાસ લખવાને ઈ. સ. ૧૮૭૧ માં સામગ્રી સંચિત કરીને ટિપ્પણ કરી રાખેલાંછે, પણ તે પરિપૂર્ણ રૂપમાં નથી આવ્યું એટલે તે વિશે બોલવું કઠણ છે. તેમજ પોતાના પિતા **સા**રાભાઇનું જીવનચરિત્ર, છપાવવાના ઇરાદાથી લખી તૈયાર કરેલું, હસ્તલેખરૂપમાં હજી છે. પ્રાર્થનાસમાજમાં આપેલા ઉપદેશો, તથા ત્યાંજ વાંચેલાં વ્રતાદિકની કથા તથા વિધિનાં ભાષાંતરો,— તે વિશે પોતાના અભિપ્રાયસહિત, હસ્તલેખમાં હજી છે. એમનાં ગદ્યપદ્યાત્મક લખાણો પ્રગટ થયેલાં અને ન થયેલાંની એક યાદી પરિશિષ્ટ (ङ) માં આપીછે. પણ તેમાંનાં કેટલાંક વિશે આ ઠેકાણે થોડુંક કહેવું ઉચિત જણાયછે. નિશ્ચયાત્મક તારીખ જણાતી નથી, પણ ૧૮૬૦ પૂર્વે લાંબી મુદત ઉપર "વિદ્યાપ્રકાશ" નામે કાંઇક પુસ્તક લખવાનો એમણે આરંભ કર્યો હતો. એ ગ્રંથનાં વિભાગ તથા રચનાની પૂર્વકલ્પના એક કાગળ ઉપર કરીને લખેલાં હાલ છે. એ ગ્રંથ થયો નહિ એટલે એ વિશે એટલુંજ કહેવું બસ છે કે એ વાત શોચનીય છે. તેમજ લાંચ વિશે નિબંધ પણ એમણે આરંભેલો જણાયછે. વળી "વિદ્યા તથા અક્ષરશાસ્ત્ર" એ મથાળાથી કોઇક કેળવણી વિશેના અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર કરવાનો પણ પ્રયત્ન જણાયછે. આ સર્વ અદ્યાપિ અપ્રસિદ્ધ લખાણોનો સમુદાય વાચકવર્ગની આગળ મૂર્તરૂપમાં મુકાયા

---

* પાછળ પૃ. ૧૬૬ તથા તે ઉપર ટીપ જુવો.

પ્હેલાં કાંઇ પણ સવિસ્તર વિવેચન આપી નીરસતા કરવી ઉચિત નથી, અને તેથી ફળ પણ નથી; પરંતુ આ ઉપરથી એટલું જણાઈ આવશે કે **ભોળા**નાથની પ્રવૃત્તિ અસલથીજ વિદ્યાવિનોદ તરફ ઘણી હતી. અને ઉપરની ચર્ચામાં પ્રસંગવશાત્ જે જે લખાણો આણી ભાષા કવિત્વ વગેરે વિશે કહ્યું છે તે બસ છે.

આટલું ચિરસ્થાયી ગુણનું લખાણ તથા પ્રાચીન નવીન વિદ્યાના સંસ્કાર સુપરિસ્ફુટ દર્શાવનારી ગદ્યપદ્યાત્મક રચનાઓ કેવળ સ્વાભાવિક બુદ્ધિદાનને બળેજ ઉત્પન્ન થયેલાં એમ મનાયજ નહિં. નૈસર્ગિકી પ્રતિભા તો કાવ્યમાં અવશ્યજ છે. અને તે **ભો**ળાનાથમાં હતી. તે ઉપરની ચર્ચાથી સુજ્ઞ જનોને જણાશે. અને તે પ્રતિભાનું માનસશાસ્ત્રાનુકૂલ કારણ પણ એમના પૂર્વજની વિદ્વત્તામાં આપણે ઉપર જોયું. પરંતુ કાવ્યોદ્ભવના હેતુત્રયમાંના બાકીનાં બે—બહુ નિર્મલ શ્રુત, તથા અભ્યાસ—તે પણ **ભો**ળાનાથમાં હતાં. અંગ્રેજી, સંસ્કૃત, ફારસી, મરાઠી, એ ભાષાઓનું એમના જમાનાના પુરૂષોને પ્રશંસનીય જ્ઞાન એમણે સંપાદન કર્યું હતું એમ પાછળ કહ્યુંછે. આ સ્થળે વિશેષ એટલું કહેવાનું છે કે ફારસી શિવાય એ બધી ભાષાઓમાં મુખ્યત્વે કરીને ધર્મસંબંધી પુસ્તકોનું વિશેષ પરિશીલન એમણે કર્યું હતું. તે એમને અનુકૂળ કાવ્યરચનામાં વિશેષ ઉપયોગી થઈ પડયું. આખી જિંદગીમાં એમણે જ્ઞાનવૃદ્ધિને અર્થે એવાં એવાં પુસ્તકોનો અભ્યાસ નિરંતર ચાલૂ રાખ્યો હતો. અને તેથીજ કરીને એક પણ શાળા નહિં એવા વખતમાં જન્મ પામ્યા છતાં નવા જમાનામાં આ નવીન ઉત્કર્ષના પ્રકાશથી અંજાઈ ન જાય એવી જ્ઞાનસંપત્તિ એમણે સિદ્ધ કરી.

એ સંપત્તિનું ફળ—ચિરસ્થાયિની કીર્તિ રાખનાર એટલુંજ નહિં, પણ અનેક પ્રજાપરંપરાને સન્માર્ગસૂચક, શુદ્ધ કવિત્વનો ભંડાર—આ મહાપુરુષ એમની પાછળ મૂકી ગયાછે. અને એવી આશા રાખવી અનુચિત નહિં ગણાય કે—કેટલાક લઘુદૃષ્ટિવાળા ધારેછે ને ઇચ્છેછે તેમ દેશી ભાષાઓનાં લઘુ સ્રોત દેશાભિમાની વિદ્વાનોના મેઘમંડળથી નિરંતર વૃદ્ધિ પામી સબળ નદીરૂપ ધારણ ન કરતાં પાશ્ચાત્ય ભાષાના વિશાળ મહાનદમાં નિમગ્ન થઈ લુપ્ત થઈ જવાનાં, એમ જો નહિં બને (અને બનવું બહુ અશક્યજ છે),—તો જ્યાંસૂધી મધુર ગુર્જર ભાષા જીવંત રહેશે ત્યાં સૂધી પ્રાર્થનાસમાજના સ્થાપક, પ્રવર્તક, પ્રચાલક, અને તેને મનઃશક્તિ સમર્પણ કરતાં અદ્ભુત કવિતાના ઉત્પાદક **ભો**ળાનાથ **સા**રાભાઇનાં શુદ્ધ, પ્રૌઢ, મધુરવાણીમાં આવિર્ભાવ પામેલાં, ગંભીર અર્થવિચારથી ગર્ભિત કાવ્યો લોકપ્રિય રહી લોકોના આનંદમાં, સુખમાં, આશ્વાસનમાં વૃદ્ધિ કરતાં રહેશે.

---

# પ્રકરણ ૧૧ મું.

## અવસાન.

**ભો**ળાનાથના જીવનચરિતના આ અંત્યપ્રકરણમાં એમના અમૂલ્ય જીવિતના અંતનું વર્ણન થશે.

**ભો**ળાનાથના મૃત્યુથી **ગુ**જરાત સમસ્તને એક પ્રકારનું મ્હોટું નુકસાન થયું છે એ વિશે પરિશિષ્ટ (ઙ) નું અવલોકન કર્યાથી ખાતરી થશે. એમણે જે જે મહા કૃત્યનો આરંભ કર્યોછે તે સર્વના પ્રવાહમાં એમના મરણથી સ્તબ્ધતા થઈછે. **અ**મદાવાદમાં દેશોન્નતિનું મ્હોટું કાર્ય, જેમાં એ અગ્રેસર હતા, તે હાલ નિરસ્ત જેવું લાગેછે. એમના મરણથી **અ**મદાવાદની ગુજરાત **વ**ર્નાક્યુલર **સો**સાઇટીને તથા **અ**મદાવાદપ્રાર્થનાસમાજને જેટલી હાનિ છે તેટલી બીજા કોઇને નથી.

વિશેષે કરીને પ્રાર્થનાસમાજના પક્ષનો તો એક મહાન્ સ્તંભ તૂટી પડયોછે. **મું**બાઇ અને **અ**મદાવાદની પ્રાર્થનાસમાજોએ આ શોચનીય પ્રસંગે વિશેષ સભામાં આ મહાપુરૂષના આત્માના કલ્યાણાર્થે પ્રાર્થનાઓ કરી હતી. **અ**મદાવાદની સમાજે એમનાં સંતાનોને અનુશોચનપત્ર* લખીને **ભો**ળાનાથે સમાજને કરેલી અપૂર્વ સેવાની કૃતજ્ઞતા વિશેષ રીતે દર્શાવી હતી. સ્ત્રીશિક્ષણના વિષયને એમની તર્ફનું ઉત્તેજન બંધ થયાથી નુકસાન છે. તેમજ બાળવિવાહપ્રતિબંધ તથા વિધવાવિવાહપ્રચારનાં મહાકૃત્યો વિશે ચર્ચા તથા તે સભાઓને ઉન્નત દશામાં લાવવાના પ્રયત્ન વગેરે સર્વ કાર્ય હાલમાં મંદ થઈ ગયાંછે. તે સર્વ જડતા એમના મરણથીજ થઈ છે એમ નથી;—લોકોનું સાંસારિક બાબતો કરતાં હાલમાં રાજકીય પ્રકરણ ઉપર વધારે લક્ષ લાગ્યુંછે તે પણ એક કારણ છે. પરંતુ આવે સમયે પણ એ ઉત્સાહશીલ મહાપુરૂષ હયાત હોત તો સાંસારિક તથા ધાર્મિક સુધારા જેવા દેખીતા નીરસ વિષયોને પણ રસમય કરી સકત. પૃથ્વી ઉપર એ એક દસકો વધારે રહ્યા હોત તો **અ**મદાવાદને તથા ગુર્જર પ્રજાને વધારે લાભ થાત એમ લાગેછે. એમના મૃત્યુથી ધાર્મિક સુધારણાને અને પ્રાર્થનાસમાજને સર્વથા હાનિ છે. પ્રાર્થનામંદિર એમના વિનાનું નિસ્તેજ અને નિર્જન લાગેછે. એમનો પગ

* પરિશિષ્ટ (ण) જુવો.

પ્રાર્થનામંદિરમાં મુકાતો કે સર્વત્ર ઉત્સાહ અને આનંદ વ્યાપી રહેતો. એમના ઉત્સાહથી બીજા સર્વના મનમાં તેનો અંશ ઉત્પન્ન થતો અને ઉપાસનાનું કાર્ય આનંદદાયક અને રસમય થઈ જતું. આખા ગુજરાતમાં એમના જીવિતનાશનાં પરિણામ જણાયછે. સત્ય ધર્મનો પ્રચાર કરવાનો માર્ગ એમણે સ્થાપ્યો. તેને એમના જેટલા પરિશ્રમ તથા ઉત્સાહથી ચલાવનાર કોઈ નહિં નિકળે તો તેનો પ્રવાહ ઘણો મંદ થઈ જવાની ભીતિ છે. તેમજ સાંસારિક સુધારણા જેના ઉપર આપણા દેશની બીજી સર્વ પ્રકારની ઉન્નતિનો આધાર છે, તે પણ અમદાવાદમાં અસ્તમાન થયા જેવી છે. તેને સારું પરિશ્રમ તો કોઇ કરનાર નથી, પણ કોઇ એવું ખૂણે ખોચરેથી નીકળે તો તેની નિંદા સર્વત્ર કરનારા ડાહ્યા ગણાતા પુરુષોમાંથી નીકળી આવેછે. અફસોસ ! દેશો-ન્નતિના સત્યમાર્ગ અદ્યાપિ થોડાનેજ સૂઝ્યાછે, અને મિથ્યાદેશાભિમાનનું ડોળ ઘાલી રાજકીય પ્રકરણમાં વ્યર્થ ફાંફાં લોકો મારેછે. આપણી સાંસારિક સ્થિતિ સુધાર્યા વિના આપણી રાજકીય અવસ્થા કદી પણ સુધરવાની નથી એ સ્વદેશવત્સલ લોકના અત્યુત્સાહી વર્ગે નિરંતર ધ્યાનમાં રાખવાનુંછે.

જ્યેષ્ઠ પુત્રના મૃત્યુ પછી ભોળાનાથની શરીરાવસ્થામાં ઘણો ફેરફાર થવા લાગ્યો. એમનું સ્થૂલ અને ઊર્જસ્વલ શરીર ત્યાર પછી કૃશ અને શિથિલ થઈ ગયું. ચિત્તની વ્યથાએ શરીર ઉપર સારી પેઠે અસર કરી. જ્ઞાનબળથી તથા ઈશ્વરસહવાસથી પોતાની મનોવ્યથા ઘણે અંશે કમી કરી હતી; પરંતુ મનોધર્મપ્રમાણે એમના હૃદયનું દુઃખ સર્વથા દૂર થયું નહિં. સહન-શીલતા સારું જ્ઞાનવૃદ્ધિ જોઇયે તે એમનામાં હતી, પરંતુ આ સમયે તેની સામે વયોવૃદ્ધિની અસર બલવત્તર થઈ અને જ્ઞાનબળથી દબાયલા શોકબળે અંતરમાં પુરાઈ શરીરસ્થિતિ ઉપર દબાણના પ્રમાણમાં વિશેષ પ્રત્યાઘાત કર્યો. અન્યપ્રસંગે રામચંદ્રના કરુણરસવત્ ભોળાનાથનો કરુણરસ अनिर्भिन्नो गभीरत्वादंतर्गूढघनव्यथः બન્યો. પોતાના શરીરની સ્વસ્થતા સારું એમણે ઘણા પ્રયત્ન કર્યા. મહાબલેશ્વરનું પ્રયાણ પણ તેજ અર્થે તથા સ્થલાંતરથી ચિત્તના ઉદ્વેગનું સાંત્વન કરવાના હેતુથી કર્યું હતું. એ મુસાફરીથી એમના ચિત્તને શાંતિ કાંઇક મળી; પરંતુ શરીરની દશાને બહુ લાભ થયો જણાયો નહિં. ત્યારપછી એમણે થોડાક માસ પ્રાર્થનામાળા ભાગ બીજામાં ખૂટતા અંક પૂરા કરવામાં ગાળ્યા. એટલામાં ૧૮૮૯ ના જાન્યુઆરી મહિનામાં પંજાબથી બ્રહ્મવાદી સત્યાનંદ અગ્નિહોત્રી અમદાવાદમાં આવ્યા તેમના સહવાસથી એ-મણે ઈશ્વરોપાસના તથા ઈશ્વરસંયોગનો લાભ ઘણો લીધો. આ મુલાકાતથી

એમના આત્માને નવું પોષણ મળ્યું. તે પછી થોડીકજ મુદતે કલકત્તાની **આ**દિ બ્રાહ્મસમાજના પૂર્વ **પ્ર**ધાનાચાર્ય **મ**હર્ષિ શ્રીદેવેન્દ્રનાથ ઠાકુરનું **અ**મદાવાદમાં આવવું થયું. તે સમયે એ મહર્ષિએ પ્રાર્થનાસમાજમાં એક ઉત્કૃષ્ટ વ્યાખ્યાન આપ્યું હતું. એ વ્યાખ્યાન કરતાં એમનીજ ઇચ્છાથી **ભો**ળાનાથ એમની સાથે વેદી ઉપર બેઠા હતા. આ પ્રસંગે આ બે મહાપુરુષ એકજ વેદી ઉપર બેઠેલા જોતાં સર્વનાં નેત્રને કાંઇક અપૂર્વ આનંદ થયો હતો. બંનેનાં શ્વેતવસ્ત્રથી એમનાં કૃત્યની તથા વૃત્તિઓની પવિત્રતાની સૂચના થતી હતી. આ પ્રસંગે આ મહર્ષિના સંગથી **ભો**ળાનાથનો ભક્તિ-ભાવ વધારે સુદૃઢ થયો. મહર્ષિ **અ**મદાવાદથી તા. ૧ લી ફેબ્રુઆરીને દિવસે **મું**બાઈ તરફ સિધાવ્યા. ત્યારપછી **ભો**ળાનાથના ચિત્ત તથા શરીરમાં કાંઇક વિશેષ આનંદવિમુખતા અને શિથિલતા દેખાવા લાગી. તા. ૪ થી ફેબ્રુ-આરીએ એમને ઘેર **મા**ર્શિયોનેસ ઑફ્ ડીલાઈ મુલાકાતે આવી હતી; તે વખતે **ભો**ળાનાથનો સ્વાભાવિક ઉત્સાહ મંદ પડી ગયેલો જણાયો. કોઇ મ્હોટું માણસ પોતાની મુલાકાતે આવે તે વખતે એમની હમેશની ચંચલતા તથા ઉમંગ જોઈને સર્વને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિં; પરંતુ આ વખતે તો કાંઇક વિશેષ માંદ્ય જોવામાં આવ્યું. એવાજ મંદોત્સાહથી બીજે દિવસે એજ **મા**ર્શિયોનેસને વિદાય કરવા સવારે દસ વાગ્યે **અ**મદાવાદના રેલવે સ્ટેશન ઉપર એ ગયા હતા. ત્યાંથી અગિયાર વાગ્યે પાછા આવીને ભોજન સારું બેઠા. આ સમયે એમના ચિત્ત ઉપર કાંઇ અપૂર્વ ઉદ્વેગ લાગતો હતો; તેથી કોઇ પ્રકારની પૂર્વવૃત્તિ જણાતી હતી. સાઢા અગિયાર વાગ્યે જમતે જમતે એમનો જીવ ફરવા માંડયો અને ઠામ ઉપરથી ઊઠી અબોટિયું બદલતાં ચક્કર આવ્યા. તેની સાથે બેશુદ્ધિ થઈ અને પડતાં પડતાં એકદમ પુષ્કળ રુધિરનું વમન થયું. બે સત્સેવકોના આશ્રયે એમના શરીરને જમીન ઉપર પડવા તો દીધું નહિં; અને સદ્ભાગ્યે તે વખતે એમનાં પુત્રપુત્રીઓ સમીપ હોવાથી સર્વ પ્રકારની સહાયતા તુરત મળી આવી; અને હુશિયાર દાકતરોના ઉપચાર થયા એટલે ફરીથી ભાન આવ્યું; નહિં તો તેજ પળે એમના જીવિતનો અંત આવત. તે પછી ફરીથી રાત્રિયે બેવાર રુધિરવમન થયાથી પાછી બેશુદ્ધ અવસ્થા થઈ. તે બે દિવસ રહીને ફરીથી શુદ્ધિ આવી. ત્યારપછી ક્રમે ક્રમે દોઢ મહિના સુધી શરીરા-વસ્થા ઈશ્વરકૃપાથી સુધરતી ગઈ અને મરણથી નિર્ભયતા આવવા લાગી; તોપણ પ્હેલાંની માફક સર્વ કાર્ય પરિશ્રમથી અને ઉત્સાહથી એ કરી સકશે એવી તો આશા થઈજ નહિં.

તેમ છતાં આવી અશક્ત સ્થિતિમાં એ અમદાવાદમાં કન્યાઓને અંગ્રેજી શીખવવાના વર્ગ સંબન્ધે વિચાર કરવાને તેની વ્યવસ્થાપક મંડળી ખાસ પોતાના મકાનમાં મેળવીને તેમાં પોતે ઉત્સાહથી ભાગ લીધો હતો. તેમજ પોતાના દૌહિત્રનું લગ્ન ત્યારપછી તરત આવ્યું તે પ્રસંગે પણ વધૂવરને અર્થે ઈશ્વરપાસે આશીર્વાદયાચક પદ્ય જાતે રચવાની એમને ઘણી ઉત્કંઠા થઈ હતી. પરંતુ એમની શરીરાવસ્થા એટલી ક્ષીણ હતી કે એટલો પણ પ્રયાસ કરવા દેવામાં ભય જણાવાથી તેમ કરતાં એમને રોક્યા હતા. તેજ વર્ષની હુતાશનીથી એમના શરીરમાં જ્વરોત્પત્તિ થઈ. અને તેની સાથે જલોદરનાં ચિન્હ દેખાયાં. આવી ભયયુક્ત દશા છતાં એમના ચિત્તમાં બિલકુલ ભીતિનો અંશ નહોતો, કારણ કે મરણભય એમણે કદી અનુભવ્યું નથી. અસહ્ય પીડાથી દુઃખી થઈ ઘણુંખરું ઈશ્વરનીપાસે એ દુઃખમુક્તિ માગતા અને ભક્તિભાવ દર્શાવતા. એવી શરીરની અવસ્થામાં પણ કુટુંબની કેટલીક વ્યવસ્થા કરવાની ઉત્સુકતા રાખી હતી. એપ્રિલ મહિનામાં બાબૂ પ્રતાપચંદ્ર આવ્યા તેમનું આતિથ્ય કરી ન સક્યાથી ભોળાનાથે ખેદ બતાવ્યો. પ્રતાપચંદ્રે બે ત્રણવાર એમની સમીપ ઈશ્વરોપાસના કરી તે વખતે એમનો આત્મા પરમાત્મામાં લીન થઈ ગયો જણાયો. ત્યારપછી એમને સ્થલાંતર કરવાની ઇચ્છા થઈ પરંતુ શરીરઅવસ્થા વધારે ભયાનક થયાથી તે ઇરાદો પડતો મૂકવો પડ્યો. હુશિયાર દાકતરોની ચિકિત્સાથી અને આસપાસના બીજા ઉપચારોથી ભોળાનાથનું દુઃખ જેમ બને તેમ ઓછું કરવામાં ધન, ધ્યાન અને પરિશ્રમની ન્યૂનતા થઈ ન્હોતી; તેમ છતાં આ સર્વ પ્રયત્ન નિષ્ફળ થવાનું નિર્માણ થયું હશે, ગુજરાતમાં સાંસારિક તથા ધાર્મિક સુધારાના માર્ગમાં સ્તબ્ધતા થવાની હશે, અને પૃથ્વી ઉપરની એમની ફરજ પુરી થવાથી ઈશ્વરના ઉત્તમ સ્થાનમાં એમના આત્માનો ખપ પડ્યો હશે; તેથી આખરે તા. ૧૧ મે ૧૮૮૬ સંવત્ ૧૯૪૨ ના વૈશાખ સુદ ૮ વાર મંગળને શાંત સંધ્યાસમયે ભોળાનાથે સાઢાત્રણ માસની સખ્ત બિમારી ભોગવી અંત્યના ત્રણ દિવસ બેશુદ્ધ રહી પોતાના પવિત્ર આત્માને પોતાના પરમ પ્રિય પિતા પરમેશ્વરને સમર્પણ કરીને અપૂર્વ શાંતિથી દેહત્યાગ કર્યો.

---

(વસંતતિલકા.)

ફેંક્યું ઉછાળિ અમૃતોદધિના પ્રવાહે
કાલોપકંઠચલવાલુપ્રદેશ માંહે,

લાવણ્ય એક ક્ષણ દાખવતું સુરેખ,
છે માનવીજીવન શંખલું એવું એક. ૧.

આણ્યું કિનારપર જેહ તરંગરાજે
છે તે મહાન, ભળિયો નિજ તત્ત્વમાં જે;
બીજે તરંગ ઉપકંઠ પ્હણે પખાળે,
ને જો ! વિલુપ્ત થયું શંખલું તેજ કાળે ! ૨.



સમાપ્ત.

## પરિશિષ્ટ ક.

# ભોળાનાથની વંશાવળી.

- વિશ્વનાથ.
  - [illegible]
    - [illegible]
      - [illegible]
        - ભાઇદાસ.
        - [illegible]
          - [illegible]
            - [illegible]
              - વજેશંકર.
              - [illegible]
                - લાલાભાઇ.
                - [illegible]
                  - [illegible]
                    - પુત્રી બ્હેનજીબા.
                      - ⁴બજુરાવ.
                        - સાધુકુમાર.
                      - ⁵પુત્રી ડાહીબા.
                      - ⁶પુત્રી ન્હાની ( ઉર્ફે, કમળા.)
                        - ⁷પુત્રી શાન્તા.
                    - *[illegible]
                  - ³છોટાભાઇ.
                  - પુત્રી ઝવેરકુંવર.
                  - પુત્રી દુર્ગાકુંવર.
                  - પુત્રી આધાર.
              - દયાશંકર.
              - શિવશંકર.
              - ²ઉમિયાશંકર.
          - પુત્રી રેવાકુંવર.
      - બાલકૃષ્ણ.
        - દેવકૃષ્ણ.
          - ગંગાદાસ.
            - વ્રજભૂખણદાસ.
            - વ્રજવિહારીદાસ.
          - કૃપારામ.
            - પુત્રી.
      - કેશવજી.
      - ¹રામકૃષ્ણ.
      - ઇન્દ્રજી.
      - વાણારસીદાસ.



* ભોળાનાથનાં સન્તાનાદિક સારું પૃ. ૨ જું જુવો. ૧ રામકૃષ્ણના વંશને સારું પૃ. ૪ થું જુવો. ૨ મારી નાંખ્યા હતા. ૩ છોટાભાઇનાં સન્તાનાદિક સારું પૃ. ૩ જું જુવો. ૪ બજુરાવનું, લગ્ન પૃ. ૫ મે આવેલી નૌતમબા સાથે. ૫ ડાહીબાનું, પૃ. ૪ થે આવેલા રતનલાલ સાથે લગ્ન; માટે એનાં સંતાન એ પૃષ્ઠે લખ્યાંછે. ૬ ગુજરી. ઇ. સ. ૧૮૮૪. ૭ ગુજરી. ઇ. સ. ૧૮૮૮.

## પરિશિષ્ટ (ख) (પૃ. ૮૭ જુઓ.)

## આપારાવ ભોળાનાથ લાયબ્રેરી વિષે.

તા. ૧૨ મી જાનેવારી ૧૮૭૭.

### દોહરા.

રે રૂપાળા રાજવી, નિપુણપણાના નાવ;
કુળદીપક તું ક્યાં જઈ, રહિયો આપારાવ. ૧

દુનિયામાં થોડા દિવસ, દીધો તેં દેખાવ;
વિખ્યાતી ઝાઝાં વરસ, રહેશે આપારાવ. ૨

મમતા તુજ મેળાપની, ડહાપણના દરિયાવ;
મિત્ર ઘણાના મન વિષે, રહિ ગઇ આપારાવ. ૩

તુજ વિજોગનો તેહને, ઘણોક સાલે ઘાવ;
નકી જાણજે તે "નહીં, રૂઝે" આપારાવ. ૪

ઈશ્વરની ઇચ્છા થકી, બન્યો અયોગ્ય બનાવ;
એ તો સૌને યાદમાં, રહેશે આપારાવ. ૫

અકળ ગતિની આગળે, કોણ કરે અટકાવ;
ઉપાય એકે એહનો, રહ્યો ન આપારાવ. ૬

પ્રાણ બદલ તુજ પ્રાણનો, બની શકે ન બચાવ;
નહિંતો અહિં તુજને નકી, રાખત આપારાવ. ૭

થોડી વયમાં સ્થિર કર્યો, બહુ જશતણો બિછાવ;
સદ્‌ગુણનો સાગર હતો, રૂડો આપારાવ. ૮

હતો નાગરી નાતમાં, હીરો હેમ જડાવ;
શોભા સારાભાઇની, રક્ષક આપારાવ. ૯

ગુણ રૂડો ગંભીરતા, સુંદર શાંત સ્વભાવ;
વય થોડે પણ વૃદ્ધતા, રાખી આપારાવ. ૧૦

સૌ તારા સ્નેહી મળી, જરનો કરી જમાવ;
યાદદાસ્ત તારી અહીં, રાખી આપારાવ. ૧૧

આ પુસ્તકશાળા તણો, લેશે લોકો લાવ;
નિશ્ચળ તારી નામના, રહેશે આપારાવ. ૧૨

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

વારિ પુત્રવિયોગનાં નયનથી, પાડે પિતાઓ ઘણા;
પામે પાત્ર વિના પછી પ્રલયતા, બિંદુ બધા તે તણા;
આપારાવ સુપુત્રના સ્મરણનાં, જે નીર નેત્રે ઝરે;
આ શાળાસ્થળથી હમેશ રહશે, પ્રખ્યાત પૃથ્વી પરે. ૧૩

## કુંડળિયો.

લૂખાં લાડ કરે ઘણાં, પિતા પુત્રને કામ;
આપારાવ લડાવિયો, દશ હજાર દૈ દામ;
દશ હજાર દૈ દામ, નામ નિશ્ચળ કરિ રાખ્યું;
ધન્ય પિતાનો પ્રેમ, ભલા જન સૌએ ભાખ્યું;
બિજાં માત ને તાત, ભમે થોડા દિન ભૂખ્યાં;
કુટે કરે કલ્પાંત, લાડ તે તો સૌ લૂખાં. ૧૪

---

## પરિશિષ્ટ ( ग ) ( પૃ. ૮૮ જુઓ. )

### રા. રાજેશ્રીઓ ભીમરાવ તથા નરસિંહરાવ તથા કૃષ્ણરાવ.

અમદાવાદ.

વિશેષ આપના પિતા રા. બા. ભોળાનાથ સારાભાઇ પરલોકવાસી થયાની ખબર સાંભળીને ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી અત્યંત દિલગીર થઈ છે. આ બાબત સોસાઇટીની મેનેજીંગ કમિટીએ દુ:ખપ્રદર્શિત ઠરાવ કર્યો છે તેની નકલ આપને દિલાસામાટે આ સાથે મોકલીછે.

આપના કુટુંબમાં આ મહા દુ:ખદાયક બનાવ બન્યોછે, પણ ઇશ્વરકૃત આગળ આપણો ઇલાજ નથી માટે ઈશ્વર ઉપર ભરોસો રાખી દિલાસો માની લેવો એજ આપણું કર્ત્તવ્ય છે.

ગૂ. વ. સોસાઇટીની ઓફીસ<br>અમદાવાદ તા. ૨૯ મી મે સને ૧૮૮૬.

સહી. **પ્રેમાભાઇ હેમાભાઇ.**<br>ગૂ. વ. સોસાઇટીના પ્રમુખ.

૪. આ સોસાઇટીના લાઇફ મેમ્બર અને વ્યવસ્થાપક મંડળીના સભાસદ સ્વર્ગવાસી સરદાર રાવબહાદુર ભોળાનાથ સારાભાઇનું ખેદકારક મૃત્યુ આ

વરસમાં મે માસમાં થયું તેની નોંધ ઘણી દિલગીરી સાથે અત્રે કરવામાં આવેછે. સોસાઇટી સ્થાપન થઈ ત્યારથી તે પોતે સ્વર્ગવાસી થયા ત્યાંસૂધી એ મહાપુરૂષે ઘણા પ્રકારે સોસાઇટીની સેવા બજાવી છે. એમના સ્વર્ગવાસની ખબર જાણી નીચેપ્રમાણે ઠરાવ સોસાઇટીના દફતરે કરવામાં આવ્યો છેઃ—

આ સોસાઇટીના લાઇફ મેમ્બર અને વ્યવસ્થાપક મંડળીના સભાસદ રા. બા. ભોળાનાથ સારાભાઇનો પરલોકવાસ થયાની ખબર સાંભળીને કમિટી અત્યંત દિલગીર થાયછે. ગૂજરાતી ભાષા સુધારવામાં, ગૂજરાતી પુસ્તકોની વૃદ્ધિ કરવામાં, અને સોસાઇટીના હેતુ પાર પાડવામાં તેઉ ખરા અંતઃકરણથી અને હોંસથી પ્રયત્ન કરતા હતા. ગૂજરાતી, સંસ્કૃત, અંગ્રેજી અને ફારસી ભાષામાં તેમની કુશળતાને લીધે તેમનાથી સોસાઇટીના કામને ઘણી મદદ મળેલી છે. તેમના પરલોકવાસથી સોસાઇટીને મોટી ખોટ પડીછે.

આ ઠરાવની એક નકલ દિલાસાપત્ર સાથે રા. બા. ભોળાનાથભાઇના પુત્રોને મોકલવી.

તા. ૨૬ મી મે સને ૧૮૮૬.

---

## પરિશિષ્ટ ( ઘ ) ( પૃ. ૯૧ જુઓ. )

## રાવ બહાદુર ભોળાનાથ સારાભાઇ વિષે.

"તા૦ ૨૭ મી માર્ચ સન ૧૮૭૫ ને રોજ તેમને રાવબહાદુરનો ઇલકાબ આપવા સારૂં કલેક્ટર સાહેબને બંગલે સભા ભરાઈ હતી તે વખતે કલેક્ટર સાહેબની ફરમાશથી કહેલી કવિતા."

**મનહર છંદ.**

રાવ બહાદુર તણું પદ રૂડી રીતે લીધું,<br>
કીધું કમજોર ગેબી વેરી વિકરાળનું;<br>
શીપારશ શા હીસાબે પક્ષપાત પણ હાર્યો,<br>
જરી એ ન ચાલ્યું જોર, લોભની જંજાળનું;<br>
સુવિચારરૂપી શસ્ત્ર સજીને સંગ્રામ સજ્યો,<br>
સંભાળ્યું સદૈવ કામ આપની સંભાળનું;<br>
સારાભાઇના સપૂત ભલા ભાઇ ભોળાનાથ,<br>
પૂરા શૂરાપણે માન પામ્યા મહીપાળનું. ૧

## શીખરણી વૃત્ત.

ધનુર્વિદ્યાધારી, સરસ જન શૂરા બહુ થયા;
પડે ગેબી ગોળા, પણુ તરત ત્યાં તે ડરિ ગયા;
ભલા ભોળાનાથે, અધિક કરિ કીર્તિ અવિચળા,
કૃપાચાર્યે ક્યારે, શિખવિ રવવેધી શુભ કળા. ૨

## દોહરા.

નિર્મળ કોરટ ન્યાયની, પર્મ તીર્થ પ્રખ્યાત;
કર્મમુક્ત રણમુક્ત જ્યાં, જુઓ થાય જન જાત. ૩
તીર્થાધીશો કૈક તે, નિચાં કરાવે નેણ;
ભોળાનાથે સ્વજનમુખ, ઉંચાં કર્યાં સુખદેણ. ૪

---

## પરિશિષ્ટ (च) (પૃ. ૧૨૯ તથા ૧૬૪ જુઓ.)

### પદ.

રાગ ધીરાનો.

અજ્ઞાની અવિચારીરે, પ્રભુની પ્રતિમા માને;
પ્રભુતા એની પૂરીરે, પામર જીવ નવ જાણે. ટેક.
અગમ્ય અગોચર તત્ત્વ છે મોટું, એની તુલના કોથકી ન કરાય;
વિવેકથી વિચારી જુવો તમે, સ્રષ્ટાતે સૃષ્ટ કેમ થાય;
ન્યાય એ છે મોટોરે શ્રુતિ શાસ્ત્ર પરમાણે. અજ્ઞાની૦ ૧
જન્મ મરણ જેનું થતું નથી, એવો એક અખંડ અનંત;
જેની સત્તાથી જગત્તંત્ર ચાલેછે, પૂર્ણાત્મા ભગવંત;
અંત એનો પૂરોરે, ઋષિ મુનિ નવ જાણે. અજ્ઞાની૦ ૨
અવયવ નથી તોએ કાર્ય કરેછે, એવો સત્તાધીશ સમર્થ;
ભક્તજનોની સાચી ભક્તિ થકી પ્રભુ, પૂર્ણ કરેછે શુભ અર્થ;
વ્યર્થ તેની સેવારે, જડને જગદીશ જાણે. અજ્ઞાની૦ ૩
અમૂર્ત તત્ત્વનો મૂર્તિ વિશે તમે, મિથ્યા કરોછો આરોપ;
એ બાલચેષ્ટાથી મુખ્ય ધર્મતત્ત્વનો, થાયછે ખરેખરો લોપ,
કોપ કરશે કર્તારે, અવિહિતવિધિવિધાને. અજ્ઞાની૦ ૪

અતુલ પરાક્રમી છે પ્રભુ મોટો, એનું માપ કોથકી ન મપાય;
અવિકૃત તત્ત્વ કેમ વિકૃતિ પામે, ચિદ્દ્ઘન જડ કેમ થાય;
કેમ તે આવી બેસેરે, ધાતુકાષ્ઠપાષાણે. અજ્ઞાની૦ ૫
દેવ દેવીઓની તૃપ્તિ કરવા માટે. આપેછે હવિ બલિદાન;
દેહધારીને ઈશ કરી પૂજેછે, પામર જીવ નાદાન;
ભાન ભુલી જઇનેરે, મતિ અવળી તાણે. અજ્ઞાની૦ ૬
તીર્થયાત્રાથી પ્રભુ નવ મળશે ને, મળશે ન કર્યે અપવાસ;
નાચ્યે કુદ્યેથી તે નવ રિઝાશે, જાશે તે મિથ્યા પ્રયાસ;
પાપ નહિં ધોવાશેરે, ગંગાયમુનાસ્નાને. અજ્ઞાની૦ ૭
પાતક કરીને દ્રવ્ય વિપ્રને આપે ને. ભટકે છે દેવદર્શન;
માળા ઝાલીને મોટા મણકા તાણેછે, જાણે થશે પ્રભુજી પ્રસન્ન;
પણ ધણી નહિં છેતરાશેરે, મિથ્યાજપતપદાને. અજ્ઞાની૦ ૮
કુતર્ક કરીને સવળો માર્ગ ભૂલ્યા, સઘળા નાસ્તિક મત રચનાર;
મિથ્યાવાદી ને વળી વૃથા વેદાંતી, જીવ શિવ એક કે'નાર;
બુઝ્યા મોટા મોટારે, ખોટા બ્રહ્મજ્ઞાને. અજ્ઞાની૦ ૯
જાણે નહિં પણ જાણુ કે'વરાવે ને, બેસેછે ઊંચે આસન.
ઈશ્વર બની પોતે પાદ પુજાવે, ધૂતી લેછે બહુ ધન;
પાખંડી પ્રપંચીરે, ફૂલી ગયા અભિમાને. અજ્ઞાની૦ ૧૦
એવા પાખંડીની પાછળ ભટકી, લોક વૃથા ગુમાવેછે જન્મ;
સ્વાર્થ પરમાર્થની હાનિ કરેછે, નવ જાણે નિજ ધર્મ;
મર્મને ન પામીરે, ભૂલ્યા ભમે અજ્ઞાને. અજ્ઞાની૦ ૧૧
અનીતિને નીતિ મનાવીને, બગાડ્યો જનસમુદાય;
ધર્મગુરુ ખોટા ધર્મ બતાવી, વિપરીત માર્ગે જાય;
કૂડાં કૃત્ય કરેરે, કલ્પિત ગ્રંથને બાને. અજ્ઞાની૦ ૧૨
કર્તા હર્તા ભર્તા સ્વામી છે મોટો, તેને શરણે રહી સુખી થાઓ;
લોકનિંદાનો તમે ડર ન રાખો, સત્યને સદા તમે સાહો;
લાહ્વો લેઇ આ દેહનોરે, ચડો પુણ્યસોપાને. અજ્ઞાની૦ ૧૩
પુણ્યશાલી પ્રાણી હશે તે કરશે સત્ય તણો અંગીકાર;
સદાચારથી ચાલીને સદા, તજશે સર્વે દુરાચાર;
સાર સમજી ભજશેરે, પ્રભુને અંતરધ્યાને. અજ્ઞાની૦ ૧૪

સત્ય સનાતન સ્વામી છે એક તેની સેવા કરો સર્વે કાળ;
ભાંડુભાવ સર્વ જન સાથે રાખો, જાણી એક પિતાનાં છે બાળ;
વાહાલ વધશે પ્રભુનોરે, પોચશો પરમસ્થાને. અજ્ઞાની૦ ૧૫
સદ્ધર્મ ધારી તમે ચાલો વિચારીને, કરો સદા સતસંગ;
મનકર્મવાણી થકી પ્રભુશિક્ષાનો, કરવો ન કદાપિ ભંગ;
સંગ ધર્મ વિનારે, નહિ આવે કોઇ અવસાને. અજ્ઞાની૦ ૧૬
જયજય બોલો જગદીશને તમે, મંગળ મહિમા ગાઓ;
નિર્મળ મનથી નમન કરીને, શરણુ પ્રભુને જાઓ;
*પ્રસાદ તેનો પામોરે, પરમપ્રેમામૃતપાને. અજ્ઞાની૦ ૧૭

---

## પરિશિષ્ટ ( છ ) (પૃ. ૧૬૧ જુઓ.)

## †માતાજીની સ્તુતીની ગરબી.

જગદીશ્વરી જગદંબિકા માતા, તારૂં ધરીએ નિરંતર ધ્યાન,
શક્તિ બળવાન; અંબે તને વંદીએ. ૧
આદ્ય માયા અખંડિત સુખદાતા, તમે આપો રૂડાં વરદાન,
રાખો અભિમાન; અંબે તને વંદીએ. ૨
જળસ્થળ તરૂવરને વિષે, તારી સત્તા અતિશે જણાય,
કળા ન કળાય, અંબે તને વંદીએ. ૩

---

* ભોળાનાથનું અપ્રસિદ્ધ અને રાશિનું નામ પ્રસાદશંકર હતું.

† આ મૂળના ધોળમાં પણ કવચિત્ કવચિત્ પાછળના ધોળ જેવી ખડબચડી રચના છે. પરંતુ જોવા જેવું એ છે કે પુનર્યોજન કરેલા ધોળમાં જે પુનરુક્તિયો આવીછે (પૃ. ૧૬૧ જાવો) તે આ મૂળના પદ્યમાં નથી, અને ઉલટી સારી સ્થિતિ છે. "અમે અર્ભક તારાં બાળ" જે નવા પદ્યમાંછે, તે સ્થળે જૂનામાં "અમે અલ્પજ્ઞ તારાં બાળ" એમ છે; તેમજ "કાર્ય કીંચીત કાંઇ ન થાય" તે ઠેકાણે વધારે સુઘટિત ચરણ "કાર્ય કિંચિત્ અમથી ન થાય" એમ છે.

તેમજ શબ્દશુદ્ધિ જૂનામાં સારીછે. "પ્રથા" નવામાં છે ત્યાં જૂનામાં "વૃથા" છે. તેમજ "કીંચીત" ને સ્થળે "કિંચિત્". આ ઉપરથી લેખનશુદ્ધિ ઉપર ખાસ લક્ષ ભોળાનાથનું પૂર્વના સમયમાં નહિં હોય એમ લાગેછે.

આ જૂના ધોળમાં એક બીજી ઝીણી રચના છે તે નવામાંથી ઊડી ગઈછે. જૂના પદ્યમાં દરેક કડીના જોડકામાં—, પ્રથમ પ્રથમ ચરણ, તથા દ્વિતીય તૃતીય અને દ્વિતીય તૃતીય ચરણ,—યમકથી સંધાયલાં છે. પ્રથમ કડીમાં પ્રથમ ચરણને અંતે "માતા" તે બીજી કડીમાં તેજ સ્થળે "દાતા" ની સાથે યમકબદ્ધ છે; તેમ 'ધ્યાન', 'વાન'; તે 'દાન', 'માન'; સાથે છે. આમ દરેક જોડકામાં છે. આ વિશેષ નવા ધોળમાં નથી આણાયો.

તારી કૃપા સદા સર્વદા દીસે, શક્રાદિ સ્તુતિ તારી ગાય,
નમી તુજ પાય; અંબે તને વંદીએ. ૪
સર્વ હાથ દોરીછે દેવિ તારે, તારી ઇચ્છાથી ચાલે આ યંત્ર,
તમે છો સ્વતંત્ર; અંબે તને વંદીએ. ૫
સૃષ્ટિકાર્ય કીધુંછે તમે ભારે, નવ જાણે કોઇ તારો મંત્ર,
ગુપ્ત છે એ તંત્ર; અંબે તને વંદીયે. ૬
સર્વ સંકટ વિઘ્નને નિવારો, કરો સેવકની સંભાળ,
તમે સર્વ કાળ; અંબે તને વંદીયે. ૭
દયા દીનદયાળી દીલે ધારો, અમે અલ્પજ્ઞ તારાં બાળ,
કરો પ્રતિપાળ; અંબે તને વંદીયે. ૮
માત તાત ત્રિભુવનની રાણી, તારૂં કૃત્ય કોથી નવ થાય,
સ્તુતી શી કરાય; અંબે તને વંદીએ. ૯
વેદશાસ્ત્ર વીષે શક્તિ (વખાણી ?), શુભ કાર્ય કરાવો સદાય,
તમે મહંમાય; અંબે તને વંદીયે. ૧૦
તારા ચરણુતણું શરણુ ધારીએ, રાખો ભક્તજનતણી લાજ,
કરો શુભકાજ; અંબે તને વંદીયે. ૧૧
અનુગ્રહો સદા સંભારિયે, સર્વ મિત્રકુટુંબસમાજ,
મંગલ ગણિ આજ; અંબે તને વંદીયે. ૧૨
ભુવનેશ્વરી ભવસિંધુ અઘરો, તારી કૃપા વિના ન તરાય,
કરો સર્વ સહાય; અંબે તને વંદીયે. ૧૩
તમે જરા નજર જો નવકરો કાર્ય કિંચિત્ અમથી ન થાય,
વૃથા શ્રમ જાય; અંબે તને વંદીયે. ૧૪
શુદ્ધ ભક્તિ દેવિ તમને ગમે, નવ ગમે જૂઠો તને દંભ,
સદા જગદંબ; અંબે તને વંદીએ. ૧૫
મનવાંછિત કાર્ય કરો તમે, તારો સત્સજ છે અવલંબ,
કરો ન વિલંબ; અંબે તને વંદીએ. ૧૬
સત્ય પક્ષ તને છે અતી વહાલો, ઝળકાવો સત્યનાં નિશાન,
રાખો ભક્તમાન; અંબે તને વંદીયે. ૧૭
તારે દ્વારથી નવજાય કોઇ ઠાલો, તમે કરો સદા કલ્યાણ,
કૃપાનાં નિધાન; અંબે તને વંદીએ. ૧૮

ધન્ય ધન્ય ઈશ્વરી આજનો દિન, કીધો કરૂણાતણો વિસ્તાર,
તમે તો અપાર; અંમે તને વંદીએ. ૧૯
કાર્ય સર્વ રહ્યુંછે કૃપાધીન. તમે કરો સદા ઉપકાર,
અમે વારંવાર; અંમે તને વંદીએ. ૨૦
સૌભાગ્ય સંપત્તિ સદા આપો, ક્ષમા કરી તમે અપરાધ.
ઘો આશીર્વાદ; અંમે તને વંદીએ. ૨૧
દુ:ખ દારિદ્રય સંકટ ભય કાપો, નવ થાય કિંચિત વિવાદ,
તારો છે પ્રસાદ; અંમે તને વંદીએ. ૨૨
કુંકુમાક્ષત પુષ્પ વધાવીએ, સર્વે અર્ચનના ઉપચાર,
કરો અંગીકાર; અંમે તને વંદીએ. ૨૩
અભિવંદન કરી આરાધીએ, સુખી રાખો સંતતિ પરિવાર,
જગતઆધાર; અંમે તને વંદીએ. ૨૪
પ્રતિપાલન ધર્મ દેવિ તારો, વિના તુજ નથી કો વિરામ,
તારી ધરી હામ; અંમે તને વંદીયે. ૨૫
વિનતિ અમારી ચિત્તે ધારો, સદા ચરણે કરીએ પ્રણામ,
પૂરો મનકામ; અંમે તને વંદીએ. ૨૬

---

## પરિશિષ્ટ (ज) (પૃ. ૧૯૨ જુઓ.)

*Reply to Mr. Malabari on Mr. Kabraji's translation of the National Anthem.*

Dear Sir,

In reply to your letter dated I beg to offer the following few remarks on Mr. Kabraji's translation of the National Anthem.

The first and greatest block in the way of the translation's growing popular in the Gujarâti community—Hindus, Mussalmans and Parsis—is the preservation of the original English tune, which bears no resemblance to any of the numerous *Deshi Râgas.* Mr. Kabraji, it seems, could not change the tune, for to preserve it was one of the conditions of the committee; but I do not think this condition was laid down only for the Gujarâtis. The Marâthâs, Bengalis

&c. must have been bound by a similar condition; but in their cases I find that the condition has not been attended to and for this very reason their versions are much better than Mr. Kabraji's. Mr. Kabraji could have also done the same thing and thereby made his version in one respect a better one; and I think, it would have been recognised as the others. But as it is in the same tune it loses all its beauty when laid before us. The translation, therefore, in my opinion has no musical merit.

Nor has it much of true poetry in it. By making a close translation Mr. Kabraji has brought in his version defects of poetry and language. The word રક્ષ in the first line is not used in the sense in which Mr. Kabraji has used it; for, it is a Sanskrit root and hardly used with such a meaning in Gujarâti. But I do not raise any objection against the word દેવ as you do; for, to a Hindu mind દેવ does convey the idea of God. શ્રેષ્ઠ I think, is not an agreeable rendering of the word *noble*.—કર જયવંત does not sound well, and મસ્ત is not at all a word for poetry. None can understand what Mr. Kabraji means by સુખ કીર્તિનો દે યશ. કીર્તિ and યશ coming together produce a tautology. 'Happy and glorious' simply mean સુખી and યશવાળી. But I do not find fault with the word જગદીશ for it is popularly understood to mean God. ઉઠ is not a word for expressing humility and therefore should not be used in connection with God who deserves reverence rather than insolence as expressed by it.

વેરી વિખેરી &c. also sounds unpoetical; I cannot find any word in the original which Mr. Kabraji has translated by રૂઠ. આણ તેમનો કાળ is certainly a faulty translation of 'make them fall.' 'Fall' does not mean કાળ (death) but it means 'defeat'; and all who are defeated do not always fall victims to death; any sovereign can humble down his enemy by causing his fall without sending him away from this world. It is really mean and cowardly to ask God to kill our enemies. ગેબથી દાન કર is not at all Gujarâti. We never use such phrases. હજુ (still) is not a word for poetry. દાન કર * * વિક્ટોરીયા પર is not Gujarâti. We never say એ માણસ ઉપર દાન કર, but એ માણસને દાન કર. I cannot find any verb with which the 11th line બળ &c. can be correctly construed. It is સર્વ શક્તિમાન that properly conveys the idea of Almighty and not merely શક્તિમાન. રાજેશ્વર is not a popular word. Mr.

Kabraji could have substituted રાજચિરાજ for it. Any man who knows something of Gujarâti and English can boldly say that 'unseen' can never mean અહુજ્ઞાતની. I hope it is oversight which has carried away Mr. Kabraji to commit such a blunder. થાય શુભકાર is not a good translation of 'be blest'. પાર in the next line hardly means any *thing sensible. The last line* રાજભક્ત *&c.* cannot be understood. *I cannot say whether the next eight lines are a correct translation, for the original is not given. But even as they are, they have* nothing of poetry or music in them. Thus it seems to me that the language used by Mr. Kabraji throughout the piece is not at all natural and racy Gujarâti and hence the piece loses all its pathos and sentiment which is contained in the original.

The object of those who have started the scheme for translations of the National Anthem into the vernaculars, is, I think, to make it popular among the natives, and thereby awaken their enthusiastic loyalty. But this object is altogether frustrated when Mr. Kabraji's translation is accepted by the committee.

Verses of other Gujarâti poets on the same subject E. G. Mr. Dulpatram's જયે વિક્ટોરીયા have been more popular; and to expect that Mr. Kabraji's version will ever approach their popularity is hoping against hope. There are two chief reasons why I apprehend such a fate of the translation. 1. The tune is English. 2. The language is not popular Gujaràti. I believe that one who knows both English and Gujaràti can more easily understand the original than the translation. It is not necessary for me to say that I would not recommend such a composition for Gujaràti schools, for it has no merits of its own to recommend itself. Wanting as it is in poetical, literary and musical merits it will of itself fall down. I am very thankful to you for your consulting me, although I do not profess to be an expert in such matters. I believe you will do well to consult Mr. Navalram on this subject, for he is known to be a very good critic.

In giving my opinion I have given it frankly and independently, for when speaking about the merits or demerits of a thing one should unhesitatingly say what he conscientiously thinks of it if he is an advocate of justice.

I remain,

Yours faithfully,

*Bholanath Sarabhai.*

## પરિશિષ્ટ ( ञ ) ( પૃ. ૧૯૩ જુઓ. )

विधवाविवाह सशास्त्र के अशास्त्र ए विषय उपर राव बाहादुर गोपाळराव हरि देशमुख तथा राजेश्री सवितानारायण गणपतिनारायण ए बन्ने वचे चालेलो वादविवाद आर्यज्ञानवर्धक चोपानियामां प्रगट थयेलो छे. आ बे पक्षमां कोनो पक्ष खरो छे एनो सिद्धान्त करवो ए काम धर्माचार्यो तथा विद्वान् ब्राह्मणोनुं छे. परंतु तेमनो ए बाबत घणो दुर्लक्ष छे. चालती रूढी अशास्त्र होय तोपण ते रूढीना सामुं बोलवानी हिम्मत चालती नथी, एटलुंज नहीं पण ते रूढीने पुष्टि आपेछे. रूढीनुं एटलुं बधुं प्रबल छे के लोको ए रूढीनेज धर्म समजेछे. आ देशमां घणा धर्म तथा संप्रदाय थवाथी धर्माचार्योमां ऐक्य रह्युं नथी. पोताना सेवको पासेथी गमे ते प्रकारे द्रव्यहरण करवा उपर तेमनुं लक्ष छे. ए वर्गमां विद्वान् घणा ओछा छे. कदि हशे तो चालती रूढीना सामुं बोलवाथी पोताने द्रव्यप्राप्तिमां हानि थाय ए भयथी ते सत्यवात लोकोने कही सकता नथी. शास्त्रना वचन उपर यथार्थ विचार करीने देशकाल प्रमाणे रूढी फेरफार करवानो चाल आपणा देशमांथी जतो रहेवाथी देशनी दुर्दशा थईछे. प्राचीन कालमां लोकोने सुख तथा धर्मनुं रक्षण थवा विद्वान् लोको चालती रीतमां फेरफार करता हता. तथा तेने वास्ते पोतानो निष्पक्षपात विचार बतावी शास्त्रार्थ करता हता. पण हवडां ए वात नथी. पोतानो स्वार्थ सधाय एटलोज शास्त्राभ्यास करी संपूर्ण रीते तेनुं अवलोकन करता नथी. अने दुराभिमानथी शास्त्रवचनना अर्थ फेरवी खोटो पक्ष पकडीने पोतानो जय करवो एमांज पोतानी प्रतिष्ठा मानेछे. खरुं जोतां सारा विद्वज्जनोमां तेमने कांइ मान मलतुं नथी. आ देशमां पुराणनुं बल घणुं चालेछे. स्त्रीओने हलकी पाडवामां तथा तेमना उपर क्रूरता करवामां पुराणकर्ताए कांइ पण बाकी मुकी नथी. रूढीने अनुसरतां शास्त्रवचनो एटलां बधां लखायांछे के

साधारण लोको तेने धर्मनी आज्ञा समजी ते रूढी तोडी सकता नथी. शास्त्रनुं संपूर्ण अवलोकन करी तेमां सत्यांश होय ते लोकोने यथार्थ समजावे एवा निष्णात पंडित घणा थोडा छे. घणो भाग केवल नामधारी पंडित छे. चालती रूढी अशास्त्र होय तोपण तेना सामुं बोलवानी तेमनी हिमत चालती नथी. एवा लोको उलटो घणो अनर्थ करेछे. ताणी खेंचीने शास्त्रवचनना खोटा अर्थ करीने अज्ञानी लोकने रूढी प्रमाणे चालवामां पुष्टि आपेछे. माटे हवडांना धर्माचार्यो तथा पंडितो तथा शास्त्री आ शास्त्रवचननुं यथार्थ तोल करीने पोतानो निष्पक्षपात मत्त आपे एवी तेमनाथी आशा राखवी निष्फल छे.

राव बाहादुर गोपाळराव हरि देशमुख तथा राजश्री सवितानारायणनी वचे चालेला वादमां कोनो पक्ष सत्य छे ए विषे अत्यार सुधि कोई बोल्युं नथी. नवीन विचारना सुशिक्षित लोको आ बाबत बेदरकार रहेला होय एम जणायछे. देशनुं कल्याण थाय, लोकोनी स्थिति सुधरे, अने अबला दुःखित स्त्रीओना दुःखनुं निवारण थाय, एवा उपदेश करीने लोकोने सन्मार्गे वाळे एवा दयालु महात्मानो प्रादुर्भाव थाय त्यारेज आ भारतवर्षवासी आर्यप्रजानो उत्कर्ष थाय. परंतु त्यां सुधी वाट जोवी अने यथार्थ विचार समजवामां होय ते बाहार ना पाडतां मुंगा बेशी रहेवुं ए घटित नथी. माटे चालेला वाद विषे मारो यथामति विचार बतावुंछुं.

हुं समजुंछुं के आ विषय उपर मारुं मत्त वजनदार नही गणाय. जनसमुदाय रूढीने मान आपी ते प्रमाणे चालेछे. तेना विरुद्ध कोइ बोले तेनुं बोलीने के लखीने अपमान करेछे. तोपण आ काळ एवो नथी के निष्पक्षपात विचार करी सके एवा कोइ पण न होय. जेओने ईश्वरे विवेकबुद्धि आपीछे, जेओ पापभीरु छे, जेओ ईश्वरदत्त बुद्धिनो सद्‌उपयोग करेछे, जेओना हृदयमां भूतदया छे, तथा देशनुं कल्याण करवा उपर जेमनी प्रीति छे, तेओ मारा विचार उपर यथार्थ लक्ष आपशे एवी आशा राखवामां आवेछे.

## પરિશિષ્ટ ( ટ ) (પૃ. ૧૯૩ જુવો.)

## ધર્મનિષ્ઠાથકી સમાધાન.

માણસોની સ્થિતિ એવી તો કાંઇ વિલક્ષણ છે કે તેમાં કોઇ એક પણ સ્થિતિની શાશ્વતી નથી. કાલચક્ર પ્રમાણે તેના સુખદુઃખનું ભ્રમણ ચાલુ રહેછે. તેમનું ચિત્ત નિરંતર ચિંતા તથા ભીતિથી વ્યાપ્ત રહેછે. એક ચિંતા મટી તો બીજી અને બીજી મટી તો ત્રીજી એ પ્રમાણે સતત એક પછી એક ચિંતા કાળજી અને ભયમાં માણસ રહેછે. કોઇ પણ ટોળી ન્હાની કે મોટી હોય તેમાં માણસ બેફિકર તથા સુખી ઘણાં થોડાં જણાયછે અને તેમના ઉપર ક્યારે સંકટ આવી પડશે તે કોઇ કહી સકતું નથી. આ ભૂમંડળ ઉપર કોઇનું પણ ઐશ્વર્ય ચિરકાલ રહેતું નથી. જેઓ આજ મોટા શ્રીમંત તથા ઐશ્વર્યવાન દેખાયછે તેના ઉપર કાલે એવી આફત તથા સંકટ આવી પડેછે કે તેમનાથી માથુ ઊંચુ કરી સકાય નહિ.

આવી આપણુ સર્વ મનુષ્ય પ્રાણીની સ્થિતીછે. માટે આપણા ઉપર આવવાનાં સંકટો ને વાસ્તે કાંઇ પણ ઉપાય કરી મુકવો અથવા તે આવે તો તેથી નહીં ગભરાતાં તે સંકટ કેમ સહેવું તેને વાસ્તે વિચાર કરવો એ ઘણું જરૂરનું કામ છે તે વિચારવાન પુરૂષોને જણાયા વિના રહેનાર નથી. આપણી ચાલતી સ્થિતિમાં દુઃખ કમી કરી સકાય તેટલું કરવાનો યત્ન પ્રત્યેક દેશમાં તથા યુગમાં લોક કરતા આવ્યાછે. કેટલાક આજનું સંકટ કાલ ઉપર નાંખી દેવાનો યત્ન કરેછે. જેમને સંપત્તિ અનુકૂલછે તે ચૈન ભોગવીને આવેલા સંકટને વિસારે પાડેછે. પરંતુ એ સર્વ પ્રયત્ન વ્યર્થ થાયછે તેનાથી મનને કાંઇ શાંતિ થતી નથી. કોઇ પણ પ્રસંગે ન બીહીતાં આવેલો વખત હશી રમીને કાઢવાનું સામર્થ્ય ઈશ્વરે ધર્મનિષ્ઠ મનુષ્યોનેજ આપેલુંછે. સવારથી સંધ્યાકાલ સુધી પોતાનો કાળ કર્મમાર્ગની ખટપટમાં કાઢનાર મનુષ્યને અથવા કોઇ પણ અમુકજ પંથનું અવલંબન કરનારને અહીં ધર્મનિષ્ઠ માણસ કહેવામાં આવ્યા છે એમં નથી. જેનો નિરાકાર નિષ્કલંક સર્વશક્તિમાન વિશ્વંભર ઉપર ભરૂસો છે, જે તે પરમ દયાલુ વિશ્વનાથને અનન્યભાવથી શરણ ગયાછે, આ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ તથા લયનો નિયંતા તેજછે, આપણે જે અનેક સુખ ભોગવીયે છીયે તે તેની કૃપાનાં ફલછે, એવો જેમનો ભાવ છે તેમને અહીં ધર્મનિષ્ઠ કહેલાછે–પછી તે કોઇ પણ પંથનો અગર દેશનો અથવા જાતિનો હો.

સાધુજન કહેછે કે સંકટસમયે એવા મનુષ્યનું રક્ષણ ઈશ્વર પોતે કરેછે તે કહેવું ખોટું નથી.

પણ ઈશ્વર ઉપર નિશ્ચય રાખીને રહેનારના સંરક્ષણાર્થે ઈશ્વર કીયા ઉપાયોની યોજના કરેછે, એ આપણે જોવું જોઇયે. શું જ્યાં દુઃખનો વાયરો સુધાં લાગતો નથી એવો મજબુત ઘટ અથવા કિલ્લો બાંધીને તેમાં સજ્જન ભક્તોને રાખેછે ને બીજાને માત્ર દુઃખ દુઃખરૂપ વાવંટોળીયાને સ્વાધીન કરેછે? તેમ તો કોઇના જોયામાં આવતું નથી. આ સંસારમાં દુરાચારી લોક પ્રમાણે અને વખતે તેમના કરતાં પણ વધારે દુઃખ ધર્મનિષ્ઠ માણસને ભોગવવું પડે એવાં આપણે ઘણાં દૃષ્ટાંતો જોઇયે છીયે. ત્યારે કોઇ કહેશે ધર્મનિષ્ઠ માણસનું ઈશ્વર રક્ષણ કરેછે એમ કહેવું તે શી રીતે? આવી ઘણા લોકોને શંકા આવેછે. અને વળી જ્યારે દુષ્ટનો ઉત્કર્ષ ને સજ્જન ભક્તોનો અપકર્ષ થતાં આપણે જોઇયે છીયે ત્યારે તો વળી તે શંકા ઘણી બળવત્તર થાય, એવે પ્રસંગે વિચારશક્તિ કેવળ મંદ થઈ જાયછે અને ક્ષણભર આપણે ઘણુ વિસ્મયમાં પડીયે છીયે. પણ એ શંકાનું થોડામાંજ સમાધાન થાય એવું છે. ધર્મનિષ્ઠાને લીધે આપણા સંકટથી રક્ષણ થાયછે, એટલે ઇશ્વર ખડ્ગ પકડીને આપણો બચાવ કરવા આવેછે અને કરેછે એવો અર્થ નથી. આવેલું સંકટ તો આપણે ભોગવવું જોઇયે, તેનો ઉપાય નથી. પરંતુ ધર્મનિષ્ઠાથી આપણા મનને સમાધાન થાયછે. ધર્મનિષ્ઠ માણસોને ઈશ્વર ઉપર દૃઢ ભાવ હોયછે. ઈશ્વર આપણો ત્રાતા છે, અને આપણે તેના પરમસમર્થ આશ્રય નીચે છીયે એમ સંપૂર્ણ તેમના મનમાં ઠસેલું હોયછે. તેણે કરીને તેમને દુઃખની ભીતિ લાગતી નથી. આપણે દુઃખમાં હોઇયે તે વખતે આપણી ચાકરી કરવાને આપણાં માતાપિતા આપણી પાસે હોય તો આપણને કેટલું સમાધાન તથા નિરાંત રહેછે. તેનો આપણને પ્રત્યેકને અનુભવ છે. આ આપણાં અહીંનાં અલ્પશક્તિ માતાપિતા વિષયે છે તો પછી અનાદિસિદ્ધ સર્વજ્ઞ પિતા આપણા સુખને વાસ્તે શ્રમ કરેછે એવું જેના મનમાં આવેછે તે સંકટસમયે આનંદ-સાગરમાં શા માટે તરી સકે નહિ અને તેના ચિત્તને સમાધાન તથા શાંતિ શા વાસ્તે રહે નહિં?

ધર્મનિષ્ઠાની આટલી બધી પ્રશંસા કરી છે તે વાજબી છે કિંવા શી રીતે તેનો આપણે વિચાર કરીયે, ને તે સ્પષ્ટ રીતે જણાઈ આવે માટે સંકટસમયે ધર્મનિષ્ઠ તથા સદાચારી માણસની અને તેથી ઉલટા એટલે દુરાચારી માણસ-

ના મનની સ્થિતિની તુલના કરીયે. સંકટસમયે ધર્મનિષ્ઠ માણસને સમાધાન એટલા ઉપરથી થાયછે કે તેમનું પાછલું આચરણ શુદ્ધ તથા દોષરહિત હતું એવો તેના મનમાં વિચાર ઉત્પન્ન થઈને મન શાંત રહેછે. પરંતુ તેથી વિપરીત માણસોનો જુદોજ પ્રકાર થાયછે. પોતાના પુરા દોરના વખ્તમાં વૈભવના મદમાં તથા સંપત્તિથી પ્રાપ્ત થનારા સૌખ્યાનંદમાં ખુડેલા હોયછે, તેથી અંતર્દીપ (conscience) ના સૌમ્ય ઉપદેશ તરફ તેટલો લક્ષ આપતા નથી. કામધંધામાં ચકચુર અથવા એશઆરામમાં ભરપૂર ડૂબી ગયેલા હોવાથી ગંભીર વિચાર અને તે અંતર્જ્યોતિનો અંતઃકરણમાં બોધ મળી સકતો નથી. તોપણ તે અંતર્દીપની શક્તિ તેનાથી સમૂલગી નાશ કરી સકાતી નથી. તે કદાપી કેટલાક કાળ સુધી દબાઈ જાયછે પણ કોઇ વખત પણ એવો દિવસ આવેછે કે તેના અમલમાંથી કોઇ છુટી સકતું નથી, કોઇ વખત પણ તે અંતર્દીપ આપણાં સર્વ કૃત્ય સ્પષ્ટ અક્ષરથી લખીને આપણી સમક્ષ મૂકેછે. એ વાતનો થોડોઘણો પ્રત્યેકને અનુભવ છે. આવે સમયે દુરાચારી માણસોની સ્થિતિનું કોણ વર્ણન કરશે? પ્રથમ તો તે પોતાની વિપત્તિના બોજાથી દબાયલો હોયછે ને તે વખતમાં જ્યારે પોતાનું મન પણ તેને ઠપકો દે છે ત્યારે તેના દુઃખનું શું પૂછવું? પોતાનાં કૃત્ય સાંભર્યાથી અંગ ઉપર રોમાંચ ઊભાં થાયછે. પોતાનું સર્વ આયુષ્ય જનાવર પ્રમાણે કેવળ ઇંદ્રિયજન્ય સુખમાં તથા અન્યાયાચરણમાં કહાડયું અને પોતાને હાથે પોતાનું કર્તવ્ય કર્મ થઈ સક્યું નહિ એ સાંભરીને તેમને કેટલું દુઃખ થતું હશે વારૂ? જેવેળા તેના હાથથી દુષ્ટ કર્મો થયાં તે સમયે ઐશ્વર્યાવધિ હોવાને લીધે કેટલાં બધાં ઘોર અને નિંદ્ય હતાં તે તેને સમજાયું નહીં. પણ હવે તો તે સમય ગયો; પોતાનાં દુષ્કર્મોનું મૂર્તિમંત પુતલું પોતાની સમક્ષ ઊભું રહીને કહેછે 'ભાઇ સાહેબ હવે જાઓછો ક્યાં, હું જન્મ સુધી તમને છોડનાર નથી' એમ જાણે તેને કહેછે એવું ભાસેછે. આવે પ્રસંગે 'હે ઈશ્વર આ સંકટથી મને છોડાવ' એમ તેમનાથી હિંમતથી કહી સકાતું નથી. કારણ જન્મ થઈજ આ સંસારમાં ક્ષણિક સુખની આગળ બીજું કાંઇ શ્રેષ્ઠ છે એમ કદી તેમના મનમાં આવેલું નહોતું. આપણો આ ક્ષણિક ક્રમ પુરો થયા પછે આપણી બીજી સ્થિતિ છે ને આ સૃષ્ટીનો કોઇ પણ નિયંતા છે એ તેના મનમાં તાદૃશ લાગતું નોતું. એટલે પછી તેને શરણ તો કોને જવાને રહ્યું? આ રીતે સંકટસમયે દુરાચારી લોકોની સ્થિતિ થાયછે.

હવે આપણે ધર્મનિષ્ઠ મનુષ્ય તરફ નજર કરીને જોઇયે. તે નિરંતર પોતાના જ્ઞાનદીપની પ્રેરણા પ્રમાણે ચાલેછે. તેણે કરીને ગમે એવા ભારે

પ્રસંગ આવે તોપણ તે શાંત તથા સ્થિર રહેછે.તેનું મન તેને દાબી સકતું નથી. તેની ખાતરી હોયછે કે ઈશ્વરને ક્રોધ ચઢે એવું કામ જાણી જોઈને કદી તેણે કરેલું નથી, માટે આપણે કોઇ પણ અવસ્થામાં હોઇયે તથાપિ ઈશ્વર આપણો ત્યાગ કરનાર નથી. એ સંકટોને પ્રસંગે આપણને આપણા મિત્ર સગા ને પેટનાં છોકરાંઓ છોડી દે તોપણ શું થયું ? સર્વ જગતની સંભાળ કરનાર મારૂ રક્ષણ કરવાને તૈયાર છે, હું તેને બોલાવીશ ને તે મારી દીન વાણી સાંભળી ને મારી વારે ચઢશે, જે જે આપણને અરિષ્ટ થાયછે તે આપણા અજ્ઞાનનું તથા દોષનું ફળ છે, અથવા કદાચિત્ આપણા કલ્યાણને માટે તેવા પ્રસંગની અવશ્યકતાજ હશે કેમકે પરમ દયાલુ પિતા આપણને નકામો ત્રાસ આપનાર નથી, એમ તેની ખાતરી થાયછે, તેણે કરીને એવા વિચારોથી દુ:ખમાં પણ તેમને સમાધાન રહેછે અને આવેલા સંકટના પ્રસંગને શાંતતાથી કાઢી નાંખેછે.

---

## પરિશિષ્ટ ( ઠ ) ( પૃ. ૧૯૫ જુઓ. ).

## નાગરમિત્રની પ્રસ્તાવના.

નાગરમિત્ર એવા નામથી એક પુસ્તક રચવાનો વિચાર છે.તેમાં ત્રણ ખંડ થશે. પહેલા ખંડમાં નાગરોની ઉત્પત્તિનો ઇતિહાસ–બીજા ખંડમાં નગરખંડ ઉપર યોગ્ય વિચાર–ત્રીજા ખંડમાં પ્રાચીનના તથા હવડાંના નાગરોની સ્થિતિમાં અંતર તથા તેઓની હવે પછીની હાલત સુધારવાના યોગ્ય ઉપાય.

પેહેલો તથા બીજો ખંડ કરવાને વિલંબ લાગશે, કારણ કે તેને વાસ્તે કેટલાંક પુસ્તકો તથા જુના દાખલા મેળવવાની અગત્ય છે. ત્રીજા ખંડમાંના કેટલાક વિચાર બહાર પાડવા એમ હવડાંની સ્થિતિ ઉપરથી વધારે અગત્ય જણાયાથી તે વિષયના કેટલાક સંક્ષિપ્ત વિચાર લખી આ નિબંધ લખવામાં આવ્યોછે. તેમાં હવડાં નાગરી ન્યાતમાં પેઠેલા ટંટાનો ઉદ્ભવ તથા તેને નિર્મૂલ કરવાના ઉપાયની સૂચના કરવી એ પણ એ પ્રકરણોનો ભાગ છે. એમ જાણી એ વિષે કેટલીક વાત લખવામાં આવીછે. તેનું હવડાં કદિ તાત્કાલિક ફલ નહી થાય તો કોઇ સમયે પણ ઈશ્વરકૃપાથી નાગરોને સદ્વિચારની પ્રેરણા થશે ત્યારે આ વિચારોનો ઘટતો ઉપયોગ કરશે.

---

## પરિશિષ્ટ ( ङ ). ( પૃષ્ઠ. ૧૯૮ જુવો. )

## ભોળાનાથ સારાભાઇની ગદ્યપદ્યાત્મક કૃતિયો.

| સંખ્યા. | નામ. | ગદ્ય કે પદ્ય. | અસલ કે ભાષાન્તર; ભાષાન્તર હોય તો શેનું. | પ્રગટ થયેલું કે નહિં. | પ્રગટ થયાની સાલ (ઇ.સ.) | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | મિતાક્ષરાના ઋણાદાન પ્રકરણનો તરજુમો. | ગદ્ય. | સંસ્કૃતમાંથી ભાષાન્તર. | પ્રગટ. | ૧૮૫૭. | વિષય—કાયદો. ( શિલાછાપ. ) |
| ૨ | સત્યનિરૂપણ. | ગદ્ય. | અસલ. | પ્રગટ. | ૧૮૬૮. | સમુદ્રપ્રયાણ નિષિદ્ધ નથી તે વિશે. |
| ૩ | સત્યવિવેક. | ,, | ,, | ,, | ૧૮૭૦. | ,, ( શિલાછાપ. ) |
| ૪ | ઈશ્વરપ્રાર્થનામાળા ભાગ ૧ લો. | પદ્ય | ,, | ,, | ૧૮૭૨. | પ્રથમ આવૃત્તિ; છૂટક અંક ૧ થી ૧૨ સુધી. |
| ૫ | ગાયન ભાગ ૧ લો. | ,, | ,, | ,, | ,, | |
| ૬ | મંગલસ્તોત્ર. | ,, | ,, | ,, | ૧૮૭૩. | |

| સંખ્યા. | નામ. | ગદ્ય કે પદ્ય. | અસલ કે ભાષાન્તર; ભાષાન્તર હોય તો શેનું. | પ્રગટ થયેલું કે નહિ. | પ્રગટ થયાની સાલ (ઇ.સ.) | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૭ | ઈશ્વરપ્રાર્થનામાળા ભાગ ૧ લો. | ગદ્ય તથા પદ્ય. | અસલ. | પ્રગટ. | ૧૮૭૫—૭૯-૧૮૮૫. | દ્વિતીય આવૃત્તિ.—તૃતીય આવૃત્તિ. ચતુર્થ આવૃત્તિ. |
| ૮ | વાસ્તુનિમિત્ત પ્રાર્થના. | ,, | ,, | ,, | ૧૮૭૬. | |
| ૯ | વર્ષારંભનિમિત્ત પ્રાર્થના. | ,, | ,, | ,, | ,, | |
| ૧૦ | ધર્મવિવેચન. | ગદ્ય. | મરાઠીમાંથી ભાષાન્તર. | ,, | ૧૮૭૭. | |
| ૧૧ | વૃષ્ટિપ્રાર્થના. | ગદ્ય તથા પદ્ય. | અસલ. | ,, | ,, | |
| ૧૨ | અમૂર્ત ઈશ્વર વિશે પદ. | પદ્ય. | ,, | ,, | ,, | |
| ૧૩ | હિંદી તથા અભંગ. | ,, | ,, | ,, | ૧૮૭૮. ૧૮૮૦. | પ્રથમ આવૃત્તિ. મરાઠી છંદ. દ્વિતીય આવૃત્તિ. |
| ૧૪ | હુતાશની અથવા હોળી. | ગદ્ય. | ,, | ,, | ૧૮૭૮. | |

| સંખ્યા. | નામ. | ગદ્ય કે પદ્ય. | અસલ કે ભાષાન્તર; ભાષાન્તર હોય તો શેનું. | પ્રગટ થયેલું કે નહિં. | પ્રગટ થયાની સાલ (ઇ.સ.) | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧૫ | રોગશાન્ત્યર્થ પ્રાર્થના. | ગદ્ય તથા પદ્ય. | અસલ. | પ્રગટ. | ૧૮૭૮. | |
| ૧૬ | ઈશ્વરપ્રાર્થનામાળા ભાગ ૨ જો. | ,, | ,, | ,, | ૧૮૮૦. | પ્રથમ આવૃત્તિ. અંક ૧૬ થી ૨૦. |
| ૧૭ | આશીર્વાદાર્થ પ્રાર્થના. | ગદ્ય તથા પદ્ય. | ,, | ,, | ૧૮૮૦.<br>૧૮૮૬. | પ્રથમ આવૃત્તિ.<br>દ્વિતીય આવૃત્તિ. |
| ૧૮ | ઈશ્વરોપાસના. | ,, | ,, | ,, | ૧૮૮૦. | |
| ૧૯ | બાળસંધ્યોપાસના. | ,, | ,, | ,, | ,, | |
| ૨૦ | ગાયત્રી મંત્ર. | ,, | સંસ્કૃતમાંથી ભાષાન્તર. | ,, | ,, | |
| ૨૧ | વિવાહસમયે મંગલાષ્ટક. | પદ્ય. | અસલ. | ,, | ,, | |
| ૨૨ | આઠમું વ્યાખ્યાન. | ગદ્ય. | મહર્ષિ દેવેન્દ્રનાથકૃત બંગાળી વ્યાખ્યાનના હિંદી તરજુમા ઉપર-થી ભાષાન્તર. | ,, | ૧૮૮૫. | |

| સંખ્યા. | નામ. | ગદ્ય કે પદ્ય. | અસલ કે ભાષાન્તર; ભાષાન્તર હોય તો શેનું. | પ્રગટ થયેલું કે નહિં. | પ્રગટ થયાની સાલ (ઇ.સ.) | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૨૩ | ઈશ્વરપ્રાર્થનામાળા ભાગ ૨ જો. | ગદ્ય તથા પદ્ય. | અસલ. | ,, | ૧૮૮૮. | દ્વિતીય આવૃત્તિ. અંક ૧૬ થી ૩૦; તેમાં છેલ્લા બે અંકનો ઘણોક ભાગ ભોળાનાથની કૃતિ નથી. |
| ૨૪ | પ્રભાતસ્તવન. | પદ્ય. | ,, | ,, | * | સાલ નક્કી નથી, પરંતુ ઘણું કરીને ૧૮૮૧ થી ૧૮૮૪ સુધીમાં. |
| ૨૫ | બ્રહ્મનામસ્મરણ. | ,, | ,, | ,, | * | ,, ,, |
| ૨૬ | બાળનિત્યોપાસના. | ગદ્ય તથા પદ્ય. | અસલ. | પ્રગટ. | * | ,, ,, |
| ૨૭ | ઈશ્વરનિત્યોપાસના. | ,, | ,, | ,, | * | ,, ,, |
| ૨૮ | બ્રહ્મસ્તોત્ર. | | ,, | ,, | * | ,, ,, |
| ૨૯ | નાગરમિત્ર ભાગ ૧ લો. | ગદ્ય. | ,, | પ્રગટ ન થયેલો. | * | સમુદ્ર પ્રયાણ નિષિદ્ધ નથી તે વિશે. ૧૮૬૯ માં રચ્યો. |
| ૩૦ | નાગરમિત્ર ભાગ ૨ જો. | ,, | ,, | ,, | * | ,, ,, અપૂર્ણ. |

| સંખ્યા. | નામ. | ગદ્ય કે પદ્ય. | અસલ કે ભાષાન્તર; ભાષાન્તર હોય તો શેનું. | પ્રગટ થયેલું કે નહિં. | પ્રગટ થયાની સાલ (ઇ.સ.) | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૩૧ | અભંગમાલા. | પદ્ય. | ,, | પ્રગટ નથી થઈ. | * | અપૂર્ણ ૧૮૮૧ થી ૧૮૮૬ સુધીમાં રચેલી. |
| ૩૨ | સારાભાઇ ભોળાભાઇનું જીવનચરિત. | ગદ્ય. | ,, | પ્રગટ નથી થયું. | * | ,, પિતાનું જીવનચરિત. |
| ૩૩ | છૂટક ઉપદેશો. | ,, | અસલ તથા ભાષાન્તર અંગ્રેજી, સંસ્કૃતમાંથી. | અપ્રગટ. | * | પ્રાર્થનાસમાજમાં તથા બીજે સ્થળે વંચાયેલા તથા બોલાયેલા. |
| ૩૪ | છૂટક પદ, છંદ ઇત્યાદિ. | પદ્ય. | અસલ તથા બંગાળી ઇત્યાદિમાંથી ભાષાન્તર. | પ્રગટ તથા અપ્રગટ. | * | પ્રાર્થનાસમાજમાં તથા બીજે પ્રસંગે ગવાયેલાં તથા નહિં ગવાયેલાં એવાં. |

# પરિશિષ્ટ ( ढ ) ( પૃ. ૨૦૦ જુઓ. )

# ભોળાનાથ સારાભાઇના મરણ વિષે જૂદાં જૂદાં વર્તમાનપત્રો વગેરેએ લીધેલી નોંધ.

૧

( THE INTERPRETER *Calcutta June 1886.* )

" * * * Every thing has depended upon the personal exertions of men like Mr. Bholanath Sarabhoy, who, with a few friends, bore both the pecuniary and moral responsibility of the movement. What then is my regret to hear since I left Ahmedabad for Simla that my beloved and honored friend Rao Bahadur Bholanath Sarabhoy died on the 11th May? His loss is irreparable in Ahmedabad and though I have great respect and confidence in Mr. Mahipatram Rupram, his natural successor, and intimate friend, yet I cannot but feel that the most strenuous efforts will have to be made to keep the Samaj afloat. Rao Bahadur Bholanath Sarabhoy was a Brahmin of the highest caste in Guzrat, he was a retired Government officer, high in social position, and affluent in worldly circumstances. The simplicity of his life, the genial serenity of his disposition, made his presence welcome to every community where he went. His love of God was so true, so devout was his bearing, that when he took up the cause of the Prarthana Samaj, it became a really popular movement in the highly orthodox city of Ahmedabad. By careful and judicious conduct that popularity he maintained to the last. By his exertions mainly, the Prarthana Mandir was built, and the building is a gem of its kind, superior in style and taste to any similar structure in any other part of the presidency. He composed hymns, and organized services which were attractive to every theist who visited the local Samaj. His liberality was unstinted and his enthusiasm unflagging. Every Brahmo missionary of whatever section, who went to Ahmedabad, was greeted by the venerable Bholanath with a cordiality which can never be forgotten. Lying on his last bed of illness when I was with him in April, he repeatedly requested me to offer prayers at his bedside, and devoutly joined in the little services held. His son, who was attending upon him, sang the hymns so well known, he had composed, and altogether the dying man seemed to be at peace with God and with man. Now he has passed away to his

rest. The record of righteousness, if it belongs to any body, belongs to him. Let the whole Brahmo community join in praying for the peace of his spirit, and the continued prosperity of the cause he had so much at heart."

---

૨

( THE INDIAN MESSENGER *Calcutta 23rd May 1886.* )

"Those who knew the late Bholanath Sarabhai, the revered President of the Ahmedabad Prarthana Samaj during life, will be sincerely sorry to hear of his death, which mournful event took place on Tuesday the 11th of May last. We counted it as one of our privileges to have been personally acquainted with him during life. He was a deeply pious old man, venerable with age, and loved and esteemed by all for his great piety and excellence of character. He was a poet by nature, and has kindled a new spiritual life in many hearts by sweet hymns that he composed on different occasions. His Guzratee hymn-book is very popular in that part of the country. He was a great friend of Babu Satyendranath Tagore and was bound with the family of Maharshi Devendranath Tagore by ties of mutual regard and sympathy. To the Editor of the *Indian Messenger* his death is a personal loss, for his has been one of those loved and revered names, whom it has been his privilege in life to admire. The city of Ahmedabad has lost in him one of its ornaments, and the cause of theism in Western India one of its worthy champions. We publish in another column an exract from the Bombay Gazette which will give our readers, some idea of the many services that he had rendered to his country."

---

૩

( THE BOMBAY GAZETTE, *Bombay 15th May 1886.*)

"A GUJARAT WORTHY"

"We much regret to hear of the death on Tuesday from heart-disease and dropsy, of Rao Bahadur Bholanath Sarabhai, a prominent citizen of Ahmedabad, and one highly respected throughout Gujarat and the Bombay Presidency by all who knew him. The deceased belonged to one of the most ancient and respectable families of Nagar Brahmans in Gujarat. * * * * *

* After his retirement from service in 1875 the activitie

of Rao Bahadur Bholanath were found to be enlisted in the cause of social and religious reform among his countrymen. He was the founder of the Prarthana Samaj at Ahmedabad, and continued as its president till his death. He was the author of a book of prayers in Gujarati, composed for the use of the Samaj on the most approved Sanskrit models. Hereafter Mr. Bholanath will be known best by his zeal, his earnestness and his devotion to the cause of religious and social reform. His appearance in this character lent a special grace to all that he said and preached from the high social status that he occupied in the circle of earnest thinking men, whose character and conduct as elders and leaders of important movements largely influence native society. Mr. Bholanath died at the age of 63. He leaves a large family and numerous friends by whom his loss as a kind and sympathetic well-wisher will be deeply felt. * * *"

---

४

( ADVOCATE OF INDIA, *Bombay* 13 *May* 1886. )

OBITUARY.

"We regret to have to record the death of Rao Bahadur Bholanath Sarabhai, at Ahmedabad, on the evening of Tuesday last. The deceased belonged to a wellknown Nagar family. * * * * Though not a member of the Municipality, he was known for the genuine interest he took in all questions affecting the general welfare of the people. He was the founder of the Prarthana Samaj at Ahmedabad and that body will long remember him as their guiding spirit and an earnest worker in the cause of religion. In his death Gujarat has lost a useful and enlightened citizen ; and his numerous friends, European and Native, will not easily forget the warm and sympathetic heart which was concealed behind a graceful and dignified exterior. * * * *"

---

५

( THE INDU PRAKASHA, 17*th May* 1886 *Bombay.* )

THE LATE RAO BAHADUR BHOLANATH SARABHAI.

The death of Rao Bahadur Bholanath Sarabhai leaves a gap in the society of Gujarat which will not be easily filled up. Born of a respectable family, he had early in his life the ambition of

rising to distinction in Government service. Accordingly after finishing up his elementary education in a private English School, then existing in the city of Ahmedabad, he passed the Munsiff's examination by individual effort and in the course of 30 years' meritorious service, rose to one of the highest offices then available to natives. He had a respectable knowledge of Gujarati, Sanskrit, Persian, Hindi, Marathi and English. Naturally of a quick intelligence and with energy almost extraordinary, he could take in new ideas and expressions with a celerity of apprehension, which surprised the plodding and over-burdened intellects of a younger generation. Thus at a time when his compeers were labouring in the routine of daily life, he formed with some of his distinguished friends, the nuclei of that religious and social reform which were afterwards, and under more favourable circumstances, destined to spread over the whole of Western India. His devotion and earnestness in the field he had chosen after his retirement from Government service in 1875 were such as to command respect and admiration of both young and old, high and low. The estimation in which his long and honourable service, integrity and nobility of character were held by Government was evinced in the personal distinction of a *khilat* and second class sirdarship which it bestowed upon him at the time of his retirement. But he had become dead to all worldly honours and distinctions, after the death of his second son who had given promise of a very successful career. He retired from the world, as he retired from the service and passed the latter portion of his life in the cultivation of that piety and devotion to religious reform which gave birth to so much of the spiritual poetry and prose in the native language of his country. He breathed a pure spirit of religion with now and then strictures against the dark superstition rampant over the land : and the prose which he wrote will always remain a model of a perfect and a highly finished Gujarati style. Great as was his zeal for the general wellbeing of the people he thought that running too much ahead over political reform was not possible and sought to put the axe at the root of all social evil *viz.*, early marriage. He had profound sympathy for the lonesome condition of widowhood but foresaw with his practical good sense the danger and inexpediency of a hasty step by stray and individual efforts. But the field of religion was the field of his choice as he thought all progress impeded by the hampering shackles of superstition and custom, and was anxious till the end of his days

for the upholding of the institution which owed its origin and existence to his endeavour and the co-operation of his friends. He died carrying with him the respect and love not only of his friends and countrymen, but of distinguished native statesmen from the far south and the patriarchs and pioneers of religious reform in the north of Bengal."

---

૬

હિતેચ્છુ, તા. ૧૩ મે સન ૧૮૮૬ અમદાવાદ.

## રા. બા. ભોળાનાથ સારાભાઇનું દુઃખદાયક મૃત્યુ.

ગયે મંગળવારે સાંજરે સાડા ૭ કલાકે આ મહાન્ પુરૂષે પોતાનો અમર આત્મા પરમાત્માને સ્વાધીન કર્યોછે. * * * * * *

અગાઉ અત્રે ધર્મસભા હતી તેની અંદર તેઓ સામિલ હતા અને તેમાં ધર્મસંબંધી વારે વારે વિચાર ચલાવતા, અને વ્યાખ્યાન આપતા. બાદ સને ૧૮૭૧ માં અતરે એમની પ્રેરણાથી પ્રાર્થનાસમાજ સ્થાપવામાં આવી હતી. એ સમાજમાં એઓ પોતાના અંતસુધી અધ્યક્ષ હતા. એની અંદર એમણે ઘણાં વ્યાખ્યાનો આપ્યાંછે અને તે સમાજના પુસ્તકોમાં જે સરસ અને ઊંચી કવિતા છે તે એમણે રચેલીછે. એમનું મન સદાકાળ એક ઈશ્વર સાથે સંલગ્ન હતું. તેઓ દેવ દેવીઓને માનતા નહિં. * * * એમનું અંતઃકરણ સદા સ્વચ્છ અને કોઇનું પણ રૂડું થાય એમ સદા વિચાર કરતું. એમણે એમની જીંદગીનો પાછલો ભાગ રાજ્યપ્રકરણી વિષય કરતાં ધર્મસંબંધી વિષયમાં વધારે જોડેલો હતો. * * * *

એમના બે પુત્રોના મરણથી એમના અંતઃકરણમાં કારી જખમ લાગ્યો હતો તોપણ જ્ઞાનદૃષ્ટિથી તેમણે તે દુઃખ વીસારી દીધું હતું. * * *

* * એમની સખાવત કોઇ પણ સારા કામમાં યથાશક્તિ જણાયા વગર રહી નથી. * * *

આવા એક ગૃહસ્થનું મૃત્યુ થવાથી અમે અમદાવાદને એક મોટી ખોટ ગયેલી સમજીયે છીયે. ઘણા કામમાં એમની સલાહ લેવાતી તેથી પ્રજાને તેમની મોટી ખોટ પડશે. તેમના વિચાર શુદ્ધ અને નિષ્કલંક હોવાથી તેમના મૃત્યુથી હમે ઘણા દિલગીર છીયે. અને મહાપ્રભુને વિનંતી કરીયે છીયે કે એમના અમર આત્માને તારા અક્ષય ધામમાં સદા અક્ષય સુખમાં રાખજે એજ અમારી પ્રાર્થના છે. શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

૭

( SUBODHA PATRIKA, 17*th May* 1886. *Bombay.* )

We deeply regret to notice the death of Rao Bahadur Bholanath Sarabhai which sad event occurred on the evening of Tuesday last. In him Ahmedabad loses a prominent citizen, Gujarath a worthy son and the Presidency an elderly, influential and earnest friend of religious and social reform. The high position of his family in that city began with its very foundation and has continued through. He inherited it from his fathers and transmits it to his sons. The two eldest of these unhappily had preceded him; the second only last year, which loss he bore manfully; but three younger ones survive, one employed in the Baroda state, another a Statutary Civilian, the third completing his studies—all members of the Prarthana Samaj like their father who almost passed an ideal Hindu life, devoted to education in youth, serious and honest work in manhood, religious meditation and an active benevolence after retirement from worldly labours, and goodness all along.

The Prarthana Samaj at Ahmedabad owed much to his labours and his liberality and the theistic cause has suffered a severe loss in his death. May his spirit rest in peace and his sons follow the example of his noble life and continue that combination of hereditary position and fortune with sound education and liberality of sentiment and faith which is so rare among us at present.

---

૮

બુદ્ધિપ્રકાશ જૂન, ૧૮૮૬ અમદાવાદ.

( છબીસાથે )

## સરદાર રા. બા. ભોળાનાથ સારાભાઇનું દુઃખદાયક મૃત્યુ.

આ મહાપુરૂષના મૃત્યુના દુઃખદાયક સમાચારની નોંધ લેતાં અમે અમારા અંતઃકરણની દિલગીરી જાહેર કરીયે છીયે. *

* * *

ગયા મે માસની તા. ૧૧ મી મંગળવારને રોજ સાંજના ૬ા વાગતાં એમનો પવિત્ર આત્મા પોતાના પેદા કરનારની હજુરમાં શાંતિસુખ ભોગવવા માટે નાશવંત દેહનો ત્યાગ કરી ગયોછે!! નામ તેનો નાશ છેજ તોપણ જે માણસ ઘણા માણસોના રક્ષક તથા માર્ગસૂચક અને મુરબ્બી તરીકે સ્વદેશીજનસમૂહને ઉપયોગી હોય તેના મૃત્યુથી સ્વાભાવિક રીતે સર્વને દિલ-

ગીરી થાયજ. એજ પ્રમાણે રા. બા. ભોળાનાથભાઇના મૃત્યુના સંબંધમાં બન્યુંછે. ગુજરાતીઓના ભૂષણરૂપ એ સદ્‌ગૃહસ્થના ગુજરવાથી તમામ સમજુ માણસોને ઘણો શોક થયોછે. એમના કુટુંબ અને મિત્રમંડળમાં એથી ભારે દિલગીરી ફેલાઈછે તેમાં અમે અંતઃકરણથી ભાગ લઇયે છીયે. અને પરમ કૃપાળુ પ્રભુ પાસે માગીયે છીયે કે અમારા એ શુભચિંતક મહાપુરૂષના આત્માને તારા પવિત્ર ધામમાં સદા શાંતિ આપજે.

રા. બા. ભોળાનાથભાઇ અમદાવાદના વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિના ઊંચા કુળના ખાનદાન ગૃહસ્થ હતા. વંશપરંપરાથી તેમના કુટુંબની મહત્તા ચાલી આવેછે. અમદાવાદ વસ્યું ત્યારથી આજ સુધીમાં તેમના વડીલોએ સરકારની સેવા ઉત્તમ પ્રકારે બજાવી ઘણું સારૂં માન અને પ્રતિષ્ઠા મેળવેલાંછે.

સરકારી નોકરીની સાથે સ્વદેશસેવા પણ તેમણે સારી બજાવીછે. પેન્શન લીધા પછી કેટલાક માણસો દેશી રજવાડામાં નોકરી કરેછે તે પ્રમાણે એમણે કર્યું નથી. પણ પોતાની ઉત્તરાવસ્થાનો બધો કાળ ધર્મસુધારણાના સર્વોત્કૃષ્ટ કામમાં તથા દેશનું અને દેશી ભાઇઓનું કલ્યાણ થાય એવાં પરમાર્થનાં કૃત્યોમાં ગાળ્યાંછે. અમદાવાદ પ્રાર્થનાસમાજની સ્થાપના એમની પ્રેરણા અને આગેવાનીથી થઈછે તથા હાલની તેની આબાદ થતી સ્થિતિનું મુખ્ય કારણ પણ એ ધર્મિષ્ઠ નરની અંતઃકરણપૂર્વક આગેવાનીછે. શરૂઆતથી તે એ સમાજના અધ્યક્ષ હતા. અને તેના કામમાં તન મન અને ધનથી મદદ કરતા. ઘણું કરીને ગુજરાતના દરેક નાના ગામડામાં પણ હોંસથી વંચાતું પ્રાર્થનામાળાનું પુસ્તક એ મહાપુરૂષે રચેલુંછે. એ પુસ્તકની રચના એવી સરળ ને કવિતા એવી રસિક તથા મનોરંજક છે કે સર્વ કોઇ અતિ ઉમંગથી તેનો આદર કરેછે. એમની કવિતાશક્તિનું અનુમાન કરવાને એ પ્રાર્થનામાળાની કૃતિ એક નમુનો છે. જ્યાં સુધી એ પુસ્તકની હયાતી હશે ત્યાં સુધી એના કર્તાની કીર્તિ પણ રહેશેજ. એશિવાય બીજાં પણ ધર્મસંબંધી પુસ્તકો એમણે રચીને સમાજને નામે પ્રસિદ્ધ કર્યાંછે. * * *
વિદ્યાવૃદ્ધિને માટે તે બહુ કાળજી રાખતા અને એ કામમાં પોતાનાથી બને તેટલી મદદ કરતા. * * * સને ૧૮૪૯ માં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થપાઈ ત્યારથી તેમણે એના ઉત્કર્ષને માટે ઘણી મહેનત કરેલીછે. એમના જેવા ઉત્સાહી અને વિદ્વાન કામદારની સોસાઇટીને ઘણી ખોટ પડીછે!

* * *

કેટલાક માણસો સંસારસુધારા વગેરેનાં ઠેરઠેર લાંબાં લાંબાં ભાષણો

કરી તથા ચોપાનીયાં છપાવી દેશસુધારકમાં ગણાયછે તેમ રા. બા. ભોળાનાથભાઇએ કર્યું નથી. પણ તમામ સુધારાનો મૂળ પાયો જે ધર્મસુધારણા તેને માટે એમણે પોતાનાથી બની શક્યો તેટલો પ્રયત્ન કર્યોછે અને તેથી ખરેખરા સુધારાના આગેવાનની શ્રેષ્ઠ પદવીને યોગ્યછે. જ્યાં સુધી ધર્મનો સુધારો થયો નથી ત્યાં સુધી બીજા સુધારા આગળ વધવા મુશ્કેલ બલ્કે અશક્ય છે. માટે તે મહાન સુધારાના કામની ગુજરાતમાં સ્થાપના કરી તેને આગળ ચલાવનાર પુરૂષનું નામ હવે પછી પ્રજામાં માનપૂર્વક કાયમ રહે એવી કાંઇ ગોઠવણ તેમના અનુયાયી અને સ્નેહી સંબંધીઓએ અવશ્ય કરવી જોઇયે.

---

૯

(રાસ્ત ગોફ્તાર, મુંબાઈ ૧૬ મે ૧૮૮૬.)

## IN MEMORIAM.

મી. ભોળાનાથ સારાભાઇના દુઃખદાયક મરણસમાચાર અમદાવાદથી અમે મોટા ખેદ અને અફસોસ સાથ જાણ્યાછે. એ બુઝર્ગ નાગર બ્રાહ્મણના મરણથી ગુજરાત અને અવશ્ય અમદાવાદનો એક સેતારો જંખવાઈ ગયોછે અને ગુજરાતી આલમે, પોતાના ભલાને માટે ખરા દિલના ખંતી એક શુભેચ્છકને ખોયોછે. * * * *
એટલુંજ કહીશું કે મી. ભોળાનાથની પેઢી બાપદાદેથી રાજદુવારી કામો અને સરકારી નોકરીમાં નામ કાહાડતી આવીછે તે નામ મરનારે શોભા સાથ જાળવી રાખ્યુંછે અને તેમના દીકરા જે સરકારી નોકરીમાંજ છે તેમનાથી એ કુટુંબની કીર્તિ હજુ જારી રહેશે એવી આશાછે. પણ વળી, મરનાર કેળવણી અને સુધારાને પ્રથમથી ચાહનારા હતા. અમદાવાદની પ્રાર્થના સમાજના એઓ પ્રથમ સ્થાપક હતા. અને આજ સુધી તેના પ્રમુખ હતા જે સમાજમાં સંગીત રૂપી પ્રાર્થનાઓનું એક પુસ્તક એઓએ જોડયું હતું, અને એઓના વ્યાખ્યાનો સદા અસરકારક હતાં, તે વીશે મુંબાઈના શ્રોતાજણોને મુંબાઈની પ્રાર્થનાસમાજના ધર્માસન ઉપરથી ખ્યાલ આપવાને એઓ ભૂલ્યા નહિ હતા. * * * *
કેટલાક પુનર્વિવાહમાં એમણે મદદ કરેલી અમે જાણીએ છીયે. એઓ કેળવણીના મદદગાર હતા. તે ગુજરાતકોલેજના ફંડમાં રૂ. ૩૦૦૦) ભર્યાથીજ માત્ર નહિ પણ અમદાવાદમાં એમના મરનાર જુવાન પુત્રની યાદગીરીમાં એઓએ રૂ. ૧૦,૦૦૦ ખરચીને બંધાવેલી આપારાવ લાયબ્રેરીથી માલમ

પડેછે. સ્વભાવે તેઓ ઘણાજ શાંત તથા સાદા હતા અને મનની પ્રકૃતિમાં એઓ બચ્ચાંના સરખા મીઠા અને પોતાના નામ પ્રમાણે ખરેખર ભોળા હતા. એમની પ્રસન્નવદન મુખમુદ્રા ઉપરની પ્રકાશિત પેશાનીજ એમને માટે દરેક જોનારના મનમાં માન પેદા કરે એવી હતી, અને એમનો હસતો મુખરો તથા માયાળુ દેખાવ એમના બોહોળા પરિવાર તથા મિત્રમંડળથી એકાએક ભુલાય એવો નહિં હતો.

---

૧૦

(ગુજરાતમિત્ર, સુરત ૧૬ મે ૧૮૮૬.)

## રાવબાહાદુર ભોળાનાથ સારાભાઇનું શોકજનક મૃત્યુ.

Sad death of R. B. Bholanath Sarabhai.

અમદાવાદ અને આખા ગુજરાતમાં પ્રખ્યાત થયેલા રાવબાહાદુર ભોળાનાથ સારાભાઇના શોકજનક મૃત્યુના સમાચાર જાણી તેમનાં કામોની બુજ જાણનારાઓમાં ખચીત દલગીરી ફેલાઈ છે. રા. બા. ભોળાનાથ ગયા ભોમવારે તેમના વતન અમદાવાદમાં દેવલોક પામ્યાછે. એમની જીંદગીનો ટુંક હેવાલ હમો નીચે મુજબ આપીયે છીયે. * * *

રાવબાહાદુર ભોલાનાથે સરકારી નોકરીમાંથી મોકળા થયા પછી રાજદ્દુવારી જંજાળોને બદલે ધર્મસંબંધી આસતા વધારે રાખી પ્રાર્થનાસમાજ નામની સભા આજ સોળવરસ થયાં સ્થાપી તેના પ્રમુખ દાખલ જીંદગી સુધી રહ્યા હતા. વારંવાર તેઓ ધર્મસંબંધી વ્યાખ્યાનો આપતા. વળી સુરતની પ્રાર્થના-સમાજ ઉભી થઈ તે વેળા જે ઉમંગથી કામ ચાલતું હતું તે વખ્તે પણ એ રાવબહાદુરે સુરતમાં આવી એ સમાજની વરસગાંઠપર વ્યાખ્યાનો આપ્યાં હતાં. એઓ મૂર્તિપૂજકના વિરૂદ્ધ હતા અને એક ઇશ્વિરને માનતા હતા. તથા સુધારાવાળા કહેવાતા હતા. * * *

આ રાવબહાદુરના મરણથી અમદાવાદને એક મોટી ખોટ ગયલી હમો માનીયે છીયે. ”

---

૧૧

પ્રજામત, અમદાવાદ ૧૫ મે ૧૮૮૬.

## રા. બા. ભોળાનાથ સારાભાઇનું દુઃખદ મૃત્યુ.

ગયા મંગળવારની સાંજરે એઓના રાયખડવાળા બંગલામાં થયુંછે.

આ મહાન પુરૂષનો જન્મ સંવત્ ૧૮૭૮ માં થયો હતો એમના પિતા સારાભાઇ, વડોદરાની એજન્સીમાં દફ્તરદારની માનભરેલી પદવીપર હતા. એમની નોકરીની બુજ તરીકે સરકારે એમને અમદાવાદની પાસેનું નીકોલ નામનું ગામ વંશપરંપરા બક્ષીસ આપ્યું હતું. તેમજ રાધનપુરના બાબી નવાબ તરફથી ધનોરા નામનું ગામ મળ્યું હતું. તે સમયના ગ્રહસ્થને છાજે એવી કેળવણી એમને મળી હતી. એ કુલીન ગ્રહસ્થની ગુજરાતી ભાશાની વિદ્વતાને માટે અમે કાંઇ બોલતાજ નથી. એ તો સ્વતઃસિદ્ધછે. તેમજ સંસ્કૃત, ફારશી, ઇંગ્રેજી અને દક્ષિણી ઇત્યાદિ ભાષાઓ એમને સારી આવડતી હતી. એમણે પોતાની નોકરી મુનસફીથી શરૂ કરી હતી. સને ૧૮૪૪ માં એઓ કપડવણજના મુનસફ થયા હતા. ત્યારથી તે સને ૧૮૭૪ ની સાલ સુધી ઉત્તરોત્તર ચઢતી પદવી ભોગવીને મજકુર સાલમાં એમણે પેનશન લીધું હતું. તે વખતે એઓ ખેડાના ફ. ક. સબોર્ડીનેટ જડજ હતા. નામદાર સરકારે એમની એકનિષ્ઠા ને વગળ વગરની નોકરીના બદલામાં દરબાર ભરીને એક ઊંચો દુશાલો અને જન્મપર્યંત "રાવબહાદુર" નો ઇલ્કાબ આપ્યો હતો. એઓને સરકારે બીજા વર્ગના સરદાર બનાવ્યા હતા. તેમજ નામદાર મહારાણીયે કૈસરેહિંદનો ખીતાબ ધારણ કર્યો ત્યારે એમને ત્યાં નિમંત્રણ કરવામાં આવ્યું હતું અને વફાદારીનુ સરટીફીકેટ આપ્યું હતું. થોડા વરસ ઉપર એમના એક પુત્ર નરસિંહરાવને સરકારે સ્ટેચ્યુટરી સીવીલ સરવંટ નિમ્યાછે. પરંતુ આ બધું આ દુનિયાનું માન હતું. અમે એમના પરમાર્થી કૃત્યથી એમનું વિશેષ માન ગણીએ છીયે. વૃદ્ધાવસ્થા સમીપ આવતાં પેનશન લીધા પછી જેમ ઘણા કરેછે તેમ-બીજા રાજ્યોમાં નોકરી ન કરતાં એમણે પોતાનો કાળ દેશની ધર્મપડતીની ઉન્નતી કરવામાં ગાળ્યો હતો. પોતે પોતાનો સ્વાર્થ વિસારીને લોકનિંદાનો ભય ન ગણીને, ધર્મબોધ કર્યો હતો. આ એક એમના સત્યના પ્રેમનો મોટો દાખલોછે.

સને ૧૮૭૧ ની સાલમાં એમના પુત્ર આપારાવ નિર્વંશ મરી જવાથી એમણે રૂ. ૧૦૦૦૦ ખરચીને એમના નામની એક લાયબ્રેરી સ્થાપી હતી. સને ૧૮૭૦ માં ઈશ્વરપ્રાર્થનાસમાજનો આરંભ કર્યો હતો. બેશક પ્રથમતો આ સમાજ નાના પાયાપર હતો પણ હાલ તેની સ્થિતિ કેવી છે તે કહેવાની જરૂર નથી. ઠેકાણે ઠેકાણે મોટા શહેરથી માંડીને તે નાના દસ ઝુપડાના ગામમાં પણ ઈશ્વરપ્રાર્થનામાળાની પ્રત નીકળેજ આ એક એમના સર્વ સદ્વૃત્તિથી ઉઠાવેલા કામની મોટી ફતેહ છે. નાના છોકરાં, સ્ત્રીયો, પુરૂષો, બધાં

પ્રાર્થનામાળાની મોહક કવિતાથી રાજી રાજી જણાયછે. એ પુસ્તકની ત્રણ ચાર આવૃત્તિ થઈ એ એનો વિજય સુચવેછે. કાળ ફરેછે અને નિરંતર પોતાનુ કામ કર્યો જાયછે. અમે એમના ધર્મમતને માટે અમારૂં મત આપતા નથી. સંસારિક ફરજોમાં પણ આ મહાન્ પુરૂષ નિષ્કલંક હતા. એમની સદ્વૃત્તિ, સદ્બુદ્ધિ, બીજાનું ભલું કરવાની ધારણા એટલી તો હતી કે દુનીયાદારીનાં પુતળાં–સ્વાર્થ એજ ઉદ્દેશ માની બેઠેલા અધમો લગીરેક હાસ્યાસ્પદ રીતે એમને ભોળાનાથ કહેતા હતા. આવાઓને અમે માત્ર એટલુંજ યાદ આપીશું કે લુચ્ચા થવા કરતાં ભોળા થવું એ વધારે સારૂં છે. પ્રાર્થનામાળાની ફતેહ એ એમની કવિતાની ફતેહ છે. અને જ્યાંસુધી ગુજરાતી ભાષા રહેશે ત્યાંસુધી પ્રાર્થનામાળા એમના વિજયસ્તંભની પેઠે પ્રકાસશે. પુનર્વિવાહને એઓ ઉત્તેજન આપતા હતા. બાળલગ્નનિષેધક મંડળીના એઓ અધ્યક્ષ હતા. એમના પુત્ર આપારાવનો ઘા જેમ તેમ વિસાર્યો હતો એટલામાં એમના જ્યેષ્ઠ પુત્ર બાબારાવનું અકાળ મૃત્યુ થયું. વૃદ્ધાવસ્થામાં આવો કારી ઘા એમને ગ્રહસ્થને ભક્તને છાજે તેવી રીતે વેઠ્યો હતો. પરંતુ એમની તબીયત ત્યારથીજ બગડતી ચાલી હતી. ચાર પાંચ મહીના ઊપર એઓ એકદમ માંદા થઈ ગયા હતા પણ વળી વચમાં ઠીક થયાથી બધાને એમની આશા રહી હતી. પણ આ દુષ્ટ રોગે ફરી ઊથલો ખાધો અને એઓ એના ભોગ થઈ પડ્યા. આ સદ્ગ્રહસ્થના મોતથી એમના કુટુંબને ગયેલી ખોટ માત્ર નહીં પણ ગુજરાતી પ્રજાને ગયેલી ખોટ પણ પુરી પડે એમ નથી. આવા પારમાર્થિક ભક્તિવાળા, સ્વદેશોન્નતિ ચાહનારા, સધર્મ પ્રવર્તાવનારા, ખરેખરા કુલીન ગ્રહસ્થ, સુધારાના એક આગેવાન, બાળકો ને વિધવાઓના શુભ ચિંતક, દેશભક્ત અને અમારા શહેરના એક સ્થંભરૂપ ગ્રહસ્થના મૃત્યુથી થયેલા ઘાતું વર્ણન કરવાને અમારી કલમ અશક્ત છે. અતિશય શોકગ્રસ્ત થવાથી કાંઇ લખી શકાતુ નથી. ઈશ્વર એમના અમર આત્માને શાંતિ આપો."

---

१२

( **सुबोधपत्रिका**, ३० मे १८८६, मुंबई. )

( सचित्र )

रावबहादूर भोलानाथ साराभाई.

देह त्यागितां कीर्ति मार्गे उरावी ।<br>
मना सज्जना हेचि क्रीया धरावी ॥

मना चंदनाचे परी त्वां झिजावें ।
परी अंतरीं सज्जना नीववावें ॥ १ ॥

रामदास.

आह्मी आपल्या तारीख १६ मिनहूच्या अंकांत आमचे लोकप्रिय व स्वदेशहितेच्छु बंधु रा. ब. भोलानाथ साराभाई वारल्याचें दुःखकारक वर्तमान वाचकांस कळविलें. त्यांजवर त्या दुःखप्रसंगाच्या संबंधानें येथील प्रार्थनासमाजमंदिरांत उपासना झाली व त्याप्रमाणें इतर ठिकाणींही झाल्या असतील. आज त्यांचें एकंदर चरित्र एका प्रेमळ मित्रानें लिहून आह्मांकडे पाठविलें आहे तें साद्यंत जसेंच्या तसेंच त्यांच्या तसबिरीसह प्रसिद्ध करीत आहों.

महात्म्याचें चरित्र वाचणारे, ऐकणारे आणि त्याविषयीं विचार करणारे यांच्या मनांत महात्म्याविषयीं सद्‌बुद्धि आणि सद्विचार उत्पन्न होतात आणि सदाचार आणि ईश्वरभक्ति अधिकाधिक प्रिय वाटूं लागतात. सारांश जे अनेक अप्रतिम फायदे सत्समागमापासून होतात तेच फायदे सत्पुरुषचरित्रावलोकनापासूनही होतात. ह्मणून शिरोभागीं ज्या महापुरुषाचें नांव लिहिलें आहे त्यांचें थोडेंसें आज जन्मचरित्र देण्याचा आमचा विचार आहे. पहिल्यांदा त्यांची थोडीशी माहिती देऊन नंतर ईश्वरभक्ति आणि परोपकार यांजकडे त्यांचें मन कसें वळलें हें सांगावें असा आमचा बेत आहे. * * * * * * * ते मोठ्या घराण्यांतील होते; श्रीमान् होते, विद्वान् होते, यांची बुद्धि फार तीव्र व सत्यशोधक होती या सर्व गोष्टी आह्मांस अभिनंदनीय आहेत खऱ्या, परंतु त्यांची ईश्वरभक्तिपरायणता आणि लोकांच्या खऱ्या हिताविषयींचें प्रेम आणि तें हित साधण्याकरितां त्यांचा निरंतरचा उद्योग याच्यामुळें ते आमच्या प्रेमास अधिक पात्र आहेत, आणि यामुळेंच आह्मी त्यांस महापुरुष, सत्पुरुष ह्मणतों. लहानपणापासूनच ते मोठे ईश्वरभक्त होते परंतु त्यांची

भक्ति पूर्णपणें विशुद्ध नव्हती. मूर्तिपूजा, पात्रापात्र विचारांवाचून दान ह्मणजे ब्राह्मणांसच अन्न, वस्त्र, धनादिकांचे दान देण्याची जी जुनी रीत आहे तीचेंच अवलंबन होत असे. आमचें ह्मणणें असें नाहीं कीं, ब्राह्मणांस दान देऊं नये व त्यांत पुण्य नाहीं. पण वंश-परंपरेच्या योगानें ( पण गुणाच्या योगानें नव्हते ) असे जे ब्राह्मण त्यांस दान दिल्याच्या योगानें ईश्वर प्रसन्न होतो आणि आत्म्याचें श्रेय होतें असें नाहीं. हेच विचार त्यांच्या मनांत येऊन त्यांनीं सन १८५८ सालीं धर्मसभा या नांवाची मंडळी स्थापन केली. त्या सभे-चा मुख्य हेतु हा होता कीं, सद्धर्मांचें शोधन होऊन असद्धर्मांचा नाश व्हावा. रावबहादूर भोलानाथभाईचा असा दृढ निश्चय झाले-ला होता कीं, सद्धर्मज्ञान व सद्धर्मावलंबन झाल्यावांचून सामाजिक स्थिति सुधारण्याची आशा नाहीं. ही सभा स्थापन झाल्यानंतर त्यांच्या मनाचें वळण एकेश्वरमताकडे अधिक अधिक लागूं लागलें. आणि सन १८६१–६२ सालापासून त्यांनीं स्वतः मानसिक ईश्वर-भक्तीचा मार्ग स्वीकारला; पुढें थोड्या वर्षांनीं त्यांचे मोठे बुद्धिमान् आणि होतकरू द्वितीय पुत्र आपाराव मरण पावले. त्या पुत्रशोका-च्या योगानें त्यांच्या मनांत ऐहिकसुखाच्या नश्वरतेविषयीं इतकें बिंबून गेलें कीं त्या वेळापासून त्यांच्या आत्म्यास खरी शांति आणि खरें समाधान ईश्वराच्या सेवेंत आहे असें वाटूं लागलें. पुढें जें सद्धर्मा-पासून होणारें सुख आणि शांति आपणास मिळत आहे, तें सुख आणि ती शांति दुसऱ्यासही मिळावी अशा हेतूनें त्यांनीं १८७१ त प्रार्थनासमाज अहमदाबाद येथें स्थापन केला.

परमेश्वरानें ह्या महात्म्यास जणु गुजराथच्या लोकांस सद्धर्माचा मार्ग दाखविण्याकरितांच पाठविलें. दिवसानुदिवस अज्ञानांधकारा-च्या योगानें आणि स्वार्थी गुरूंच्या सद्धर्मद्वेषक उपदेशाच्या योगानें गुजराथेमध्यें धर्मसंबंधी जी निकृष्टावस्था येत चालली होती तिच्या

मधून लोकांचा उद्धार करण्याकरितांच या पवित्र पुरुषाच्या अंगांत तो विलक्षण उत्साह असें अलौकिक धैर्य आणि तें अप्रतिम प्रेम ईश्वरानें दिलें होतें. असें नसतें तर सर्व चालत आलेल्या गुजराथें- तील धर्मपंथांमधील खऱ्या भक्तीचा नाश झालेला पाहून ईश्वराविषयीं- चे लोकांच्या मनांत खरोखर प्रेम उत्पन्न करण्याच्या हेतूनें त्यांनीं इतके परिश्रम केले नसते.

निःस्वार्थ बुद्धि, सत्यपरता, सदुपदेश, आणि सर्वांवर सारखें प्रेम हे गुण या महात्म्यामध्यें वसत असत. ह्मणून ते आपणा सर्वांस सन्माननीय आणि अनुकरणीय आहेत. त्यांनीं अहमदाबाद प्रार्थनासमाजा- च्या संबंधानें जीं भक्तिरसानें पूर्ण अशीं गद्यपद्यात्मक पुस्तकें रचून ठेविलीं आहेत त्याच्या योगानें त्यांनीं गुजराथच्या लोकांवर महदुप- कार केले आहेत. त्यांनीं केलेलीं दुसरीं सर्व कृत्यें जरी लोक वि- सरले तरी त्यांच्या भक्तिरसपरिपूर्ण कविता पुष्कळ लोक नित्यनेमानें वाचूं लागले आहेत.

परमेश्वरानें ज्या कामाकरितां या महापुरुषाचा या जगतांत उदय केला होता तें काम पुरें होतांच त्यांस आपणाकडे परत बोलावून नेलें. त्यांच्या वियोगामुळें त्यांच्या मोठ्या कुटुंबास व त्यांच्या मित्रमंडळांस अतिशय दुःख झालें आहे आणि असें होणें स्वाभाविकच आहे तथापि ते आपलें येथील कर्तव्यकर्म योग्य रीतीनें बजावून ह्या दुःखमय जगतांतून अनंत सुख आणि शांति यांचा उपभोग घेण्याकरितां परमे- श्वरापाशीं गेले आहेत हा विचार मनांत आणिला ह्मणजे तें दुःख पुष्कळ अंशीं कमी होतें.

मंगलमय परमेश्वर या सत्पुरुषाच्या आत्म्यास चिरकाल सुख- शांति देवो अशी नम्रभावानें त्याची प्रार्थना करून आह्मी हा लेख पुरा करितों.

---

## પરિશિષ્ટ ( ण ) (પૃ. ૨૦૦ જુવો.)

## અમદાવાદપ્રાર્થનાસમાજની જનરલ કમિટી તરફથી અનુશોચનપત્ર.

રા. રા. ભીમરાવ આદિક રા. બા. ભોળાનાથ સારાભાઇના સર્વ પરિવાર જોગ—

લખવાનું કે આ સમાજના સ્થાપનાર અને અગ્રેસર હોઈ મર્હુમ રા. બા. **ભોળાનાથભાઇએ** તન, મન અને ધનથી અનેક પ્રકારે સમાજને અમૂલ્ય આશ્રય આપ્યોછે. જગત્કર્ત્તા પરમેશ્વર ઉપર દૃઢ શ્રદ્ધા રાખનારા અને તેની સાચી અચળ ભક્તિ કરનારા મહાપુરૂષ એમના જેવા થોડાજ જોવામાં આવેછે. લોકનિંદાનો ભય ન રાખી તથા તેથી ખેદ ન પામી વેહેમને દૂર રાખવામાં જે દૃઢ હીમત એમણે બતાવીછે તેથી સાનંદાશ્ચર્ય પામ્યા છીએ. વળી એમની બીજી વિશેષ ખુબી એ હતી કે જે નિર્મળ ભક્તિભાવ એમના શુદ્ધ અંતઃકરણમાં સદા વસેલો ને સ્થાપિત થએલો હતો તે મનોહર કવિતાની સુંદર ભાષામાં દર્શાવી શક્યાછે. એમની રચેલી પ્રાર્થનામાળા, હિંદી અભંગાદિક, સત્ય ભક્તિરસથી ભરપૂર કાવ્યોએ એમનું નામ અમર કર્યુંછે. એ પુસ્તકોવડે ગુજરાતી ભાષામાં એમની સુકીર્ત્તિ સદા ગાજતી રહેશે. એ પુસ્તકો આ સમાજનું પુષ્ટિકારક અને કલ્યાણકારી માનસિક ભોજન છે. સમાજના જીવનનો મોટો આધાર એ પવિત્ર ગ્રંથો છે. એ માટે તથા આરંભથી તે અંતલગી સમાજના અધ્યક્ષ રહી જે જે મોટી સેવા એ સત્યજ્ઞાની મહાપુરૂષે બજાવી છે તે કદી ભૂલાય તેવી નથી. એમનો ઉપકાર સમાજ ઉપર ભારે છે. એમના પરલોકવાસથી સમાજને અતિશે શોક ઉત્પન્ન થયોછે. એવા પરમ પવિત્ર પિતાના મૃત્યુથી આપને મહાકલેશ પ્રાપ્ત થાય તેમાં શી નવાઈ? તથાપિ આ જગત્ક્ષણિક છે. આ પૃથ્વીપર કોઇ અનંતકાળ રહ્યું નથી અને રહેવાનું નથી. માટે ઈશ્વરી ઇચ્છાને આધીન થઈ શોકને સમાવવો એ આપણું કર્તવ્ય છે. સર્વશક્તિમાન્ પરબ્રહ્મની આરાધના કરનારા અમારા અધ્યક્ષનો પવિત્ર આત્મા તે પ્રભુને શરણે નિરંતર રહી અનંતકાળ તેની સેવામાં મુક્તિ પામો. શાંતિઃ શાંતિઃ શાંતિઃ

અમદાવાદ, પ્રાર્થનાસમાજ<br>
તા૦ ૧૫ મી જુન સન ૧૮૮૬.

**મહીપતરામ રૂપરામ.**<br>
મંત્રી.



## ERRATA IN THE ENGLISH CHAPTEH.

| Page. | Line. | Incorrect. | Correct. |
|---|---|---|---|
| 2 | 21 | ancestors | ancestors, |
| ,, | ,, | servant | officer |
| ,, | 22 | of | under |
| ,, | 23 | -father | -father, |
| ,, | 24 | son | son, |
| ,, | 25 | Shankar | Shankar, |
| ,, | ,, | *Pa..hi Nasheen* | *Palkhi-Nasheen* |
| 3 | 11 | house | house, |
| 4 | 6 | ability | ability, |
| ,, | 8-9 | on his retirement granting him | granting him on his retirement |
| 5 | 13 | friend | friend, |
| ,, | ,, | Chhotalal | Chhotalal, |
| 8 | last | Siddhántas | Siddhântas, |
| ,, | ,, | principles | principles, |
| 12 | 9 | Soul—be witching | Soul-bewitching |
| 14 | 15 | an other | another |
| 15 | 18 | Babarao | Babarao, |
| 16 | 22 | Caste dispute | Caste-dispute |
| 17 | last but one | causes of of | causes of |
| 21 | 18 | Poona, | Poona |

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| મુખપૃષ્ઠ | ૧૨ | nings | things |
| અનુક્રમણિકા | ૪ | | 1 |
| ૧૩ | ૫ | ૧૮૨૩ | ૧૮૨૨ |
| ,, | ,, | ૨૨ | ૨૩ |
| ૩૦ | ૩૦ | અરસામ | અરસામાં |
| ૩૮ | ૧૦ | ૧૮૫૬ | ૧૮૬૬ |
| ૩૯ | ૧૯ | ઉદીચ્પ | ઉદીચ્ય |
| ૪૦ | ૧૭ | સાથેન | સાથેના |
| ૪૫ | ૫ | સારું | સારું. |
| ૪૯ | ૨૭ | well | Well |
| ,, | ,, | church | Church |
| ૬૬ | ૧૩ | મમતાથી | મમતથી |
| ૬૯ | ૫ | દુર્ગુણને રિપુસમાન | દુર્ગુણને એ રિપુસમાન |
| ,, | ૧૯ | ગુણિકા | ગણિકા |
| ૭૩ | ૬ | હોય | હોય. |
| ૭૬ | ૨૧ | મોડી | મ્હોટી |
| ૮૦ | ૩૨ | somes | some |
| ૮૭ | ૧૪ | આરંભ કરતા | આરંભ એ કરતા |
| ,, | ,, | અંગ્રેજી ભાષા | સ્ત્રીએ અંગ્રેજી ભાષા |
| ૮૯ | ૩૩ | educatian | education |
| ૧૦૯ | ૮ | કરનારા | કરનારા છે |
| ૧૧૨ | ૧ | પોતે | પોતાનેં |
| ,, | ૨ | આપી | દઈ |
| ૧૧૬ | ૧ | બ્રાહ્મસમાજન | બ્રાહ્મસમાજના |
| ૧૧૭ | ૨૮ | उचित्त | उचित |
| ૧૧૮ | ૭ | અજ્ઞાનતા | અજ્ઞાતતા |
| ,, | ૧૦ | ગણેછે | ગણેછે. |
| ,, | ૧૨ | लोककेे | लोगके |
| ,, | ૧૪ | लोक | लोग |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧૧૮ | ૨૧ | અગાળા | અંગાળા |
| ૧૧૯ | ૧૯ | જીવાનુભૂત | જીવાતુભૂત |
| ,, | ૨૮ | બને | બંને |
| ૧૩૦ | ૧ | કહેવાય | કહેવાય. |
| ૧૩૧ | ૯ | મુલાકત | મુલાકાત |
| ,, | ૩૦ | હવેન | હવેના |
| ૧૩૪ | ૨૬ | પધારે | પધારાં |
| ૧૩૭ | ૨૮ | varities | verities |
| ૧૪૫ | ૧ | ગુજરાતમ | ગુજરાતમાં |
| ૧૫૩ | ૧ | સપૂર્ણ | સંપૂર્ણ |
| ૧૫૯ | ૨૫ | તેને | તે તે |
| ૧૬૫ | ૫ | નવ થાય | ન પમાય |
| ૧૭૦ | છેલ્લી | અ | આ |
| ૧૭૩ | ૨ | ભજન વિષયક | ભજનવિષયક |
| ૧૭૪ | ૨ | ૧૪ | ૧૫ |
| ,, | ૧૬ | સઘળ | સઘળા |
| ૧૭૭ | ૧૬ | ૧૮૭૧ | ૧૮૭૨ |
| ,, | ૨૫ | જોરભરે | જોસભેર |
| ૧૮૧ | ૭ | जगद्व्यापिनं | जगद्व्यापिनं |
| ૧૮૨ | ૯ | प्रसादाच | प्रसादच् |
| ,, | ૨૬ | सुमति | सुनीति |
| ૧૮૬ | ૨૫ | આનુપુર્વી | આનુપૂર્વી |
| ૧૯૧ | ૩૦ | એમને | એમનો |
| ૧૯૮ | ૧૫ | આવ્યું | આવ્યાં |
| ૧૯૯ | છેલ્લેથી ત્રીજી | આવિભાવ | આવિર્ભાવ |
| ,, | છેલ્લેથી બીજી | ગભીર | ગંભીર |
| પરિશિષ્ટ (क) ૨ | ૨ | નરાસિંહરાવ | નરસિંહરાવ§ |
| ,, ૫ | ૪ | ન્હાનકી | પુત્રી ન્હાનકી |
| પરિશિષ્ટ (ट) ૨૦ | ૧૩ | ધણ | ધણા |
| પરિશિષ્ટ (ढ) ૨૯ | છેલ્લી | activitie | activities |